# ભોગીન્દ્રરાવ દીવેટીઆ

(જીવન, સમય અને સાહિત્ય)

24-4-1941


લેખક

શાંતિલાલ ગુલાબદાસ તોલાટ



પ્રકાશક

દીવેટીઆ એન્ડ સન્સ

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

પાનકોર નાકા :: અમદાવાદ

મં. સ્વ. પૂજ્ય ઇન્દિરાબાને કે

જેમની

છાયામાં બાલ્યાવસ્થા

ગુજારી

આટલું શીખી શક્યો.

—પ્રઘાત

# નિવેદન

જેમના પુસ્તકો પ્રત્યે મને વિદ્યાર્થી અવસ્થામાંથી જ અત્યંત પક્ષપાત હતો તે સ્વ૰ ભોગીન્દ્રરાવ દીવેટીઆના જીવન અને કાર્યને અંજલિ અર્પતું આ પુસ્તક ગુજરાતને ચરણે ધરતાં કર્તવ્ય બજાવ્યાનો સંતોષ થાય છે. આ પ્રકારની અન્થિકા લખવાનો વિચાર ઇ. સ. ૧૯૩૨માં "જ્યોત્સ્ના" માટે આદિવચન તરીકે સ્વર્ગસ્થની નવલકથાઓ પર નિબંધ લખ્યો ત્યારે જ હતો પરંતુ અનેક અનિવાર્ય સંજોગોને લીધે તે સત્વર અમલમાં ન મૂકી શકાયો. ગયા વર્ષની આખરે વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરવાળા જાણીતા અભ્યાસક અને સંશોધક શ્રી. મંજુલાલ મજમુદારે મારા વિચારને પ્રોત્સાહન અર્પ્યું અને પરિણામે હું આ પુસ્તક સત્વર તૈયાર કરી શક્યો. આ સ્થળે ભાઇ મંજુલાલનો જાહેર આભાર માનવાની તક સ્વીકારું છું.

પ્રસિદ્ધ "ઇંગ્લીશ મેન ઑફ લેટર્સ" અને તાજેતરમાં નીકળેલી "લાઇફ ઍન્ડ લેટર્સ" સીરીઝની યોજનાને અનુલક્ષી આ પુસ્તક લખાયું છે. પરિણામે એમાં કર્તાના જીવનની રૂપરેખા ઉપરાંત તેમના સમય અને કૃતિઓ પર શક્ય એટલો પ્રકાશ નાખવા પ્રયત્ન કર્યો છે. તેથી માત્ર જીવનચરિત્રની દૃષ્ટિએ આ

પુસ્તકને ન નિરખવાની સાહિત્યના અભ્યાસીઓને મારી વિનંતિ છે. સ્વ૦ ભોગીન્દ્રરાવનું વિસ્તૃત જીવનચરિત્ર સ્વર્ગસ્થના અનેક સાહિત્ય-રસિક મિત્રોમાંથી કોઇએ આ પૂર્વે લખ્યું હોત તો સ્વર્ગસ્થના વ્યક્તિત્વ પર આ આછેરી રૂપરેખા નાખી શકે છે તેનાથીય વધારે પ્રકાશ પડતે. મેં તો સ્વર્ગસ્થની કૃતિઓના એક અભ્યાસક તરીકે આ પુસ્તક તૈયાર કર્યું છે કોઇ પણ લેખકના જીવન અને સાહિત્યના યોગ્ય અભ્યાસ માટે તત્સમયની પશ્ચાદ્ભૂમિના આલેખન વિના ન ચલાવી શકાય એમ હું માનું છું

પૂજ્ય પ્રમિલાબ્હેન તથા ભાઇ પ્રદ્યોતકુમારના સ્નેહભર્યા સહકાર વિના આ પુસ્તક લખવું મુશ્કેલ પડતે. સ્વ૦ ભોગીન્દ્રરાવના પત્રો અને અંગત નોંધપોથીઓ મને વિના સંકોચે જોવા દેવા ઉપરાંત એમણે મને અન્ય આવશ્યક સામગ્રીઓ પૂરી પાડી છે. આ ઉપરાંત સ્વર્ગસ્થના અનેક મિત્રોએ મને એક અથવા બીજી રીતે જે સહાય આપી છે તે માટે તે સર્વનો હું આભારી છું.

અભ્યાસીઓને આ પુસ્તક ઉપયોગી થશે તો મારો પરિશ્રમ સફળ થયો માનીશ.

મુંબઇ:
૧ લી જુલાઇ ૧૯૩૪

શાંતિલાલ ઠોલાટ

# બે બોલ

સુજ્ઞ વાંચક,

આજે આ પુસ્તક સાહિત્યરસિક જનતા સમક્ષ મુકતાં મને ઘણો જ આનંદ થાય છે. પરંતુ સાથે એટલું તો કહેવું જોઇએ કે આ પુસ્તક ખરી રીતે જોતાં તો મારા ઘણા મુરબ્બીઓ છે તેમણે જ આ અગાઉ જનતા સમક્ષ મુકવું જોઇતું હતું. મારા કરતાં આ કર્તવ્ય એ લોકો સારી રીતે બજાવી શકયા હોત—એ બજાવવાની તેમની ફરજ હતી—એમ મારી માન્યતા છે.

સ્વ. પિતાશ્રી ગુજરી ગયા ત્યારે મારી વય નવ વર્ષની હતી અને એ વયે એમની જોડે મારે કેટલો પરિચય હોય? એમનું અચાનક અને અકાળ અવસાન થવાથી સૌથી વધારે નુકશાન થયું હોય તો તે મને જ છે.

દુર્ભાગ્યે એમના હાથની કેળવણી મને પ્રાપ્ત થઇ શકી નહીં અને મારે જીંદગીમાં એકલે હાથે જ બધું કામ કરવાનું રહ્યું. પરંતુ મારા પૂ. માતુશ્રીના આશ્રય હેઠળ જેટલી બને તેટલી કેળવણી લીધી અને ઉચ્ચ વિદ્યાભ્યાસ પૂરો કરી શકું તે દરમ્યાન પાંચ વર્ષની બીમારી ભોગવી કે જેને લીધે મારી આખી ભવિષ્યની જીંદગી પણ રદ થઈ ગઈ. હાલમાં કેટલાક સંજોગોને લીધે બુકસેલરના ધંધામાં પડયો છું અને તેમાં જેમ બને તેમ લેખકને તેમ જ જનતાને અનુકૂળ પડે એ નીતિએ કામ કરવાનું રાખ્યું છે.

ગુજરાતની એક પ્રખ્યાત સાહિત્યોત્તેજક સંસ્થા માટે ભાઈ શાન્તિલાલ આ પુસ્તક તૈયાર કરી રહ્યા હતા તે એ મેં પ્રગટ કરવાનું માથે લીધું જેમ. પિતાનું શ્રાદ્ધ પુત્રથી જ થાય તેમ આ પુસ્તક પ્રગટ કરીને મારા સ્વર્ગસ્થ પિતાશ્રી તરફનું કાંઇક ઋણ અદા કરવાનો સંતોષ માનીશ.

હું ઇચ્છું છું કે ગુજરાતની જનતા તેમજ મુરબ્બીઓ જેઓ સ્વ. પિતાશ્રીના સમાગમમાં આવ્યા હતા તેઓ આ પુસ્તકને આવકાર આપશે અને જે ભૂલો હોય તે દરગુજર કરી પ્રોત્સાહન આપશે.

મારા પિતાશ્રીના અલ્પ જીવન દરમ્યાન—અને તેમના સ્વર્ગવાસ પછી પણ—ગુજરાતી ભાઇબ્હેનોએ તેમની અનેક કૃતિઓ તરફ જે સદ્ભાવ દર્શાવ્યો છે તે મારા નમ્ર પ્રયાસો પ્રત્યે પણ ચાલુ રાખશે, એવી આશા રાખું છું.

આ પુસ્તક પ્રકટ કરવાને અમારી પાસેથી જે સામગ્રી હતી તે, ભાઈ શાન્તિલાલને આપી છે તે છતાંય કંઇક ક્ષતિઓ લાગે તો વાંચક દરગુજર કરશે.

સ્વ. પિતાશ્રીનાં બધાં જ પુસ્તકો ફરીથી છપાવવાને શરૂ કર્યાં છે અને જેટલાં અપ્રકટ છે તે પણ થોડા સમયમાં પ્રકટ થશે.

વિશેષ ન લખતાં વાંચકને આ પુસ્તક વાંચવાને પ્રેરું છું કે જેથી તે જાણશે કે સ્વર્ગસ્થે કેવી સ્થિતિમાં ને સંજોગોમાં પોતાનું જીવન ગુજાર્યું છે ને જીંદગીના જોખમે, નહિ જેવાં વેતન મેળવી, અનેક પુસ્તકો લખી ગુજરાતી સાહિત્યની સેવા કરી છે.

૧–૭–૩૪
અમદાવાદ — પ્રદ્યોતકુમાર ભો. દીવેટીઆ.

# સંસારી સાધુને

(સ્વર્ગીય ભોગીન્દ્રને પ્રતર્પણ)

૧

સંસારી સાધુ! તું યે સુર ઉપવનમાં સંત-કુંજેથી ઉડ્યે !
ભોગી હ્‌હોયે તપસ્વી! જગજન ઉજળાં તું સમા સંતથી હો :
તારી ભાવાંજલિથી ગૃહકુલપદની તીર્થતા તેં ગજાવી :
હ્‌હેં ઉષ્માને વિશુદ્ધિ પ્રણય અમરતા આત્મકાંતિ જગાવી !

૨

ગર્વીલા ગૂજરાતે નૂતન જીવનની ચેતના આજ રાજે-
ને તે હ્‌હેં યે પ્રસારી નવલ ઉરકથા ગાઇને સૌમ્ય આજે :
હ્‌હેં ને બન્ધુસમાજે પ્રકટી પુનિતતા પ્રાણની પૂર્ણિમાને :
તારા જેવા જતાં ર્‌હેં નિરખી અમ દશા, શી દશા દેશ સ્હાશે ?

૩

દુર્ભાગ્યે હા! અમારે, યુવક યુવતીઓ દેશનાં મૃત્યુ પામે-
પુણ્યાશાથી ભરેલાં પ્રભુજન કુસુમો હા! ખરે ખીલતાં જે-
તેનાં સત્કર્મ ઝીલી સ્મરણપરિમલે શેષ આયુ ઉજાળી-
આત્માના યોગભોગે નવરીતિ રચિયે સ્નેહની જે નિરાળી !

તા. ૨૮-૧૧-૧૯૧૭
વડોદરાને વડલે.

લલિત

# અનુક્રમ

## ખંડ પહેલો



## ખંડ બીજો



## પરિશિષ્ટ

## ટુંક સમયમાં પ્રકટ થશે

સ્વ૰ ભોગીન્દ્રરાવ કૃત નીચેની અપ્રકટ કૃતિઓની
સોહામણી આવૃત્તિઓ.

(૧) લલિતકુમાર
(૨) કૉલેજીયન
(૩) ચમેલી
(૪) ટુંકી વાર્તાઓ
(૫) કાઉન્ટ ટૉલ્સ્ટૉયનું જીવનચરિત્ર


પ્રકાશક :
દીવેટીઆ એન્ડ સન્સ.
અમદાવાદ.

# ભોગીન્દ્રરાવ દીવેટીઆ

" He thought it happier to be dead,
To die for Beauty than live for bread "
— Emerson

## પ્રકરણ પહેલું

—::—

### ઓગણીસમી સદીની સંધ્યા

ઈસુની ઓગણીસમી સદીનાં છેલ્લા ચરણમાં પૂર્વ અને પશ્ચિમની અનોખી સંસ્કૃતિઓના સમન્વયના પરિણામે ગુજરાતમાં નવનનું વાતાવરણ પ્રકટ થયું : અસ્મિતાની ભાવના પ્રજાનાં અણુએ અણુમાં વ્યાપી રહી. આની અસર જીવન તેમજ સાહિત્યના સર્વ ક્ષેત્રોમાં દેખાઇ આવ્યા વિના રહેતી નથી. સામાજીક, ધાર્મિક અને રાજકીય ક્ષેત્રોમાં આ નવીન આંદોલનોના અંકુર પ્રકટ થયા–અને આ અંકુરનો સફળ પરિપાક તો વીસમી સદીના પહેલા દસકાએજ બરાબર નિરખ્યો. વીર નર્મદ બંડખોર જીવન પછી કંઇક અજબ ધર્મમંથન અનુભવી રહ્યો હતો અને જીવનલીલા સંકેલવાની તૈયારી કરી રહ્યો હતો. કરસનદાસ મૂળજીએ વાવેલા સુધારાના બીજના ફણગા ગુજરાતમાં પણ પ્રકટયા હતા. દસકાએ પૂર્વે પ્રથમ બંગાળી પરદેશગમન કરી આવ્યો ત્યારે સારાય ભારતવર્ષમાં ખળભળાટ થઇ રહ્યો હતો. પરંતુ ઇ. સ. ૧૮૬૦માં તો ગુજરાતના નાકરૂપ નાગર જ્ઞાતિના મહીપતરામ રૂપરામ નીલકંઠે સમુદ્રપ્રયાણ કર્યું અને વિલાયતમા કાર્યસિદ્ધિ કરી સ્વદેશ આવ્યા. આ કૃત્યથી ઘણાયે સંકુચિત જ્ઞાતિમંડળોમાં કોલાહલ વ્યાપી રહ્યો. આ પ્રસંગના સ્મારક તરીકે કવિવર દલપતરામે ગાયુ:

નાગર નર હારે નહિ, હારે હોય હજામ;
કહેવત તેં સાચી કરી રાખી મહીપતરામ.

સ્ત્રી–શિક્ષણનાં બીજ રોપાઈ ચૂકયાં હતાં. શિક્ષણનો પ્રચાર ઘણોજ વધ્યો હતો અને હવે તો સંસ્કારી કુટુંબની બાલિકાઓ પણ વિદ્યાપીઠનું ઉચ્ચ શિક્ષણ ગ્રહણ કરવા તત્પર થઇ હતી. વિદ્યાગૌરી નીલકંઠે સને ૧૮૯૧ની સાલમાં યુનિવર્સીટીની મેટ્રીકયુલેશન પરીક્ષા પસાર કરી—અને તે વખતે આ બનાવ વિરલ હતો.

ઈ. સ. ૧૮૮૬માં કવિ નર્મદાશંકરનો દેહવિલય થયો. તેમના ઉત્તર જીવનના ધર્મમંથને અને વિચાર પરિવર્તને શિક્ષિત તેમજ અશિક્ષિત ગુજરાતને અવનવી વિચારસામગ્રી આપી. પરંતુ સંરક્ષકવૃત્તિવાળા ગુજરાતને બે આગેવાન ગુજરાતીઓએ ધર્મનું નવીન દૃષ્ટિબિંદુ અર્પ્યું. આ બે આગેવાનો તે ભોળાનાથ સારાભાઇ અને મહીપતરામ રૂપરામ. ઇ. સ. ૧૮૭૧માં પ્રાર્થના–સમાજની સ્થાપના થઇ અને બંગાળમાં જન્મેલી બ્રાહ્મોસમાજની પ્રવૃત્તિએ ગુજરાતને આંગણે પગ મૂક્યા. ઈ. સ. ૧૮૭૨માં ભોળાનાથ સારાભાઇએ "ઇશ્વર પ્રાર્થનામાળા" ની શરૂઆત કરી. આવી રીતે ગુજરાતમાં અમૂર્ત ઈશ્વરની પૂજાનાં બીજારોપણ થયાં.

અન્ય દિશામાં દૃષ્ટિ નાખતાં જણાશે કે કૉલેજના ઉચ્ચ શિક્ષણે યુવાન ગુજરાતીઓના માનસને વૈજ્ઞાનિક વિકાસ તરફ દોર્યાં. વિજ્ઞાનની નિત્ય નવી શોધખોળો જેમ જેમ યુરોપમાં પ્રગતિ કરતી ગઇ તેમ તેમ આખાય જગતની આંખો ત્યાં ચોંટતી રહી. આગગાડી અને આગબોટો, મીલો અને અન્ય યંત્રાલયો અને છેલ્લે છેલ્લે તારનાં દોરડાઓએ વિશ્વનાં ભિન્ન ભિન્ન પ્રદેશોને એકત્રિત કર્યાં. સમય અને સ્થળનાં અંતર કપાયા. આવી રીતે યંત્રવાદનો વિકાસ વધતો ચાલ્યો. ગુજરાતમાં પણ આ આદ્યોગિક વિકાસનો પાયો નખાઇ ચૂકયો હતો. રણછોડલાલ છોટાલાલે અમદાવાદમાં પ્રથમ સુતરની મીલ સ્થાપી.

આ યંત્રવાદની સાથે સાથે તજ્જન્ય અન્ય વાદો શરૂ થયા—જેવા કે મુડીવાદ, મજુરવાદ, વિગેરે. ડાર્વીનના ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતે ઇંગ્લેંડને જેમ હલમલાવ્યું હતું તેમ ઉચ્ચ શિક્ષણ લેતા ગુજરાતી યુવાનોને પણ હલમલાવ્યા. પરિણામે યુવકવર્ગ જીવન અને ધર્મના દરેકે દરેક પ્રશ્નને ઝીણવટભરી વૈજ્ઞાનિક દષ્ટિએ નિરખવા લાગ્યો. અનેક શ્રદ્ધાળુ હૃદયો શંકિત અને ડગમગુ બન્યા. આમ વિજ્ઞાન વિરૂદ્ધ ધર્મના પ્રશ્નથી ઉપસ્થિત થતા મનોમંથનો કટલાય શિક્ષિત યુવકો ભોગવી રહ્યા હતા ત્યારે મણિલાલ નભુભાઇ જેવા સંસ્કૃત અને અંગ્રેજીની સીદ્ધી અસર નીચે આવી વેદાન્ત અને થીઓસોફીમાંથી પ્રેરણા પ્રાપ્ત કરી રહ્યા હતા : અને મણિશંકર રત્નજી ભટ્ટ ("કાન્ત") જેવા અન્ય સ્વીડનબોર્ગના સિદ્ધાન્તોની અસર નીચે આવ્યા.

સાહિત્યના ક્ષેત્રમાં સંક્રાન્તિનાં આંદોલનો પ્રકટી રહ્યા હતા. ઈ. સ. ૧૮૭૦થી શરૂ થતા યુગને સાહિત્યના કેટલાક ઇતિહાસકારોએ જાગ્રતિ યુગ કહ્યો છે તે યથાર્થ છે. સામાજીક અને ધાર્મિક જીવનમાં જે વિકાસ થઈ રહ્યો હતો તેના તાદશ્ય પ્રતિબિંબ સાહિત્ય ઝીલી રહ્યું હતું. ઈ. સ. ૧૮૭૨માં ભોળાનાથ સારાભાઇએ "ઇશ્વર પ્રાર્થનામાળા"ની શરૂઆત કરી તે આપણે ઉપર જોયું. ઇ. સ ૧૮૮૭માં રા. નરસિંહરાવ દીવેટીઆ કૃત "કુસુમમાળા" પ્રકટ થઇ અને મંથનકાળના ગુજરાતને અંગ્રેજી કાવ્યોની સુંદર પ્રતિચ્છાયા સાપડી. પૂર્વ અને પશ્ચિમના સમન્વયના સુંદર ફળો આ કાવ્યસંગ્રહદ્વારા ગુજરાતે મેળવ્યા. ઇ. સ. ૧૮૯૦ની સાલમાં મણિશંકર ભટ્ટનું અપૂર્વ કાવ્ય "વસંત વિજય" સર્જાયું. વિરલ સૌંદર્ય અને અનન્ય કલાવિધાનયુક્ત આ કાવ્ય કવિત્વનાં સર્વ ઉચ્ચ લક્ષણોથી વ્યાપ્ત છે. આ સમયે લાઠીના રાજવિ કવિ કલાપી પણ પોતાના "પ્રેમ અને આંસુના કાવ્યો" ગુજરાતને ચરણે ધરી રહ્યા હતા. આમ પદ્યસાહિત્ય ઉચ્ચ શ્રેણીએ પહોંચ્યું હતું ત્યારે ગદ્યસાહિત્યમાં એક પ્રતિભાવાન ગ્રંથમણિનું સર્જન થઇ રહ્યું હતું. ઇ૦ સ૦ ૧૮૮૬–૧૮૮૭માં ગોવર્ધનરામ ત્રિપાઠીના

"સરસ્વતીચન્દ્ર"નો પ્રથમ ભાગ પ્રકટ થયો આ ગ્રંથમણિના ચાર ભાગને પ્રસિદ્ધ થતા તેર ચૌદ વર્ષ લાગ્યા વસ્તુની નવીનતા, શૈલી અને ભાષાની સંસ્કારિતા અને ઉચ્ચતા અને વિષયની વિવિધતાએ આ ગ્રંથમણિને ગુજરાતી સાહિત્યમા સર્વોત્તમ સ્થાન અપાવ્યુ. "સરસ્વતીચન્દ્ર"ના પહેલા ભાગને પ્રસિદ્ધ થયાને લગભગ પચાસ વર્ષ થવા આવ્યા પરંતુ એ ગ્રંથની બરોબરી કરી શકે એવો કોઇ પણ ગ્રંથ હજી સુધી ગુજરાતને મળી શક્યો નથી એ એની ઉત્કૃષ્ટતા પુરવાર કરવાને બસ છે તત્કાલીન—અને કેટલેક અંશે અર્વાચીન—ગદ્યસાહિત્ય પર આ ગ્રંથ (રા આનંદશંકર જેવા કેટલાક વિદ્વાનો તો એને પુરાણની કોટીએ મૂકતા અચકાતા નથી)ની પ્રબળ છાયા દેખાઇ આવે છે આ ગ્રંથના ચારેય ભાગો પ્રકટ થતં જે સમય ગયો તે દરમ્યાન ઘણાયે અગત્યના બનાવો સાહિત્યક્ષેત્રમા બન્યા આમા સૌથી વિશેષ નોંધવા લાયક બનાવ તે અમદાવાદના કેટલાક યુવકોએ શરૂ કરેલી "બંધુ–સમાજ"ની ઇ સ ૧૮૯૪મા સ્થાપના પરંતુ આ "બંધુ–સમાજ" અને એના ઉત્સાહી સભ્યો વિષે પછીના પાનાઓમા વિગતવાર કહેવાનુ હોવાથી અહીં એનો સીમાચિન્હ તરીકેનો નામ નિર્દેશ બસ થશે

વિવેચન અને પત્રકારિત્વના ક્ષેત્રો પણ પશ્ચિમના રંગથી રંગાયા વિનાના રહ્યા નહોતા નવલરામ, મણિલાલ, રમણભાઇ અને નરસિંહરાવ જેવા પ્રથમ પંક્તિના વિવેચકોએ વિવેચનશાસ્ત્રમા નવા દૃષ્ટિકોણો દાખલ કર્યા વિવેચન પણ સાહિત્યનુ એક અગત્યનુ અંગ લેખાવા માડ્યુ હતુ પત્રકારિત્વ મુંબઇમા પારસી માલિકોના હાથ નીચે સુંદર પ્રગતિ કરી રહ્યુ હતુ "જામે જમશેદ" તથા "મુંબઇ સમાચાર" જેવા દૈનિકો પોતપોતાની રીતે પ્રજા તથા રાજ્યની સેવા કરતા ઇચ્છારામ સૂર્યરામ દેસાઇના તંત્રીપદ નીચે ચાલતુ "ગુજરાતી" પત્ર સાપ્તાહિકોમા નવી દિશા ખોલી રહ્યુ હતુ—અને પોતાની ઐતિહાસિક ભેટો દ્વારા ગુજરાતી નવલકથાસાહિત્યને સમૃદ્ધ કરી રહ્યુ હતુ. માસિકોમા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મુખપત્ર 'બુદ્ધિપ્રકાશ"

ઉપરાંત હરિલાલ ધ્રુવનું "ચન્દ્ર", મણિલાલ નભુભાઇના "પ્રિયંવદા" તથા "સુદર્શન" અને પ્રાર્થના સમાજનું મુખપત્ર "જ્ઞાનસુધા" વિગેરે મુખ્ય હતા. તત્કાલીન અગ્રગણ્ય લેખકો આ પત્રોમા લખતા. આમ આ યુગમા ગુજરાતી પત્રકારિત્વનો વિકાસ પણ સારો થયો

સારાય ભારતવર્ષમાં રાજકીય જાગ્રતિનાં પ્રબળ ચિન્હો દેખાતા હતા. હિંદી રાષ્ટ્રીય મહાસભા હવે પગભર થઇ હતી એટલુંજ નહિ પરંતુ શિક્ષિત ગુજરાતી યુવાનો તેના કાર્યક્રમમાં સારો રસ લેતા. દાદાભાઇ નવરોજી જેવા મહાન ગુજરાતી જ્યારે મહાસભાના સુકાને હોય ત્યારે ગુજરાત આ રાષ્ટ્રીય જાગ્રતિના આંદોલનોમાથી કેમ મુક્ત રહી શકે? પરંતુ તે સમયનું ગુજરાત ઉદ્દામમતવાદી નહોતું. મહારાણી વિક્ટોરીયાના ઢંઢેરામા, અન્ય ઘણાયે હિંદીઓ માફક, તેને પણ શ્રદ્ધા હતી. પરંતુ રાજકીય જાગૃતિ તો હવે સિદ્ધ વસ્તુ થઇ ચૂકી હતી દેશી સંસ્થાનો પણ આ જાગ્રતિની અસરથી મુક્ત ન રહી શકયા. તત્કાલીન નવલકથાકારો પોતાની નવલોમાં દેશી રાજ્યોનો પ્રશ્ન પણ વણી લેતા અને સંસ્થાનોનાં કાર્યભારમાં સુધારા અને સ્વતંત્રતા દાખલ કરવાની હિમાયત કરતા. આવી મનોવૃત્તિ છતાંય સાધારણ ગુજરાતીના રાજકીય બાબતોની સમજણ ઓછી નહોતી. ઇ. સ. ૧૮૯૭માં બાળ ગંગાધર ટિળકની અપીલ પ્રીવી કાઉન્સીલે નામંજુર કરી ત્યારે યુવક વર્ગના માનસ પર શા શા સંસ્કારો પડયા હતા તે તત્સમયના ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓના અઠવાડીક વિવાદો ( debates )બતાવી આપે છે.

આજ ચરણનો અન્ય નોંધવા લાયક બનાવ તે ઈ. સ. ૧૮૯૦–૧૮૯૧ના વર્ષોમાં સંમતિવયનો કાયદો ( The Age of Consent Bill ) ઇન્ડીઅન પીનલ કોડમાં ઉમેરવાનું બીલ રજુ થયુ તે. આને અંગે સમગ્ર ભારતવર્ષમાં ભારે કોલાહલ પ્રવર્ત્યો અને ઘણા વાદવિવાદ થયા. સમકાલીન ગુજરાત આ સંમતિવયના બીલને અંગે ઉપસ્થિત

થયેલી મહાન્ ચર્ચામાંથી જરાયે મુક્ત રહ્યું નહોતું એટલુંજ નહિ પરંતુ મણિલાલ નભુભાઇ દ્વિવેદી અને રમણભાઇ મહીપતરામ નીલકંઠ જેવા અગ્રગણ્ય વિચારકો અને લેખકોએ પોતપોતાની કલમનો અનુક્રમે "સુદર્શન" અને "જ્ઞાનસુધા" દ્વારા સામસામે ઉપયોગ કર્યો.

ઇસુના ઓગણીસમાં સૈકાના છેલ્લા ચરણમાં—બલ્કે છેલ્લા ત્રીસ વર્ષમાં—ગુજરાત આ પરિવર્તનો અનુભવી રહ્યું હતું. આટલું વિહંગાવલોકન કરવાથી તત્સમયની ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિનો વાંચકને બરાબર ખ્યાલ આવશે.

આજ ચરણની શરુઆતમાં આ જીવનકથાના નાયક મોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆનો જન્મ થયો અને આજ ચરણનાં છેલ્લા દસ વર્ષોમાં એમણે શાળા અને કૅાલેજમાં શિક્ષણ લીધું.

## પ્રકરણ બીજું

### બાલ્યાવસ્થા, શિક્ષણ અને યુવાવસ્થા

ભોગીન્દ્રરાવનો જન્મ અમદાવાદ, સાંકડીશેરી, લાખાપટેલની પોળમાં ઈ. સ. ૧૮૭૫ ના માર્ચ મહિનાની છેલ્લી તારીખે થયો. તેમના પિતા રતનલાલ ત્ર્યંબકલાલ દીવેટીઆ વડનગરા નાગર જ્ઞાતિમાં આગેવાનીભર્યું સ્થાન ભોગવતા. બાળ ભોગીન્દ્રના જન્મ વખતે તેઓએ સરકારી કેળવણી ખાતામાં ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કર્યો હતો. શરૂઆતમાં રતનલાલ દીવેટીઆ પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનીંગ કૉલેજમા શિક્ષક હતા—જ્યાંથી તેઓ રાધનપુર સ્ટેટમાં શિક્ષણ વિભાગમાં નોકરીએ ગયા અને છેવટે તેઓ એજ્યુકેશનલ ઈન્સ્પેકટરના માનવંતા હોદ્દાએ પહોંચ્યા હતા. ભોગીન્દ્રરાવને બે વડિલ-બંધુઓ—શામરાવ અને માર્તંડરાવ—અને એક વડિલ ભગિની હતા.

ભોગીન્દ્રરાવના માતુશ્રી ડાહીલક્ષ્મી એક સંસ્કારી તેમજ સુધારક કુટુંબના સન્નારી હતા. ડાહીલક્ષ્મી તે જાણીતા સુધારક અને પ્રાર્થના સમાજવાદી ભોળાનાથ સારાભાઈના બ્હેનના પુત્રી થાય. આથી ડાહીલક્ષ્મીને બાલ્યાવસ્થાથીજ સુધારા પ્રત્યે પ્રીતિ—સ્વાભાવિક પ્રીતિ—હોય તેમાં શું નવાઈ ? ભોળાનાથ સારાભાઈનું કુટુંબ એટલે તે સમયના ગુજરાતનું એક શિષ્ટ અને ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરેલું અગ્રગણ્ય કુટુંબ. આ કેળવણી અને સુધારા પ્રત્યેની પ્રીતિ ઓહ્ડે ઉતર્યા–અને તેનું પરિણામ સમગ્ર ગુજરાતના લાભમાં આવ્યું. ભોળાનાથના સ્થાપેલા

થયેલી મહાન્ ચર્ચામાંથી જરાયે મુક્ત રહ્યુ નહોતુ એટલુંજ નહિ પરંતુ મણિલાલ નભુભાઇ દ્વિવેદી અને રમણભાઇ મહીપતરામ નીલકંઠ જેવા અગ્રગણ્ય વિચારકો અને લેખકોએ પોતપોતાની કલમનો અનુક્રમે "સુદર્શન" અને "જ્ઞાનસુધા" દ્વારા સામસામે ઉપયોગ કર્યો

ઇસુના ઓગણીસમા સૈકાના છેલ્લા ચરણમા—બલ્કે છેલ્લા ત્રીસ વર્ષમા—ગુજરાત આ પરિવર્તનો અનુભવી રહ્યુ હતું. આટલુ વિહગાવલોકન કરવાથી તત્સમયની ઐતિહાસિક પશ્ચાદભૂમિનો વાચકને બરાબર ખ્યાલ આવશે

આજ ચરણની શરુઆતમા આ જીવનકથાના નાયક મોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆનો જન્મ થયો અને આજ ચરણના છેલ્લા દસ વર્ષોમા એમણે શાળા અને કૉલેજમા શિક્ષણ લીધુ

## પ્રકરણ બીજું

---

### બાલ્યાવસ્થા, શિક્ષણ અને યુવાવસ્થા

ભોગીન્દ્રરાવનો જન્મ અમદાવાદ, સાંકડીશેરી, લાખાપટેલની પોળમાં ઈ. સ. ૧૮૭૫ ના માર્ચ મહિનાની છેલ્લી તારીખે થયો. તેમના પિતા રતનલાલ ત્ર્યંબકલાલ દીવેટીઆ વડનગરા નાગર જ્ઞાતિમાં આગેવાનીભર્યું સ્થાન ભોગવતા બાળ ભોગીન્દ્રના જન્મ વખતે તેઓએ સરકારી કેળવણી ખાતામા ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કર્યો હતો શરૂઆતમાં રતનલાલ દીવેટીઆ પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનીંગ કૉલેજમા શિક્ષક હતા—ત્યાંથી તેઓ રાધનપુર સ્ટેટમાં શિક્ષણ વિભાગમા નોકરીએ ગયા અને છેવટે તેઓ એજ્યુકેશનલ ઈન્સ્પેકટરના માનવંતા હોદ્દાએ પહોચ્યા હતા. ભોગીન્દ્રરાવને બે વડિલબંધુઓ—શામરાવ અને માર્તંડરાવ—અને એક વડિલ ભગિની હતા.

ભોગીન્દ્રરાવના માતુશ્રી ડાહીલક્ષ્મી એક સંસ્કારી તેમજ સુધારક કુટુંબના મનારી હતા. ડાહીલક્ષ્મી તે જાણીતા સુધારક અને પ્રાર્થના સમાજવાદી ભોળાનાથ સારાભાઈના બ્હેનના પુત્રી થાય. આથી ડાહીલક્ષ્મીને બાલ્યાવસ્થાથીજ સુધારા પ્રત્યે પ્રીતિ—સ્વાભાવિક પ્રીતિ—હોય તેમાં શું નવાઈ ? ભોળાનાથ સારાભાઈનું કુટુંબ એટલે તે સમયના ગુજરાતનું એક શિષ્ટ અને ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરેલુ અગ્રગણ્ય કુટુંબ. આ કેળવણી અને સુધારા પ્રત્યેની પ્રીતિ ઓદ્દે ઉતર્યા—અને તેનું પરિણામ મમગ્ર ગુજરાતના લાભમાં આવ્યું. ભોળાનાથના સ્થાપેલા

પ્રાર્થનામંદિરમા તે વખતના અમદાવાદના આસીસ્ટંટ જજ્જ સત્યેન્દ્રનાથ ટાગોરના વ્યાખ્યાનો થતા : અને કુટુંબના બાળકોને આ સંસ્કારી અને સાક્ષરી વાતાવરણનો બાલ્યાવસ્થાથીજ લાભ મળ્યો.

આ સરકારી માતાના નાના પુત્ર ભોગીન્દ્રરાવને માતાના સર્વ ઉચ્ચ ભાવનાશાળી સદ્ગુણો વારસામા મળ્યા એમ કહીએ તો તેમા જરાય અતિશયોક્તિ નથી ડાહીબ્હેન--જેમનુ અન્ય નામ મોટીબ્હેન પણ હતુ—ના હાથ નીચે જ બાળક ભોગીન્દ્રને નાનપણથી સેવા ભાવનાની તાલીમ મળી—જે સેવાભાવનાના સુંદર ફળોનુ આપણે આગળ ઉપર અવલોકન કરીશુ. પિતાની બદલી ગધણપુર સ્ટેટમાં થવાથી ભોગીન્દ્રરાવને પ્રાથમિક શિક્ષણ ગધણપુર સંસ્થાનની પ્રાથમિક શાળામાજ મળ્યુ પરંતુ જ્યારે તેમનો પ્રાથમિક અભ્યાસ પૂરો થયો ત્યારે તેઓ માધ્યમિક અને હાઈસ્કુલના અભ્યાસ માટે અમદાવાદ આવ્યા રતનલાલ દીવેટીઆની બદલી અવારનવાર એક જગ્યાથી બીજી જગ્યાએ થતી હતી અને ભોગીન્દ્રરાવના અભ્યાસમા વિક્ષેપ ન પડે તે માટે તેઓ અમદાવાદમા પોતાના મોટાભાઈ અને માતુશ્રી સાથે રહેતા

ઇ સ ૧૮૮૯ ની સાલમા આપણે ભોગીન્દ્રરાવને અમદાવાદની હાઇ સ્કુલના ફીફ્થ સ્ટેન્ડર્ડમા અભ્યાસ કરતા એક વિદ્યાર્થી તરીકે નીહાળીએ છીએ આ વર્ષની આસપાસ તેમના સહાધ્યાયીઓમા મુખ્ય મિત્રો શિવુભાઇ, બિન્દુભાઇ અને ડાહ્યાભાઇ—જેઓ પાછળથી ગુજરાતી સાહિત્યના પ્રતિહાસમા શિવુભાઇ બાપુભાઇ દુર્લભ, રા. રામમોહનરાય જસવંતરાય અને ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ તરીકે જાણીતા થયા—તે હતા. આ મિત્રોનો સ્નેહસબંધ સર્વત્ર જાણીતો હતો અને ભોગીન્દ્રરાવને આ ત્રણ મિત્રો ઘણા પ્રિય હતા. આ ચારેય વિદ્યાર્થીઓના સ્વભાવમા ઘણુ સામ્ય હતુ અને સૌથી વધારેમાં વધારે સામ્ય તે સાહિત્ય પ્રત્યે અભિરૂચિ. રા. રામમોહનરાય જસવંતરાય તો તે વખતથી જ કાવ્યો રચતા અને આ શોખ અન્ય મિત્રોને

પણ લાગ્યો. દર અઠવાડીએ તેઓ એકથી વધુ વખત સાથે મળીને સાહિત્યની ચર્ચા ચલાવતા. તે વખતે કોને ખ્યાલ હતો કે ચાર મિત્રોની આ નાની નાની સભાઓ દ્વારા " બંધુ સમાજ " નો જન્મ થશે ?

સૌ. મ્હોટીબાને પોતાના નાના પુત્રના આ બાલમિત્રો માટે અનન્ય સ્નેહ અને વાત્સલ્ય હતાં. આ મિત્રો અવારનવાર ભોગીન્દ્રરાવને ત્યા મળતા અને સાહિત્યની સર્વ પ્રકારની ચર્ચા કરતાં. મ્હોટીબા આ બાળકોને પોતાના બાળકો સમાન ગણતા અને તેમના પ્રત્યે કુણો ભાવ દર્શાવતા. માતાના આ પ્રકારના ઉચ્ચ વાત્સલ્યભાવને લીધે બાળક ભોગીન્દ્રરાવના હૃદયમાં માતા માટે અપૂર્વ પૂજ્યભાવ ઉત્પન્ન થયો એટલુંજ નહિ પણ સમસ્ત સ્ત્રી–વર્ગ માટે માનની ભાવના જન્મી. આ ભાવના તેમની નવલકથાઓમા વારંવાર પ્રધાન ભાગ ભજવે છે. આ સર્વનો યશ માતુશ્રી ડાહીમાના ઉચ્ચ સંસ્કારો અને શિશુપ્રીતિને આપવો ઘટે. બિન્દુભાઇ, શિવુભાઇ અને ડાહ્યાભાઇ પણ મ્હોટીબાની આ મીઠી અને હુંફાળી છાયાને વિસર્યા નહિ. જ્યારે ત્યારે મ્હોટીબા આ મિત્રોને—અને " બંધુ સમાજ " સ્થપાઇ ત્યાર પછી સઘળાય બંધુઓને—પોતાને ઘેર ભેગા કરતા. રા. રામમોહનરાય જશવંતરાયે આ સમભાવ અને સ્નેહનો પૂરેપૂરો ચિતાર આપતુ એક કાવ્ય રચ્યુ છે. તેમાથી નીચેની માર્ગદર્શક પંક્તિઓ સૌ. ડાહીબાના સ્વભાવનો યથાર્થ ચિતાર આપશે —

ઝૂલી લીલી રમતીલી કળિયો ઝીણી,
હૈયાં મધુરસીલાની જગકુંજે રમે;
પાવન, મૈયા! પ્રેમળ અમિકરથી વીણી,
પ્રભુ મંગલ આગણ તોરણીયામાં નમે :
ફુલકળિયો, ઓ દેવી ! ખીલવી એ ત્હમે.

ગીઠી મીઠી પ્રીતિઝરણી વાતડી,
કોડીલા ઉર કુમળા ઉભરામા અમે,
મેઘેરી મરકલડા કેરી ભાતડી
નેન વદનમા સુખ શાન્તિ શીળા અમે
કુલમાળો, ઓ દેવી ! ગુથની એ તહમે.

"સુદરી સુબોધ" માસિકપત્રની ઇ સ ૧૯૦૩ ની ભેટ તરીકે "ગીતમાળા" પ્રકટ થઇ હતી તેના સમર્પણ કાવ્ય 'અ સૌ મ્હોગીમાને—સમર્પણ'માથી આ પક્તિઓ લેવામા આવી છે આ કાવ્યના વિષય– સૌ૦ મ્હોગીમા–પર વિવરણ કરતા રા રામમોહનરાય જશવતરાય લખે છે —

"તેમના મતાનોની પેઠે અમે પણ તેમને મ્હોગીમા કહેતા હતા તેઓ સ્વભાવે હમેશા આનદી, વ્હાલસોયા અને વાચાળ હતા તેમનુ હૃદય ઘણુંજ કોમળ પ્રેમાળ અને નિખાલસ હતું અમારા તરફ તેમની પોતાના પુત્ર જેટલી મમતા હતી ખરૂ જોતા અમને ભિન્ન ભાવનો તેમના મતાનો ન હોવાનો, કદી પણ અનુભવ થતોજ નહિ, અને કાઈક દૈવી પ્રભાવે અમારા હૃદય પણ તેમના તરફ જનની ભાવથી જ આકર્ષાતા હતા તેઓ હમેશા અમને, અને તેમા પણ એકઠી મળેલી આખી સમાજને જોઇને એક માતા પોતાનો સર્વ વાડીવિસ્તાર મે આગળ એકત્ર જોઇને થાય, તેવા હર્ષઘેલા થતા. અમે તેમને ત્યા અનેક તરેહના નાના નાના સુખાનન્દો માણતા "*

પોતાની માતાની માફક ભોગીન્દ્રરાવ પણ સ્વભાવે હમેશા "આનદી વ્હાલસોયા અને વાચાળ" હતા અને તેમનુ હૃદય પણ "ઘણુંજ કોમળ, પ્રેમાળ અને નિખાલસ" હતું આ ઉપરાત નાનપણુ થીજ તેઓ ચાલાક અને ટીખળી હતા

* "તરગાવલી" ( ભાગ ૧ લો ), પૃષ્ઠ ૫૦

ઇ. સ. ૧૮૮૯માં આ મિત્રોએ એક Intimate Friends' Association નામક સંસ્થા કાઢી. આ સંસ્થાનો પ્રધાન ઉદ્દેશ સારા સારા લેખો અને કાવ્યોમાંથી ચુંટણી કરી સભ્યો સમક્ષ રજુ કરી તેનો રસાનંદ માણવાનો હતો. આ સંસ્થાની સભાઓમાં આ નિશાળે જતાં વિદ્યાર્થીઓ ઇંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યનાં કાવ્યોમાંથી ઉતારા કર્યા હોય તે વાંચતા અને પરિણામે તેમની રસવૃત્તિ અને આલોચનવૃત્તિનો સારો વિકાસ થયો. આ Intimate Friends' Association માંથી "બંધુસમાજ"નો ઉદ્ભવ કેવી રીતે થયો તે આપણે આગળ ઉપર જોઇશું. હાલ તરત તો આનો ઉલ્લખ એટલા માટે કર્યો છે કે ભોગીન્દ્રરાવનું જીવન કેવી રીતે ઘડાયું તેનો અભ્યાસકને ખ્યાલ આવ.

ભોગીન્દ્રરાવે શાળાજીવનમાંથીજ નિત્યનોંધ રાખવા માંડી હતી. પંદર વર્ષની કુમળી વયથી—ઈ. સ. ૧૮૯૦ની સાલથી—તેમણે આ ડાયરી શરૂ કરી. આટલી ન્હાની વયમાં તેમની અવલોકન શક્તિ કેટલી તીવ્ર હતી તે તે વખતની એમને લખેલી નોંધો વાંચતા માલમ પડી આવે છે. ઇ. સ. ૧૮૯૦ની સાલમાં સંમતિ વયના કાયદા (Age of Consent Bill) થી સારાય દેશમાં હોહાકાર મચી રહ્યો ત્યારે પંદર વર્ષના ભોગીન્દ્રરાવે અમદાવાદમાં આ કાયદાની વિરૂદ્ધ એક સભા મળી હતી તેમાં હાજરી આપી હતી તેની નોંધ પહેલાં વર્ષની ડાયરીમાંથી મળી આવે છે. તે વખતે પરદેશથી અવનવા રમકડાંઓ આવતાં અને બાળકો તેનાથી સ્વાભાવિક આકર્ષાતા. પંદર વર્ષની ઉંમરે ભોગીન્દ્રરાવે એક "ચાવીવાળો ઉંદર" લીધો હશે તેની નોંધ પણ જડી આવે છે. આવી આવી અનેક ઝીણવટભરી વસ્તુઓ તરફ તેઓ નાનપણથીજ ધ્યાન આપતા. અભ્યાસને અને મૈત્રીને લગતી નાનામાં નાની વિગતો ઇ.સ. ૧૮૯૦ની ડાયરીમાંથી મળી આવે છે. આ બાબતની આ નોંધ લેવાનું પ્રયોજન એટલુંજ છે કે ભવિષ્યમાં ભોગીન્દ્રરાવે નવલકથાઓ લખી ત્યારે આ વિગતો અને ઝીણવટભરી

વસ્તુઓ નીરખવાની તેમની શક્તિ તેમના લખાણમાંથી છૂપી રહી નહિ, ઉલ્ટું વિગતો અને પ્રસંગોની વિવિધતા એ તેમની વાર્તાઓના મુખ્ય લક્ષણો બન્યાં આનો પાયો પંદર વર્ષની ઉમરથીજ નખાયો.

Intimate Friends' Association ની સભાઓની નોંધ પણ આ ડાયરીમાંથી મળી આવે છે મિત્રોએ એક પત્ર કાઢવાનો વિચાર કર્યો હતો આ બાબતપર ડાયરીમાંથી નીચેના બે ઉતારાઓ અગત્યનો પ્રકાશ નાખે છે

તા ૨૮-૯-૯૦— રવિવાર

ડાહ્યાભાઇને ત્યાં ગયો પછી ઘેર આવી ખાઇને બેઠો પછી બિંદુભાઇ આવ્યા ડાહ્યાભાઇ પણ આવ્યા એક 'મિત્રરત્ન' નામનું ચોપાનીયું કાઢવાનો વિચાર કર્યો હાન હેન્ડરાઇટીંગ પ્રેસમાં રૂ ચાર પૈસા મહીને, આવાડીયે નીકળે, ગ્રાહક પણ કર્યા ઇન્ટીમેટ ફ્રેન્ડસ એસોસીએશન તરફથી નીકળે સેક્રેટરી ડાહ્યાભાઇ

તા. ૩૦-૯-૯૦ - મંગળવાર

...... ડાહ્યાભાઇને ત્યાં મળ્યા ચોપાનીયું કાઢવું. મીટીંગ ફક્ત રવિવારે ભરાય ટાઇમ મુકરર કરવો સભ્યતા રાખવી

આમ હાઈસ્કુલના અભ્યાસની સાથે સાથે સાહિત્ય પ્રત્યેની અભિરૂચિ પણ વિકસતી ગઇ ૧૮૯૦ની સાલમાં એમણે—યુવાન ઉર્મિલ લેખકોની બાબતમાં હમેશાં બને છે તેમ—પોતાની સાહિત્ય પ્રવૃત્તિ કાવ્યસર્જનદ્વારા શરૂ કરી શરૂઆતના કાવ્યોમાં પણ એમની સૌંદર્યપ્રીતિ અને સંગીતપ્રીતિ નજરે પડે છે. પરંતુ આ કાવ્યો કાવ્યો કરતા ઉર્મિલ હૃદયના ઉદ્ગારો હતા. નદી, તળાવ વિગેરે સૃષ્ટિ-સૌંદર્યના સ્થાનો આ કાવ્યોમાં પ્રધાન ભાગ ભજવતા અને કેટલાક કાવ્યમાં લાગણી—ઉર્મિઓનો—અતિરેક પણ દેખાતો યુવાન હૃદય પોતાની લેખનપ્રવૃત્તિ હમેશાં કવિતાથી શરૂ કરે છે કારણ કે કાવ્ય

ઉર્મિના આવેગને અને હૃદયનાં રણકારને વ્યક્ત કરવાનું સુલભ અને સુંદર સાધન છે. તે વખતે રા. ગણપતરામ ઉત્તમરામ ભટ્ટના તંત્રીપદે ચાલતા "વાતોવારિધિ" માસિકમા આ કાવ્યો છુટાછવાયા પ્રસિદ્ધ થયા હતા. ભોગીન્દ્રરાવના યુવાન મિત્ર બિંદુભાઇએ તો આ વયથીજ એક ઉચ્ચ કોટિના કવિનાં સર્વ લક્ષણો દાખવવા માંડયા હતા.

ઈ. સ. ૧૮૯૨મા ભોગીન્દ્રરાવે મુંબઇ યુનીવર્સીટીની મેટ્રીક્યુલેશનમા બેસવાની તૈયારી કરી. આ વર્ષમાજ "બંધુ–સમાજ"ની રીતસર સ્થાપના થઈ. શરૂઆતમાં ચાર સભ્યો હતા જે પાછળથી વધીને ૧૮૯૪માં સાત થયા. "બંધુ સમાજ"ના ઉદ્દેશો અને પ્રવૃત્તિઓ માટે પછીના પાનાઓમા વિગતવાર ઇતિહાસ આવવાનો હોઇ અત્રે એટલુ નોંધવું બસ થશે કે આ સમાજની સ્થાપનાનો પ્રસંગ ભોગીન્દ્રરાવ એકલાને માટે નહિ પરંતું સમગ્ર ગુજરાતને માટે અગત્યનો અને ચીરસ્મરણીય બનાવ હતો.

શાળામા તેમની ગણના પ્રથમ પંક્તિના શિષ્યોમાં નહોતી થતી કારણકે ભોગીન્દ્રરાવને જાહેરજીવનમાં ભાગ લેવાનો શોખ લાગવાથી અને સેવાભાવના મૂળથીજ હોવાથી તેમના અભ્યાસમાં વિક્ષેપ પડતો. તેમનું જ્ઞાન માત્ર પુસ્તકીયાજ હોત અને માત્ર પરીક્ષાને જ પોતાના જીવનનું અંતીમ ધ્યેય બનાવ્યું હોત તો તેઓ અવશ્ય ઉચ્ચ શ્રેણીયે મેટ્રીક તથા યુનીવર્સીટીની અન્ય પરીક્ષાઓ પસાર કરી શકયા હોત. પરંતુ શાળાજીવનમાંથીજ તેમણે જ્ઞાતિવિષયક તેમજ અન્ય સામાજીક અને સાહિત્યવિષયક ક્ષેત્રોમાં ભાગ લેવા માંડયો હતો. ૧૮૯૦ની સાલમાં એમણે સંમતિવયના કાયદાને અંગે મળેલી જાહેર સભામાં ભાગ લીધો હતો એ આપણે ઉપર જોયુ. રાજકીય આંદોલનોની અસરમાં પણ ભોગીન્દ્રરાવ નાની વયમાં આવ્યા ઇ. સ. ૧૮૯૩ના વર્ષની ડાયરીમાંથી નીચેનો ઉતારો તેમના રાજકીય ઉત્સાહને યથાર્થ સ્વરૂપમાં રજુ કરે છેઃ–

૨૧મી ડીસેંબર ૧૮૯૩.

.........આજે સ્ટેશન પર ગયા. મી. દાદાભાઈ નવરોજી, પાર્લામેંટનાં પહેલા હિંદી મેમ્બર, લાહોર કૉંગ્રેસમાં જતા હતા. સ્ટેશન સામેની ધર્મશાળામાં મંડપ બાંધ્યો હતો. છોકરાઓ એમની ગાડી ખેંચીને લઈ ગયા.......

અંતે એમણે ૧૮૯૫ની સાલમાં મેટ્રીકયુલેશનની પરીક્ષામાં સફળતા પ્રાપ્ત કરી અને કૉલેજમાં દાખલ થયા. એમની બુદ્ધિનો અને લેખનપ્રવૃત્તિનો ઉત્તરોત્તર વિકાસ થતો હતો. એમણે હવે ટૂંકી વાર્તાઓ અને છુટાછવાયા લેખોની શરૂઆત કરી હતી. ગુજરાત કૉલેજમાં ૧૮૯૬માં દાખલ થયા ત્યારબાદ તેમની જાહેર પ્રવૃત્તિઓ વધી ગઈ. ૧૮૯૪ની આસપાસમાં તે "આર્યવત્સલ"—જેના તંત્રી પણ રા. ગણપતરામ ભટ્ટ હતા અને જેનું સુકાન મુખ્યત્વે બિન્દુભાઇના હાથમાં હતું—તેમાં કાવ્યો અને લેખો આપતા. આ વર્ષમાં તેમણે અને સમાજના બંધુઓએ મળી એક છાત્ર પુસ્તકાલય કાઢ્યું. "આર્ય વત્સલ" પત્ર "આર્ય વાત્સલ્યવર્તિકા" નામક સંસ્થા ચલાવતી અને ભોગીન્દ્રરાવ આ સંસ્થાના કામકાજમાં પણ ઉત્સાહભર્યો ભાગ ભજવતા. આ જાહેરપ્રવૃત્તિઓ ઉપરાંત તેમનુ વાંચન પણ ઘણું વધ્યું હતું—અને વાંચનની સાથે ગંભીર મનન પણ શરૂ થયું હતું. એમના વિચારોમાં પણ હવે પરિપકવતા અને ઠરેલપણું નજરે પડે છે. તા. ૨૭ મી ઑક્ટોબર ૧૮૯૪ની એમની નોંધ આ ફેરફાર યોગ્ય શબ્દોમાં વર્ણવે છે:–

...જેમ જેમ વખત જતો ગયો છે તેમ તેમ લખવાની પદ્ધતિમાં ને વિચારોમાં ફેરફાર થયો લાગે છે. માત્ર બનાવોજ લખવાને બદલે એ નિમિત્તે ઉત્પન્ન થતાં મતો અને વિચારો પણ હવે કોઇ સ્થળે આવે છે, આવા વિચારો આપવાથી તેમાં અને પછી થતાં વિચારોમાં કેટલો ફેર થાય છે તે જોવાનું છે.

ગુજરાત કૉલેજમા ભોગીન્દ્રરાવે પ્રવેશ કર્યો તે વખતે ત્યા ઘણા શિક્ષિત ગુજરાતી યુવાનો સાથે તેમનો પરિચય થયો અને આમાના કેટલાક પરિચયો દ૯ મૈત્રીમા પરિણમ્યા ૧૮૯૬માં એમને રા. ન્હાનાલાલ દલપતરામ કવિ સાથે મૈત્રી થઇ તે છેક તેમના અવસાન સુધી અખંડીત રહી કૉલેજના અગ્રગણ્ય વિદ્યાર્થીઓએ Young Men's Union નામનું એક મંડળ કાઢયું હતુ તેમાં રા ન્હાનાલાલ કવિ તેમજ ભોગીન્દ્રરાવ આગેવાનીભર્યો ભાગ લેતા. આ મંડળ શરૂઆતમા સામાજીક અને સાહિત્યવિષયક પ્રશ્નોની ઉત્સાહભેર ચર્ચા કરતુ. બધુ સમાજના ત્રણ સભ્યો—ભોગીન્દ્રરાવ, શકરરાયઅમૃતરાય અને શિવુભાઇ બાપુભાઇ—આ મંડળમા ભાગ લેતા પરંતુ ભોગીન્દ્રરાવનો ફાળો સૌથી વિશેષ હતો. આ મડળમા તે વખતનાં સારા સારા વિચારકો અને લેખકોને વ્યાખ્યાન આપવાને માટે આમંત્રણ આપવામા આવતા. ઉદાહરણ તરીકે રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆએ "કવિતા અને સંગીત" પર વ્યાખ્યાન આપ્યુ હતું જ્યારે મણિશંકર રત્નજી ભટ્ટે "પ્રાચીન સંસ્કૃતિ" પર વિદ્વતાભર્યું વ્યાખ્યાન આપ્યુ હતુ.

Young Men's Union ના અંતનો ઇતિહાસ નોધવા લાયક છે. ઇ. સ. ૧૮૯૭ ની યાદગાર સાલ હતી. પ્રીવી કાઉન્સીલે બાલ ગગાધર ટિળકની અપીલ નામંજુર કરી હતી, અને ટિળક તથા નાટુ જેવા વિદ્વાનો જેલમા હતા આ વર્ષે યુનીયનમાં રાજ્યદ્વારી પ્રશ્નો ચચોવા લાગ્યા. ગુજરાત કૉલેજના તે સમયના પ્રીન્સીપાલ મી. ડેવીસે રાજ્યદ્વારી પ્રશ્નો ચર્ચાય તે પર પ્રતિબધ મૂકયો. સભ્યોને આ રૂચ્યુ નહિ તેથી રા ન્હાનાલાલ કવિ, ભોગીન્દ્રરાવ વિગેરે વિદ્યાર્થીઓ મેનેજીંગ કમીટીના હિંદી સભ્યોને મળવા ગયા. આ વખતે ગુજરાત કૉલેજ સરકારી સસ્થા નહોતી પરંતુ એક ખાનગી સંસ્થા હતી અને સાત સભ્યોની કાર્યવાહક સમિતિ એની વ્યવસ્થા ચલાવતી. વિદ્યાથીઓ હિદી સભ્યોને મળ્યા પરંતુ આ

મભ્યોએ No politics કહી આ બાબતમાં વચ્ચે પડવા સાફ ના પાડી. આથી 'યંગ મેન્સ યુનીઅન "માં ભંગાણુ પડ્યું. રા. કવિ, ભોગીન્દ્રરાવ અને અન્ય કેટલાક મભ્યો એ વિચારના હતા કે જ્યારે ખુદ હિંદી મભ્યોએજ રાજ્યદ્વારી બાબતો પર પ્રતિબંધ મૂક્યો ત્યારે આગળ વધવુ નકામુ હતુ. કેટલાક સભ્યોને આ રૂચ્યુ નહિ અને પરિણામે આ મંડળના ભાગલા પડ્યા અને તેમાથી Social & Literary Association નો જન્મ થયો. આ પ્રસંગે કૉલેજના વિદ્યાર્થીઓમા તીવ્ર મતભેદ પડ્યા અને બે પાર્ટીઓ સ્થપાઇ. ત્યાર પછી મંડળની એક સભા ભરાઇ પરંતુ તેમાથી વીખવાદ વધ્યો. રા. કવિનુ કહેવું એમ હતું કે જ્યારે મોટેરાઓ મંડળને ટેકો આપતા નથી ત્યારે એકલે હાથે રાજ્યદ્વારી બાબતોમા ભાગ લેવો એ મંડળને જરાય લાભદાયક નહોતું આ સમયના અગ્રગણ્ય કાર્યકર્તાઓ—જેમણે આમા ઉત્સાહથી ભાગ લીધો હતો—તેઓ ઇશ્વર કૃપાથી હજી આપણી વચ્ચે વિદ્યમાન છે. આ સમયનો બરાબર ઇતિહાસ તેમાથી કોઇ લખશે તો જરૂર તત્સમયના ગુજરાતી યુવક વર્ગની પ્રવૃત્તિઓ પર જોઇતો પ્રકાશ પડશે. આ પુસ્તકના નાયક ભોગીન્દ્રરાવ આ ઐતિહાસિક ઘટનાને પોતાની ડાયરીમા નીચે પ્રમાણે નોંધે છે :-

> ......યંગ મેન્સ યુનીઅન. આ પોલીટીકલ બૉડી છે અને એ ભંગાવવાને અમુક સાહેબ મથે છે. તે ઉપરથી આ પોલીટીકલ બૉડી નથી એવો ઠરાવ કવિ આજની જનરલ સભામાં લાવ્યા. એ ઉપરથી તકરાર ઘણી વધી પડી. પાર્ટી પણ પડી હતી, આખરે પંડિતે* શાંતિથી આ પોલીટીકલ અથવા સીડીશીઅસ બૉડી નથી એવું પાસ કરાવ્યું.

ઇ.સ. ૧૮૯૭માં ભોગીન્દ્રરાવ ઇન્ટરમીડીએટ આર્ટસ કલાસમાં હતા પરંતુ ઉપર જણાવેલી તથા અન્ય પ્રવૃત્તિઓને લીધે અભ્યાસમાં

* આ પંડિત તે શ્રી. સખારામ ગણેશ પંડિત જેઓ હાલ અમેરિકામા ધારાશાસ્ત્રી છે તે ગૃહસ્થ. એ સમયે તેઓ ગુજરાત કૉલેજમા અભ્યાસ કરતા હતા.

ધ્યાન ન આપી શકાયું અને નાપાસ થયા. અંતે તેમણે ઇન્ટરની પરીક્ષા ૧૮૯૮માં પાસ કરી. પરીક્ષાઓ નિયમિત રીતે પાસ ન કરવાથી તેમને પણ લાગ્યું પરંતુ જ્ઞાનમાં અચૂક વૃદ્ધિ થતી હતી એ સંતોષની બાબત હતી. સંવત ૧૯૫૫ના ફાગણ વદ નોમ (તા. ૧૬ મી માર્ચ ૧૮૯૮) એટલે એમની ત્રેવીસમી જન્મતિથિએ એ પોતાની ડાયરીમા નીચે પ્રમાણેની લાક્ષણિક નોંધ કરે છે.—

> સત્યઃ ત્રેવીસમું વર્ષ પૂરૂ થયું. એક વર્ષમાં અવનવા ફેરફારો થયા. અભ્યાસ ખાતે જ્ઞાનમાં વધારો થયો પણ જગતમા તો પરીક્ષા પાસ કરી નહિ. હિંદમા અવનવા બનાવો બન્યા છે. મી૦ તીલક, નાટુ વિગેરે વિદ્વાનો જેલમા પડ્યા છે...... મરકી અને દુકાળ પણ છે.

આ વર્ષે એમનામા કંઇક અજબ ગભીરતા આવી રહી હતી એમ એમની ડાયરી પરથી માલમ પડે છે. સંસાર અને સમાજના નાના પ્રશ્નો એ બારીકાઇથી અવલોકતા અને તેના પર ગભીર દૃષ્ટિએ વિચાર કરતા. કેટલીયે વખત એમનુ મન શંકાશીલ અને ડગમગુ બની જતુ પરંતુ બીજીજ ક્ષણે તેઓ મનઃસ્વાસ્થ્ય પ્રાપ્ત કરી શકતા. ટુંકમાં ૧૮૯૮ના વર્ષની એમની ડાયરીમાંની નોંધોનો પ્રધાન સ્વર "ઇશ્વર જે કરે છે તે મારા માટે" એમ માલમ પડે છે.

કૉલેજના અભ્યાસ દરમ્યાન ભોગીન્દ્રરાવની સાહિત્યસેવા તો અવિરત વેગે ચાલુ જ હતી. "યંગ મેન્સ યુનીઅન" માટે રાજ્યદ્વારી સવાલો હાથ ધરવાનુ સલાહભર્યું છે કે નહિ એ સવાલ પર એ સંસ્થા તૂટી પડી એ આપણે ઉપર જોયું તેનુ સ્થાન "સોશીયલ એન્ડ લીટરરી એસોસીએશને" લીધુ. શિવુભાઇ વગેરે મિત્રોની લેખનપ્રવૃત્તિ ચાલુ હતી. "બંધુ-સમાજ"ના કૉલેજીયન સભ્યો આ "સોશીયલ અને લીટરરી એસોસીએશન"માં જોડાયા હતા અને "ચન્દ્ર" તથા "બુદ્ધિપ્રકાશ" માસિકોમાં પોતાની સાહિત્યકૃતિઓ પાડતા. એ ઉપરાંત ભોગીન્દ્રરાવ "વાર્તા વારિધિ"મા તો લખતાજ.

ઇ સ ૧૮૯૮મા બી. એ ની ટર્મ્સ ભરવા માટે ભોગીન્દ્રરાવ ગુજરાત કૉલેજ છોડી મુબઇ ગયા અને ત્યા વીલ્સન કૉલેજમા દાખલ થયા મુ બઇના તેમના જીવનને લીધે તેમને અવનવા અનુભવો મળ્યા વી સન કૉલેજ ચોપાટી, ગીરગામની આસપાસના લત્તાઓ તેમના પગ નીચે ખુદાતા અને તેમણે—તેમની તીવ્ર દષ્ટિએ—આ મહાન શહેરના રસ્તાઓ અને વાહનોનુ, લોકોનુ અને તેમની ટેવોનુ સારૂ અવલોકન કર્યુ એમની શરૂઆતની નવલકથાઓમા આ અવલોકનના સુદર ચિત્રો નજરે પડે છે વીલ્સન કૉલેજમા તેઓ બે વર્ષ રહ્યા પરતુ અસ્વસ્થ પ્રકૃતિને લીધે બી એ પરીક્ષામા ન બેસાયુ મુબઇ આવવાથી તેમને અન્ય લાભ એ થયો કે તેમની ચાલાક અને ચચળ બુદ્ધિને શહેરના વિદ્યુતમય વાતાવરણનો પાસ લાગ્યો અને તમનુ વિચારવર્તુલ સ્વાભાવિક વિશાળ બન્યુ અમદાવાદ રહેતે તો તેમનુ દર્ષ્ટિબિદુ આટલુ આગળ વધતે કે કેમ એ એક પ્રશ્ન છે વીલ્સન કૉલેજની ઇંગ્રેજી તથા ગુજરાતી સાહિત્ય સભાઓમા એ આગળ પડતો લાભ લેતા.

મુબઇમા એમના બે વર્ષના નિવાસ દરમ્યાન એમને લેખન માટે પૂરતા અભ્યાસ અને સામગ્રી મળ્યા સમાજની અગભૂત વ્યકિતઓ—દરિદ્રો અને અપગો, સ્ત્રીઓ અને બાળકોના પ્રશ્નોનો તેમણે સારો જેવો અભ્યાસ કર્યો બીજો મહાન લાભ એ થયો કે તેઓ પારસી મિત્રોના ગાઢ પરિચયમા આવ્યા અને એમની વાતોઓમા હિદુ-મુસલમાન-પારસીઓના ઐકય વિષે જે વિચારો આવે છે તેનો જન્મ થયો અભ્યાસ કરતા એમનુ ધ્યાન બહારની દુનીયાનામા શુ શુ બની રહ્યુ હતુ તેના પર વિશેષ હતુ પારસીઓની મૈત્રીને લીધે અને મુબઇના ઉત્સાહમય વાતાવરણને લીધે તેઓ એક sportsman બન્યા એટલું નહિ પણ સ્વભાવે પણ sportsman થયા તે વખતે મુબઇમાં આજના જેવી ચતુરગી ક્રિકેટ મેચો અથવા તો એમ સી સી

અને હિંદી ટીમો વચ્ચે ટેસ્ટ મેચો નહોતી રમાતી પારસીઓએ ક્રિકેટની શરૂઆત કરી હતી અને તેઓ પ્રેસીડેન્સી એટલે અગ્રેજો સાથે પ્રતિવર્ષ સામનો કરતા હિંદુઓ તો ત્યાર પછી ઘણા વર્ષો રહીને દાખલ થયેલા ઈ સ ૧૯૦૦ની સાલમા ભોગીન્દ્રરાવને આવી એક ક્રિકેટ મેચ જોઈને જે જે વિચારો થયા હતા તેનો કૈક આછો ચિતાર તે દિવસની એમની ડાયરી નોધ નીચે પ્રમાણે આપે છે

૧૭ મી ઑગસ્ટ ૧૯૦૦
વાર

પ્રેસીડેન્સી મેચ જોવા આજે ગયો ક્રિકેટની રમત બહુ જ પ્રસરી છે એ સારૂ છે પરંતુ શોકની વાત એટલીજ છે કે હિંદુઓ—અને તેમા ખાસ કરીને આપણા ગુજરાતીઓ—બીલકુલ ભાગ લેતા નથી યુરોપીયનની સામે માત્ર પારસીઓજ રમી શકે અને હિંદુઓ કેમ ન રમી શકે? ખરેખર શારીરિક કસરતને લગતી કેળવણી વધારવાની ખાસ જરૂર છે

આજથી ચોત્રીસ વર્ષો પૂર્વે લખાયેલી આ નોધ કૈ ઓછી આર્ષદૃષ્ટિ સૂચવે છે? ચોત્રીસ ચોત્રીસ વર્ષો પછી આજે હિંદુઓ યુરોપીયનો સામે મેચ રમીને તેમના હરાવી શકે છે એટલુ જ નહિ પરંતુ વિલાયતના પ્રથમ પંક્તિના ખેલાડીઓ સામે પણ ક્રિકેટના દરેક વિભાગમા બરોબરી કરી શકે છે યુવાન ભોગીન્દ્રરાવની આશા અરમ રીતે ફળવતી થઇ છે

બી એ ના અભ્યાસ વખતે ભોગીન્દ્રરાવનો અચ્છિક વિષય 'સાયન્સ'—વિજ્ઞાન હતો આ વિષયમા તેમને એટલો બધો રસ હતો કે તેઓ એના પર સારો કાબુ પ્રાપ્ત કરી શકયા વિજ્ઞાન અને તેની શોધખોળોથી જગતને શા શા લાભ થશે એના પર તેઓ વિચાર કરી રહેતા અને આ વિજ્ઞાનથી હિંદુસ્તાનની—ખાસ કરીને ગુજરાતની—પ્રગતિ કેવી રીતે સાધી શકાય એ તેમનો પ્રિય ચિંતવન વિષય હતો અંગ્રેજી તથા સંસ્કૃત સાહિત્ય પણ તેમણે ઘણુ ઘણુ વાચ્યુ અને આ

વાચનના સંસ્કારો તેમના માનસ પર દૃઢ રીતે પડયા. ઇન્ટર આર્ટ્સમાં રાજકવિ ટેનીસનના કાવ્યોનો એમણે સારો અભ્યાસ કર્યો અને પ્રખ્યાત કાવ્ય " The Princess "થી તેમની કલ્પનાશક્તિ અને બુદ્ધિ એટલી વિકાસ પામી કે તેમની અનેક નવલકથાઓમાં આની સ્પષ્ટ અસર જણાઇ આવે છે. બી. એ. માં હેમર્ટનના લિખિત "The Intellectual Life" ના વાચને એમનું જીવન ઘણું ઘડયું અને સંસ્કૃતના અભ્યાસે તેમને ભવભૂતિ તરફ પ્રેર્યા. એમની નવલકથાઓમાં ' ઉત્તરરામ ચરિત "ના અનેક રમ્ય અને કરુણ પ્રસંગોનાં સુંદર સંસ્મરણો આવે છે.

મુંબઇમાં અભ્યાસાર્થે આવવાથી તેમને મુંબઇના પત્રકારો સાથે પણ સારો પરિચય થયો. ઈ. સ. ૧૯૦૦ ના વર્ષમાં તેઓ અવારનવાર ' કૈસરે-હિંદ" માટે લેખો લખતા. વીલ્સન કૉલેજની ઈંગ્લીશ લીટરરી સોસાયટી તરફથી તે વર્ષે સર લૉરેન્સ જેન્કીન્સે "નવલકથા—The Novel—"પર વિદ્વત્તાપૂર્ણ ભાષણ આપ્યું હતું. ભોગીન્દ્રરાવે આ વ્યાખ્યાનની એક લંબાણભરી સમાલોચના "કૈસરે-હિંદના" તા. ૨૦મી ઑગસ્ટ ૧૯૦૦ના અંકમાં કરી હતી.

આમ ભોગીન્દ્રરાવના જીવનના પહેલા પચ્ચીસ વર્ષ પૂરા થયા આ પચ્ચીસ વર્ષમાં એમના જીવનનો વિકાસ કેવી રીતે થયો તેની સમીક્ષા આપણે કરી. ભવિષ્યમાં એક ઉચ્ચ કોટિના લેખક અને સમાજસુધારક તથા કેળવણીકાર થવાની સર્વ આશાઓ તેઓ આ પચ્ચીસ વર્ષનાં આંગણે ઉભા રહી આપી રહ્યા હતા આ તેમના જીવનની શરૂઆત હતી અને ગુજરાતના સદ્‌ભાગ્યે એ એક આશાભરી અને તેજસ્વી શરૂઆત બની.

ઈ. સ. ૧૮૯૯ થી ૧૯૦૧ સુધી તેઓએ વીલ્સન કૉલેજમાં બી એ. ની ટર્મ્સ ભરી પરંતુ ત્યારપછી તેમને ગંભીર માંદગી આવવાથી પરીક્ષામાં ન બેસી શકાયું આ માંદગીને લીધે તેમના

કુટુંબીજનો, મિત્રો તથા સ્નેહીઓને ઘણી ચિંતા થઇ અને એમના અત્યાગ્રહથી ભોગીન્દ્રરાવ મુંબઈ છોડી અમદાવાદ પાછા આવ્યા. તેઓ બી એ ની ડીગ્રી લીધા સિવાય અમદાવાદ પાછા ફર્યા એ વિચારે એમનુ મન ઉદાસ રહેતુ પરંતુ બી એ ની ડીગ્રી તો લેવીજ છે એ દૃઢ વિચાર એમને પરીક્ષા માટે નવેમરથી તૈયારીઓ કરવાનો ઉત્સાહ આપતો. એમનામા ચીવટાઈ હતી અને તે ચીવટાઇ આ બી એ ની ડીગ્રી લેવા પા છ એમણે કરેલી મહેનતમા દેખાઇ આવતી. કાર્યસાધન એ એમના જીવનનું પ્રધાન અગ હતુ અને આ કાર્ય સાધવાની શક્તિએ તેમને પાછળના જીવનમા અનેક ક્ષેત્રોમા વિજય અપાવ્યો. Steadfastness of purpose એમના અલ્પ જીવનનુ એક મુખ્ય આકર્ષણ હતુ.

ઇ. સ ૧૯૦૦ની સાલ પછી તેમના જીવનના મુખ્ય પ્રશ્નો - સસાર સુધારો અને સ્ત્રીઓની કેળવણી તથા ઉન્નતિ કેમ બન્યા તે માટે આપણે એમનુ ૧૯૦૦ની સાલ પછીનુ અમદાવાદનું જીવન તપાસીએ તે પહેલા "બંધુ-સમાજ"નો વિગતવાર ઇતિહાસ આપણે જાણવો આવશ્યક છે એમની સાહિત્યસેવા અને સમાજસેવા "બંધુ-સમાજ" ની સાથે એટલી સુદૃઢ રીતે સકળાયેલી છે કે "બંધુ-સમાજ" ના ઇતિહાસ અને પ્રવૃત્તિઓ જાણ્યા સિવાય તે બન્નેનો યોગ્ય ખ્યાલ નહિ આવી શકે

---

## પ્રકરણ ત્રીજું

---

### બંધુ–સમાજ અને સમકાલીન સાહિત્યપ્રવૃત્તિઓ

ભોગીન્દ્રરાવના જીવનના સૌથી મહત્વના બે કાર્યો તે તેમની વિદ્યુતવેગી સાહિત્ય સેવા અને સ્ત્રીઓની સામાજીક ઉન્નતિ માટે તેમના ઉત્સાહભર્યા પ્રયત્નો આ બે પ્રશ્નો "બંધુ–સમાજ" સંસ્થાના ધ્યેયમાં અગત્યનું—સૌથી મહત્વનું—સ્થાન ભોગવતા ભોગીન્દ્રરાવ અને "બંધુ–સમાજ"ના સભ્યો આ પ્રશ્નમાં તીવ્ર રસ લેતા એટલુજ નહિ પણ આ પ્રશ્નોને તેમના જીવન ધ્યેય બનાવ્યા હતા "બંધુ–સમાજ"ના અન્ય સભ્યોની અને ભોગીન્દ્રરાવની આ દિશાની પ્રવૃત્તિઓ એકમેમાંથે એવી રીતે વણાઇ ગઈ છે કે જેથી તેમને છૂટી પાડવી અશક્ય છે એકનો વિકાસ સમજવા માટે અન્યનો ઇતિહાસ સમજવો આવશ્યક બને છે ભોગીન્દ્રરાવના જીવન અને કૃતિઓનો કોઇ પણ સમાલોચક અથવા અભ્યાસક "બંધુ–સમાજ" ના ઇતિહાસ અથવા આદર્શો જાણ્યા વિના ચલાવી ન શકે આગળ વધીને, જરાયે અતિશયોક્તિ વિના, કહી શકાય કે વીસમી સદીના પહેલા દશકાનો કોઈ પણ ઇતિહાસકાર આ "બંધુ–સમાજ" ની પ્રવૃતિઓને—સાહિત્ય અને સમાજ સેવાની ઉચ્ચ ભાવનાઓને—જરૂર એના ઇતિહાસમાં માનવંતું સ્થાન આપશે ગુજરાત સાહિત્યસભા સ્થપાઇ તે પહેલા, અને ત્યાર પછી પણ, બંધુ–સમાજે ગુજરાતી સાહિત્યના વિકાસમા

અને સંસ્કારના ઘડતરમાં કંઈ ન્હાનોસુનો ભાગ નથી ભજવ્યો. આજની કેટલીયે સાહિત્યવિષયક અને સામાજીક પ્રવૃત્તિઓના મૂળ "બંધુ-સમાજ" ના કાર્યોમાં મળી આવશે

ઈ. સ. ૧૮૮૯ની સાલમાં અમદાવાદની હાઈસ્કુલમાં ભણતાં કેટલાક ઉત્સાહી વિદ્યાર્થીઓએ અરસપરસ વિચારોની આપ લે કરવા માટે અને સાહિત્યની સુંદર કૃતિઓમાંથી સારા સારા રત્નો વીણી તેનો પ્રચાર અને સંગ્રહ કરવા માટે એક નાનુંશું મંડળ સ્થાપ્યુ. આ મિત્રો તે ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ, રા. રામમોહનરાય જશવંતરાય (જેઓ મિત્રમંડળમાં બિન્દુભાઇના નામે ઓળખાતા હતા તે), શિવુભાઈ બાપુભાઈ દુકોળ અને ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ. આ મંડળ તે "ઇન્ટીમેટ ફ્રેન્ડઝ એસોસીએશન". મંડળનું આ નામ યથાર્થ હતુ—અને મંડળના સભ્યોનાં ગાઢ સંબંધને અનુરૂપ હતુ. આ મંડળ મિત્રોનું હતું—અને તે પણ અતિશય ગાઢ સ્નેહ અને મૈત્રી ધરાવતા મિત્રોનું. મંડળના સભ્યોની ઉમર તે વખતે સરેરાશ પંદર–સોળની આસપાસ હતી. ભોગીન્દ્રરાવ ફક્ત ચૌદ વર્ષના હતા જ્યારે બિંદુભાઇ તેમનાથી બે વર્ષે મોટા હતા. આ મિત્રોને વાચનનો ઘણો શોખ હતો. સારા સારા લેખોમાંથી ઉતારા કરી એકએકને તેનો લાભ મળે અને કંઈક સાહિત્યપ્રવૃત્તિ કરી શકાય એ ઉદ્દેશથી આ "ઇન્ટીમેટ ફ્રેન્ડઝ એસોસીએશન" નો જન્મ થયેલો. તા. ૮ મી ઑગસ્ટ ૧૮૮૯ને દિવસે આ મંડળની પહેલી સભા ભરાઇ હતી.

"મંડળ" અને "સભા" જેવા શબ્દોનો ઉપયોગ થયેલો જોઇ કોઇ વાચક એમ ન માની લે કે આ મિત્રોએ નિયમો અને ઉદ્દેશોની સીમાથી બંધાયેલુ "મંડળ" (જે શબ્દમાં હાલ આપણે એનો ઉપયોગ કરીએ છીએ) સ્થાપ્યું હતુ અથવા તો એની "સભા" અથવા બેઠક કોઇ મોટા હૉલમાં અથવા એક નિયત સ્થળે મળતી હતી આવું કંઇ જ નહોતું. પંદર પંદર વર્ષનાં નિશાળીયાઓએ પોતાની સાહિત્યસેવાને દૃઢક સ્થાયી રૂપ આપવું તે માટેજ આ મંડળ કાઢયુ

હતુ 'ઇન્ટીમેટ ફ્રેન્ડઝ એસોસીએશન" જેવુ નામ કોણે શોધી આપ્યુ તે કહેવુ અતિ મુશ્કેલ છે. અંગ્રેજીના વપરાશનો તે વખતે મોહ હતો—થોડાક વર્ષો પહેલા જ આ મોહ ગુજરાતમાથી ગયો—તે આ નામને માટે આભારી ગણી શકાય આ મિત્રો આજે નન્દુભાઇને ત્યા તો કાલે ભોગીન્દ્રરાવને ત્યા એમ અન્યોન્યને ઘેર મળવાનુ રાખતા પોતે જે વાચ્યુ હોય તેમાથી ઉપજતા વિચારો અને સંસ્કારોની આપ લે કરતા ઇંગ્રેજી કાવ્યોમાથી પસદગી કરીને ઉતારા કરીને મિત્રોમા તેનો પ્રચાર કરતા અને અવારનવાર કવિતા પણ બનાવતા કોઈ કોઇ વળાયે કાકરીયે જઇને ત સમયના જ્વલત પ્રશ્નોની ચર્ચા કરતા અને દર અઠવાડીયે એક નિબધ ઇંગ્રેજીમા લખી લાવીને દરેક સભ્યે વાચવો એવો ધારો હતો તે બરાબર અમલમા મૂકતા

આમ આ મિત્રોએ ત્રણ વર્ષ સુધી આ મડળ ચલાવ્યુ જેમ જેમ તેમની બુદ્ધિનો વિકાસ થતો ગયો તેમ તેમ આ મિત્રોને પોતાના આ મડળમા અનેક સુધારા વધારા કરવાની આવશ્યકતા લાગી. આમા સૌથી પ્રથમ કાર્ય મડળને એક સુવ્યવસ્થિત અને નિયમિત સસ્થાનું રૂપ આપવુ તે હતુ પરિણામે "ઇન્ટીમેટ ફ્રેન્ડઝ એસોસીએશન"માથી 'બધુ–સમાજ' નામક સુવ્યવસ્થિત અને બધારણપૂર્વક રચાયેલી સસ્થાનો ઉદ્ભવ થયો 'બધુ–સમાજ"ની સ્થાપના ઈ સ ૧૮૯૭ મા થઇ ત્યારે એમા ચાર સભ્યો જોડાયા હતા અને તેથી તે ચતુર્બધુ–સમાજ "ને નામે ઓળખાતી પરંતુ ઇ સ ૧૮૯૪મા બાકીના ત્રણ સભ્યો જોડાયા અને આવી રીતે સાત સભ્યોની સસ્થા બની આ સાત સભ્યો નીચે પ્રમાણે હતા —

(૧) રા રામમોહનરાય જશવતરાય દેસાઇ
(૨) ,, શકરરાય અમૃતરાય સહીયડ
(૩) ,, ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિઆ

(૪) રા. શિવુભાઇ બાપુભાઇ દુકોળ.
(૫) ,, ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ.
(૬) ,, કૃષ્ણલાલ હરગોવિંદ પંડિત.
(૭) ,, દિનકરરાવ વ્હાલાભાઇ ધ્રુવ.

બંધુ-સમાજનો હેતુ " બન્ધુતા વધારવી અને સાહિત્ય તથા જનસમાજની ઉન્નતિ અર્થે પ્રયાસ કરવા"નો હતો. તેના નિયમોમાં મુખ્યત્વે નીચે પ્રમાણે હતાઃ—

(૧) સમાજ નિયંત્રિત મંડળ છે એને તેમાં સાત સભાસદો છે.
(૨) સર્વાનુમતિ સિવાય અન્ય કોઇને પણ તેમા દાખલ નહિ કરાય.
(૩) કોઇ પણ સભાસદને તેની પોતાની ઇચ્છા સિવાય સભાસદપણામાંથી ખસેડી શકાશે નહિ.
(૪) સભાસદપણા માટે ફી રાખવામાં આવી નથી પણ જરૂરીયાત મુજબ ઉઘરાણું કરવામાં આવશે—જેમાં સઘળા બંધુઓએ એક સરખું ભરવાનું છે.
(૫) એક બંધુને સમાજનો સેક્રેટરી નીમવો તે નાણા સંબંધીનુ, વ્યવસ્થાનું તથા પત્રવ્યવહાર વિગેરે સઘળું કામ કરશે.

આ મંડળ છેવટ સુધી નિયંત્રિત મંડળ રહ્યું. આ individual limited સંસ્થામા કેટલાક વર્ષો બાદ ચાર પાંચ શિક્ષિત સજ્જનોએ જોડાવાનો પ્રયત્ન કર્યો હતો પરંતુ સમાજ નિયંત્રિત જ રહ્યું. સમાજની પ્રવૃત્તિઓમા (૧) પરભાષા તેમજ સ્વભાષાની સુંદર અને શ્રેષ્ઠ કૃતિઓમાથી ચુંટણી કરીને તેના ઉતારા કરવા, (૨) દરેક સભ્યે ફરજિઆત કવિતાઓ કરવી–Compulsory versification, અને (૩) સાહિત્યવિષયક અન્ય ચર્ચાઓ કરવી. આ ત્રણ બાબતો પ્રધાનપણે હતી. આ આ ઉપરાંત સમાજના સભ્યોએ દેશની અને સંસારની, સ્ત્રીઓની અને બાળકોની, સર્વ પ્રયત્નોથી ઉન્નતિ કરવી એ વિચારને અપનાવ્યો હતો.

સમાજના મભ્યો—દરેક મભ્ય પોતાને "બધુ" કહેવડાવવામા ગૌરવ માનતો—દર અઠવાડીયે એક વાર અથવા જરૂર પડે તો વધારે વખત-મળવાનુ રાખતા મળવાનુ સ્થળ તો, અમનની માફક, મિત્રોના રહેઠાણ જ હતા ભોગીન્દ્રરાવના માતુશ્રી સૌ૰ મોગીમા અથવા ડાહી બ્હેન આ સર્વ સભ્યોને પોતાના સતાન માફક જ ચહાતા અને તેથી ઘણી ખરી બેઠકો ભોગીન્દ્રરાવને ત્યાજ ભરાતી. આ બેઠકોમા કાવ્યોમાથી ઉતારા કર્યા હોય તે અને પોતે લખેલી નવી કાવ્યકૃતિઓ બધુઓ વાચતા અને અને પછી તેના પર ઝીણવટભરી અને વિગતવાર ચર્ચા ચાલતી આમ દરેકે દરેક સભ્ય પોતાના વાચન અવલોકન અને જ્ઞાનનો લાભ અન્ય બધુઓને આપતો આમાના કેટલાક બધુ ઓએ આવી રીતે લખેલી કવિતાઓ હજી આપણા અગ્રગણ્ય કાવ્ય સગ્રહોને શોભાવે છે 'બધુ-સમાજ' ના એક માનનીય સભ્ય રા શકરરાવ અમૃતરાવ—જેઓ ઇશ્વરકૃપાથી હજી સાહિત્યની પોતાથી બનતી સેવા કરે છે—સમાજની પ્રવૃત્તિઓનુ નીચેના શબ્દોમા દિગ્દર્શન કરાવે છે –

> કવિતાના વાચન તેમજ લેખનમા બધુ-સમાજના સભાસદોને પ્રથમથીજ, ઘણી ન્હાની વયથી રસ અને શોખ હતા કવિતા વિનોદના રસ તથા વૃત્તિને સતત જાગ્રત રાખી તેને ખીલવતા રહેવાના ઉદ્દેશથી બધુ-સમાજના લગભગ આરભ કાળમા ઘણા વર્ષો સુધી તેના દર અઠવાડીયે મળતા સ્નેહ સમેલનમા અન્ય કાર્યોની સાથે પોતપોતાની નવી રચેલી એક નાની પણ કવિતાનુ વાચન આવશ્યક રાખવામા આવ્યુ હતુ અને તેમાથી ઘણાક બધુઓની ફરજિઆત સ્વરૂપને લીધે બધી તો નહિ છતા કેટલીએક, કવિતા સારી અને પ્રસિદ્ધિ પામ્યા પછી પ્રશસાપાત્ર નીવડેલી છે"*

* "તરગાવલી નિરીક્ષણ પાનુ ૬૬

આજ અરસામાં ગણપતરામ ઉત્તમરામ ભટ્ટ "આર્ય વત્સલ" નામનું માસિક પત્ર ચલાવતા હતા. આ પત્ર ચલાવવા માટે એક નાની વ્યવસ્થાપક સમિતિ હતી અને તેનું નામ "આર્ય વાત્સલ્ય વર્તિકા". બંધુ-સમાજના સભ્યો આ પત્ર અને સમિતિમાં રસપૂર્વક ભાગ લેતા. ખરૂં જોતાં તો "બન્ધુ-સમાજ" ના એક સભ્ય એના પ્રકાશન અને તંત્રની વ્યવસ્થા રાખતા. સભ્યો આ "આર્ય વત્સલ" માં લખતા. રા. રામમોહનરાય જસવંતરાયની શરૂઆતની કવિતાઓએ આમાં સ્થાન મેળવ્યું હતું. ભોગીન્દ્રરાવ પણ પોતાના શરૂઆતનાં પ્રયત્નો આ પત્રમાં પાઠવતા. બિન્દુભાઇએ પોતાનું "સતી ગૌરવ" નામે પુસ્તક આ પત્રની પ્રથમ ભેટ તરીકે આપ્યુ હતું. આ "આર્યવત્સલ" પત્ર રા. ભાઇશંકર સોલીસીટરના પત્ર "સ્વદેશવત્સલ" ના અનુસરણમા નીકળ્યું હતું.

ટુંકી કારકીર્દિ ભોગવી ગણપતરામનું આ પત્ર બંધ થયું પરંતુ તરતજ એમણે પ્રખ્યાત "વાર્તાવારિધિ" ની યોજના કરી. આ પત્રમાં ઘણું ખરૂં ટુંકી વાર્તાઓનેજ સ્થાન આપવામાં આવતું અને તેમાં ભોગીન્દ્રરાવની વાર્તાઓ આવવા માંડી. ટુંકી વાર્તા અથવા નવલિકાનું સ્વરૂપ તે વખતે હાલની માફક ઘડાયું નહોતું તે છતાં ભોગીન્દ્રરાવની કેટલીક સામાજીક વાર્તાઓ જે આ પત્રમાં પ્રસિદ્ધ થઈ હતી તે ઉંચી કોટિની હતી. એક રીતે એમ કહીએ તો ચાલે કે ટુંકી વાર્તાનો વિકાસ આ પત્ર દ્વારા થયો. તે પહેલાં ગુજરાતમાં ટુંકી વાર્તાઓ ઘણી ઓછી નજરે પડતી. ગુજરાતમાં ટુંકી વાર્તાઓ "વાર્તાવારિધિ" એ શરૂ કરી અને "બંધુ-સમાજ" ના મુખપત્ર "સુંદરી-સુબોધ" દ્વારા તેને પ્રોત્સાહન મળ્યું. પરંતુ "સુંદરી-સુબોધ" વિષે આગળ ઉપર લંબાણથી લખવાનું હોઇ હાલ તરત આટલો નિર્દેશ બસ છે.

એક અગત્યની ઘટનાની અહીં નોંધ લેવી ઘટે છે. બંધુ સમા-

જના સભ્યો જ્યાં જ્યાં લખતા ત્યાં ત્યાં પોતાના ઉપનામથી લખતા અને સાથે સાથે કાૈસમાં "બન્ધુ-સમાજ" એ નામ લખવું વિસરતા નહિ. દાખલા તરીકે ભોગીન્દ્રરાવનું ઉપનામ "સુબન્ધુ" હતું અને તેમના લેખો "સુબન્ધુ (બન્ધુ સમાજ)" એ સંજ્ઞાથીજ પ્રસિદ્ધ થતા. આમ દરેકે દરેક બંધુઓ પોતાની સાહિત્યસેવામાં પોતાનાં નામ કરતા બંધુ-સમાજના નામને મોખરે રાખતાં. તેઓ વ્યષ્ટિ કરતા સમષ્ટિમા રાચતા. આ વાત કંઇ ઓછી ગૌરવભરી ન કહેવાય. આ સર્વ ઉપનામો રા. રામમોહનરાય જસવંતરાયે પોતાનો કાવ્યસંગ્રહ "બંધુ-સમાજ" ને અર્પણ કર્યો તેના સમર્પણમા યથાર્થ રીતે આલેખ્યા છે:—

"શીર્ષે નિર્ગુણ[1] સૌમ્ય,ને નયનમા સુબન્ધુ[2] ઉલ્લાસી રહે,
કંઠે વાણીસુધા સુમિત્રની[3], ઝરે પ્રીતિ ઉરે પાન્થ[4] છે;
હસ્તે કૃષ્ણ[5] સુહાય, દિનકરનો[6] વક્ષે રૂડો વાસઃ એ—
બન્ધુમંજરી ! દેવીને પ્રિય પદે સુમન્ત[7] વંદી રહે. "

આ તો વિષયાતર થયો પરંતુ "સુબન્ધુ" ની સંજ્ઞા નીચે ભોગીન્દ્રરાવે લેખો લખ્યા તે માટે આ વિષયાંતર આવશ્યક હતો. "વાર્તા વારિધિ" સાથે ટુંક સમય રહીને "રાજપત્રિકા" જોડાયું અને છેલ્લે છેલ્લે "સરસ્વતી" નામક વિભાગ પણ જોડાયો. આ "વાર્તાવારિધિ અને સરસ્વતી" ના તંત્રનું સુકાન "બંધુ-સમાજ"ના જ હાથમાં હતુ એમ કહીએ તો જરાય ખોટું નહિ ગણાય. "સરસ્વતી" વિભાગમાં તો લગભગ બધાજ લેખો સમાજના બંધુઓ લખતા. "વાર્તાવારિધિ અને સરસ્વતી" બંધુ સમાજનું લેખનકેન્દ્ર બન્યું અને સભ્યોની

---

૧ ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ ૨ ભોગીન્દ્રરાવ
૩ શિવુભાઈ બાપુભાઇ ૪ શંકરરાય અમૃતરાય
૫ કૃષ્ણલાલ હ. પંડિત ૬ દિનકરરાવ ન્હાહાભાઈ
૭ રામમોહનરાય જસવંતરાય.

સાહિત્યસેવા માટેનો ઉત્સાહ દ્વિગુણિત થયો. ભોગીન્દ્રરાવ પોતાની ડાયરીમાં આ પ્રસંગ માટે નીચે પ્રમાણે નોંધ લખે છેઃ—

તા. ૭ મી મે ૧૯૦૦

વાર્તાવારિધિ અને સરસ્વતી પત્ર નીકળ્યું. સમાજના (લેખો) છે. "સુબન્ધુ" ની સંજ્ઞા મારી છે

આમ રા. બિન્દુભાઈ (રા. રામમોહનરાય જસવંતરાય) થી માંડી ડાહ્યાભાઈ સુધી સર્વે સભ્યો આ રીતની સાહિત્ય અને સમાજસેવા કરી રહ્યા હતા ત્યારે કૉલેજમાં અભ્યાસ કરતા ત્રણ સભ્યો–રા. શિવુભાઈ, રા. શંકરરાવ અને ભોગીન્દ્રરાવ—તો "યંગ મેન્સ યુનીયન"ની પણ સર્વ પ્રવૃત્તિઓમાં ભાગ લેતા. આ યુનીયનના ઇતિહાસની કૈંક ઝાંખી આપણે આગળના પ્રકરણમાં કરી છે. આ "યગમેન્સ યુનીયન"માંથી "સોશીયલ એન્ડ લીટરરી એસોસીએશન"નો કેવા સંજોગોમાં જન્મ થયો તે પણ આપણે જોયુ. આ "સોશીયલ એન્ડ લીટરરી એસોસીએશન" સંસાર સુધારાના પ્રશ્ન પર ભાંગી પડી. કેટલાક સભ્યોએ ઠરાવ મૂકયો કે એસોસીએશનના કોઇ પણ સભ્યે દારૂ પીવો નહિ! આ ઠરાવ વધુ મતે પસાર કરવામાં આવ્યો પરંતુ ચોક્કસ સભ્યોને આ પ્રકારનો પ્રતિબંધ રૂચ્યો નહિ. એસોસીએશન આ પ્રકારના સુધારામા ઝંપલાવી પોતાના સભ્યોને બાંધી ન શકે એમ એમનું માનવુ હતું. આનો પ્રતિકાર કરવા માટે આ સભ્યોએ કંઇક નવી યોજના ઘડવા વિચાર કર્યો. (રા. ન્હાનાલાલ કવિ આ એસોસીએશનના એક ઉત્સાહી સભ્ય હતા પરંતુ તેઓ તો વધુ અભ્યાસ માટે આ સમયે પુના ગયા હતા.) આ સભ્યો ઠરાવ લાવ્યા કે કોઇ પણ મેમ્બરે માંસાહાર કરવો નહિ! આમ દારૂ અને માંસાહારના પ્રશ્ન પર આ સંસ્થા છિન્નભિન્ન થઇ ગઇ. ૧૯૦૦ થી ૧૯૦૨ સુધી આ એસોસીએશન ડગુમગુ ચાલુ રહી પરંતુ રા. રણછોડભાઈ વાવાભાઇએ ૧૯૦૩માં સાહિત્ય સભાની સ્થાપના કરી એટલે ઉત્સાહી યુવકો તેમાં જોડાયા.

ભોગીન્દ્રરાવના યુવાન માનસ પર આ સમકાલીન બનાવોએ શી અસર કરી તે તેમના લખાણોમાથી—ખાસ કરીને નવલકથાઓ-માથી—જણાઇ આવે છે તેમનુ ઘડાતુ અને સસ્કાર પામતુ માનસ આમાથી ઘણાયે બોધપાઠ અને અનુભવો શીખ્યુ અને આ સર્વ એમની સાહિત્યપ્રવૃત્તિઓમા સારા ખપ લાગ્યા

આમ આપણે ઇ સ ૧૯૦૦ ની સાલ સુધી "બધુ સમાજ"-નો વિકાસ નિરખ્યો પરતુ 'બધુ-સમાજ" ની સૌથી સુદર અને મહત્ત્વભરી સાહિત્યસેવા તથા સમાજસેવા એટલે "સુદરી-સુબોધ" માસિક પત્રની સ્થાપના આ માસિક અને "બધુ-સમાજ" એટના બધા સકળાયેલા હતા કે આજે પણ "બધુ-સમાજ" નું નામ દેતા 'સુદરી સુબોધ' નુ નામ દેવાય છે અને "સુદરી-સુબોધ" ને યાદ કરતા બધુ-સમાજ" તરતજ સ્મૃતિપટ પર રમી રહે છે ટુકામા "બધુ સમાજ" અને 'સુદરી સુબોધ" એ પર્યાયવાચી નામો બન્યા

"સુદરી સુબોધ" નો જન્મ જે સજોગોમા થયો તે સજોગો ગુજરાતી સાહિત્યના—અને ખાસ કરીને પત્રકારિત્વના—ઇતિહાસમા સોનેરી અક્ષરોએ નોધવા યોગ્ય છે "બધુ-સમાજ" ના સાતે સાત સભ્યોએ સાહિત્યસેવા કરી સાહિત્યસૃષ્ટિમા પોતાના નામ ઝળકતા કર્યા હતા તેમને સમાજસેવાની જે જે તકો મળતી તે તેઓ ઝડપી લેતા પરતુ તેમને હવે એક પોતાના મુખપત્રની ખોટ માલમ પડવા માડી પરતુ કયા પ્રકારનું પત્ર કાઢવુ ? સભ્યોએ જુદી જુદી સૂચનાઓ મૂકી તેમાથી ચાર મુખ્ય સૂચનાઓ આ પ્રમાણે હતી (૧) ખાસ સ્ત્રીઓ માટે જ પત્ર કાઢવુ, (૨) ટુંકી વાર્તાઓ અને કાવ્યો માટે પત્ર કાઢવુ, (૩) યુવાન વર્ગને માટેજ પત્ર કાઢવુ અથવા તો (૪) સામાન્ય સાહિત્યને લગતુજ પત્ર કાઢવુ અંતે સભ્યો એવા ઠરાવ પર આવ્યા કે એક એવુ પત્ર કાઢવુ કે જેનાથી સ્ત્રીઓની સર્વદેશીય ઉન્નતિ થઇ શકે અને સાથે સાથે સાહિત્ય સેવા પણ કરી શકાય-

પરંતુ માત્ર સાહિત્ય કરતાં સમાજસેવાની ભાવના આ પત્ર સ્થાપવામાં મોખરે હતી એ વિસરવું ન જોઈએ. માતે સાત બંધુઓ સેવાભિલાષી હતા અને તેમને સ્ત્રીઓની ઉન્નતિ દ્વારા સારાય દેશની ઉન્નતિ કરવી હતી : પોતાની સાહિત્યસેવા તથા લેખનશક્તિનો ઉપયોગ તેમને આ સ્ત્રીઓની ઉન્નતિ માટે કરવાની અભિલાષા હતી. પરિણામે "સુંદરી–સુબોધ" નો જન્મ થયો.

"સુંદરી સુબોધ" નો પ્રથમ અંક મ. સ. ૧૯૦૩ના સપ્ટેમ્બરમાં પ્રકટ થયો. આ પત્રની સર્વ વ્યવસ્થા "બંધુ–સમાજ" જ કરતી અને તે પણ આખાય સમાજના નામ હેઠળ અને નહિ કે કોઈ એકાદ સભ્યના નામ નીચે. તંત્રી અને પ્રકાશક તરીકે "બંધુ–સમાજ" નું જ નામ રહેતું. આ પત્રના તંત્રને અને વ્યવસ્થાને લગતા બે અગત્યના નિયમો નીચે પ્રમાણે હતાઃ—

(૧) 'સુંદરી સુબોધ' નું કાર્ય ઉપાડનાર બન્ધુ સમાજના સાત સભ્યો છે.

(૨) સદરહુ માસિક પત્ર પ્રકટ કરવાનું કાર્ય સમસ્ત બંધુ–સમાજે કર્યું છે અને તેની સંપૂર્ણ માલિકી તથા તંત્રીપણું કોઇ પણ એક અથવા વધારે છૂટા છવાયાં સભાસદનાં નહિ પરંતુ સમસ્ત બંધુ–સમાજનાં છે :

(૩) 'સુંદરી–સુબોધ' પત્રનો ચોખ્ખો નફો બન્ધુ-સમાજ પોતાના ઉપયોગમાં નહિ લેતાં તે પત્રની કિંવા સ્ત્રીઓની ઉન્નતિના કોઈ પણ માર્ગમાં વાપરવાનું સ્વીકારે છે.

ઉપરોક્ત છેલ્લો નિયમ બંધુ–સમાજના સભ્યોની સેવાભાવનાનો બરાબર ખ્યાલ આપશે. શરૂઆતમાં ધીમે ધીમે ગ્રાહકો નોંધાયા તે વધી વધીને લગભગ ૩૦૦૦ સુધી પહોંચ્યા હતા. કોઈ પણ પત્ર માટે આ ગર્વભરી બીના કહેવાય. "સુંદરી–સુબોધ" ના પાછલા વર્ષોમાં [illegible] ચોખ્ખો નફો [illegible] પરંતુ સભ્યો તેનો ઉપયોગ

પત્રના વિકાસમાં તથા સ્ત્રીસેવાના કાર્યોમાંજ કરતાં. બાકી ધંધાદારી પત્રકારિત્વના આ જમાનામા કયા તંત્રવાહકો પોતાની મહેનતનો બદલો પોતે નહિ લે?

"સુંદરી સુબોધ' ની વ્યવસ્થા માટે સભ્યોમાંથી પાંચ પ્રકારના મંત્રીઓ ચુંટવામાં આવતા. આમ વારાફરતી દરેકે દરેક સભ્ય "સુંદરી સુબોધ" ના અગત્યના કાર્યો કરતા. આ પાંચ સેક્રેટરીઓ તેઃ— (૧) મેનેજીંગ સેક્રટરી (ઓફીસ અને પત્રવ્યવહાર માટે); (૨) એડીટીંગ સેક્રેટરી ("વર્તમાનરંગ" ના મથાળા હેઠળ તંત્રીનોંધ લખવી અને અને આવેલા લેખોમાંથી પસંદગી કરી તેને પ્રેસમાં મોકલવા); (૩) એકાઉન્ટ સેક્રેટરી (હિસાબ માટે); (૪) પ્રેસ સેક્રેટરી (પત્રની છપામણી માટે સર્વ ગોઠવણુ કરવા માટે) અને (૫) જનરલ સેક્રેટરી.

સને ૧૯૦૩ના સપ્ટેંબર મહિનામાં આ પત્રનો પ્રથમ અંક પ્રકટ કર્યો અને સમસ્ત ગુજરાતે એનો સુંદર સત્કાર કર્યો. પત્રનો મુદ્રાલેખ ( Motto ) **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।** દરેકે દરેક અંકના ટાઇટલ પેજ પર છપાતો. સ્ત્રીઓનાં જીવન અને શિક્ષણને લગતા અભ્યાસપૂર્ણ લેખો સભ્યો ખાસ લખીને આપતા. એ ઉપરાંત સ્ત્રીઓના લેખો માટે ખાસ જગ્યા રાખવામાં આવતી હતી. એના પહેલા અંકના અગ્રસ્થાને આ નોંધ ધ્યાન ખેંચે એવી છેઃ—

> "સ્ત્રીઓની સાંસારિક, માનસિક, નૈતિક, શારીરિક અને ધાર્મિક ઉન્નતિ કરવી એ આ પત્રનો મહાન હેતુ છે. સ્ત્રીઓના લેખોને ખાસ આવકાર આપવામાં આવશે."

આ પત્રનું વાર્ષિક લવાજમ શરૂઆતના વર્ષોમાં ફક્ત એકજ રૂપીયો હતું. પહેલા વર્ષના ખર્ચને પહોંચી વળવા માટે દરેકે દરેક સભ્યે રૂા. ૭૫) આપ્યા હતા.

આ પત્રથી ભોગીન્દ્રરાવની લેખિનીને કંઇક અજબ જોમ મળ્યું. પહેલા અંકથી માંડીને લગભગ દરેકે દરેક અંકમાં છ સાત વર્ષો

સુધી એમના લેખો અથવા કાવ્યો નિયમિત પ્રસિદ્ધ થતા અને તે બધા "સુબન્ધુ" ની સંજ્ઞા નીચે. સ્ત્રીઓનાં જીવનને લગતાં ન્હાનામા ન્હાના પ્રશ્નોથી માંડી લગ્ન અને વૈધવ્ય જેવા અગત્યના પ્રશ્નો પર સભ્યો લખતા અને તેમાં ભોગીન્દ્રરાવનો ફાળો કંઇ નાનો સૂનો નહોતો. "સુંદરી સુબોધ" દ્વારાજ એમણે બાલસાહિત્ય લખવાની શરૂઆત કરી. ઇ. સ. ૧૯૦૫ થી ૧૯૦૭ સુધી એઓ પત્રના "એડીટીંગ સેક્રેટરી" હતા, ત્યારપછી નોકરીને અંગે અમદાવાદ છોડી મુંબઇ જવાનું થવાથી જ તેઓએ તંત્રીસ્થાન છોડયું. મુંબઇ ગયા પછી પણ તેમના લખાણો તો "સુંદરી સુબોધ" ને સદાય શોભાવતા.

આ પત્રથી ગુજરાતી સાહિત્ય અને સ્ત્રીવર્ગને અનેકાનેક લાભો થયા. સાહિત્યને મોટામાં મોટો લાભ એ થયો કે ઉત્સાહી સુજ્ઞોના હાથ નીચે ચાલતુ એક આદર્શ પત્ર તેને મળ્યું. આ પત્રની ભેટો તરીકે અપાયેલી નવલકથાઓમાં કેટલાક પુસ્તકો આપણા નવલકથા સાહિત્યમા અવશ્ય ઉચ્ચ સ્થાન મેળવે એવા છે. પહેલા વર્ષની ભેટ "યોગિની" રા. રામમોહનરાય જસવંતરાયે લખેલી હતી અને એક ઉચ્ચ કોટીની સાંસારિક વાર્તા તરીકે તેને સારો સત્કાર મળ્યો હતો. "યોગિની" અને તેના અનુસંધાનરૂપે લખાયેલા પુસ્તક "બાલા" મા સુંદર આદર્શોને જીવનમાં કેવી રીતે અમલમાં મૂકી શકાય તે દર્શાવવામાં આવ્યુ છે. ભોગીન્દ્રરાવની પહેલી મૌલિક નવલકથા "મૃદુલા" પણ "સુંદરી-સુબોધ" ના ગ્રાહકોને ભેટ આપવા માટે ખાસ લખાયેલી હતી. આ ઉપરાંત "સુંદરી-સુબોધે" એક ખાસ સ્ત્રીલેખકવર્ગ ઉત્પન્ન કર્યો. સૌ. સુમતી, રા. નરસિંહરાવ દીવેટીઆના પુત્રી બ્હેન ઉર્મિલા, સૌ. વિન્ધ્યાલક્ષ્મી ત્રિવેદી, સૌ. શારદાબ્હેન મહેતા અને સા વિદ્યાબ્હેન નિલકંઠ વિગેરે આ પત્રમાં નિયમિત લખતાં હતાં ભોગીન્દ્રરાવનાં સંસ્કારી પત્ની "પ્રમિલા" ની સંજ્ઞાથી ટુંકી વાર્તાઓ લખતાં તે ઉપરાંત બાળોપયોગી લેખો પણ લખતા. આમ "સુંદરી-સુબોધ" થી આપણો સન્નારીવર્ગ લખવા પ્રેરાયો અને તેનાં પરિણામ

અવશ્ય સુદર આવ્યા આના મૂર્ત સ્વરૂપ તરીકે ખાસ સ્ત્રી લેખકોથી લખાયેલા અંકો 'સુદરી–સુબોધ'' કાર્યાલય તરફથી પ્રકટ થયા આમ 'મધુ–સમાજ'ને લીધે આપણા સસ્કારી અને શિક્ષિત બ્હેનોમા લખવાનો ઉત્સાહ આવ્યો

પરતુ સુદરી–સુબોધ''ની મોટામા મોટી સેવા તે ગુજરાતમા ટુકી વાતો અથવા નવલિકાને લોકપ્રિય કરવાનુ કાર્ય જ્યારે "વસત" અને બુદ્ધિપ્રકાશ' જેવા સમકાલીન પત્રોમા વિદ્વત્તાભર્યા લેખો આવતા—અને જે લેખોને આમવર્ગ ભાગ્યેજ સમજી શકતો—ત્યારે 'સુદરી–સુબોધે' ટુકી વાર્તા આપવાની પ્રથા પાડી દર મહીને એકથી વધુ સુદર વાતાઓ આવતી આમ હાલ ગુજરાતમા નવલિકાઓનો જે સુદર ફાળ નિપજ્યો છે તેનુ માન 'સુદરી સુબોધ''ને આપીએ તો જરાયે ખોટુ નહિ કહેવાય આપણા નવલિકાક્ષેત્રના અગ્રગણ્ય લેખકો ખાસ વાતાઓ લખતા રા કનૈયાલાલ મુનશી, રા રણજીતરામ વાવાભાઇ, કુશળ નવલિકાકાર અને 'ગોવાળણી''ના પ્રખ્યાત લેખક કાચનલાલ વાસુદેવ મહેતા ("મલયાનિલ"), ભોગીન્દ્રરાવ દીવટીઆ રા બિદુભાઇ વિગેરે સિદ્ધહસ્ત વાર્તાકારોએ પોતાની ટુકી વાર્તાઓની શરૂઆત 'સુંદરી સુબોધ'' દ્વારા જ કરી

"સુદરી–સુબોધે'' ગુજરાતી ભગિનીઓની જે સેવા કરી છે તે તો તેના સઘળા અંકો ઉથલાવવાથી તરતજ માલમ પડી આવશે લગ્ન અને પરિણિત જીવન તથા દંપતીજીવનના સૂક્ષ્મતમ પ્રશ્નો "સુદરી–સુબોધ''ના પાનાઓમા ચર્ચાતા "પત્ર મજુષા" નામક વિભાગમા આના ઘણાયે બ્હેનો તરફના પોતાના અથવા અન્યના સાસારિક જીવન ચર્ચતા પત્રો આવતા બધુસમાજના બધુઓ ખાસ વિષયો પસદ કરી સ્ત્રી જીવન પર લખતા ભોગીન્દ્રરાવે આ સસ્થાદ્વારા સ્ત્રીઓની ઉન્નતિના જે પ્રયત્નો કર્યા તેનો તો તેમણે "મૃદુલા," 'ઉષાકાન્ત", વિગેરે નવલકથાઓમા સુંદર રીતે ચિતાર આપ્યો છે. પરપ્રાન્તીય અને અન્ય દેશના સ્ત્રી–વિદ્યાલયોનો ખ્યાલ

આપનાં અનેક લેખો ભોગીન્દ્રરાવે "સુંદરી-સુબોધ"માં લખ્યા છે. આ ઉપરાંત એમણે સ્ત્રીઓને વિજ્ઞાન અને ખાસ કરીને ગૃહોન્નતિ જેવા વિષયોમાં રસ લેતાં શીખવ્યું. "સુંદરી-સુબોધ"ના સૌથી પહેલાજ અંકમાં તેમણે "વિજ્ઞાનશાસ્ત્ર અને સ્ત્રીઓ" નામક એક સરસ લખથી આ પ્રવૃત્તિની શરૂઆત કરી હતી.

આ ઉપરાંત બંધુ-સમાજના સભ્યો તત્કાલીન સર્વ સાહિત્ય-પ્રવૃત્તિઓમા સમાજને નામે ભાગ લેતા. રા. રણજીતરામ વાવાભાઇ-એ જ્યારે "ગુજરાત સાહિત્યસભા"ની ૧૯૦૩મા સ્થાપના કરી ત્યારે સમાજના સભ્યો એની વ્યવસ્થાપક સમિતિમા જોડાયા હતા. રા. રામમોહનરાય જશવંતરાયે સાહિત્ય પરિષદની પ્રથમ બેઠક વખતે બાલાશંકર ઉપર નિબંધ વાંચ્યો હતો જ્યારે ભોગીન્દ્રરાવ લાગલાગટ બે વર્ષ સુધી સાહિત્યસભાના સેક્રેટરી હતા.

ભોગીન્દ્રરાવના જે પુસ્તકો આ અરસામાં લખાયા તેને વિષે વિગતવાર સમાલોચના હવે પછીના પાનામાં કરવા આવશે—એટલે તે વિષે અત્રે વધુ લખવું યોગ્ય નથી. અન્ય સભ્યોએ જે ફાળો આપ્યો તેની ટૂંક નોધ લઇ આપણે આ પ્રકરણ સમાપ્ત કરીશુ.

રા. રામમોહનરાયે પોતાની સૌથી શ્રેષ્ઠ કૃતિઓ "યોગિના" અને "માલા" અનુક્રમે ૧૯૦૩ અને ૧૯૧૧મા લખી અને "સુંદરી સુબોધ"ની ભેટ તરીકે પ્રકટ કરી. તે ઉપરાત તેમણે પોતાનો કાવ્ય-સંગ્રહ "તરંગાવલી" ને નામે પ્રકટ કરી તે પણ "સુંદરી સુબોધ"ના ગ્રાહકોને ઉપહાર તરીકે આપ્યો. જે ટુંકી વાર્તાઓ એમણે લખી તે "રસીલી વાર્તાઓ" ભાગ ૧ અને ભાગ ૨ તરીકે બહાર પડી. આ વાર્તાઓમાં આપણા સાંસારિક જીવનનાં અનેક પ્રશ્નો ચર્ચવામાં આવ્યા છે. આ ઉપરાંત એમની અનેક કૃતિઓ અપૂર્ણ છે

રા શંકરરાય અમૃતરાય પહેલેથીજ કાવ્ય અને ભાષા-શાસ્ત્રના સારા અભ્યાસી હતા. તેમણે પોતાનું ધ્યાન વાર્તાઓનાં ક્ષેત્રમાં ન આપતાં વિવેચનના ક્ષેત્રમાં આપ્યુ અને તેનું પરિણામ

પણ સારૂં આપ્યું. એમની વિવેચનશક્તિ ઉચ્ચ પ્રકારની છે તે તો તેમણે કરેલાં "તરગાવલી"ના સૂક્ષ્મ નિરીક્ષણથી માલમ પડી આવે છે. ઈ. સ. ૧૮૯૮માં તેમણે રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆના પ્રમુખપણા હેઠળ "ગુજરાતી ભાષા અને તે સંબંધી વિચારો" પર એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું અને આ વ્યાખ્યાન ઘણુંજ વખણાયુ હતું ભોગીન્દ્રરાવ આ વ્યાખ્યાન માટે નોંધ કરે છે કે "......... બહુજ સારૂં હતું. વિચાર તેમજ વસ્તુમાં." તેમણે "ગીતમાળા"ના બન્ને ભાગોનું સંપાદનકાર્ય કર્યું છે. તેમનો સંપાદિત ગ્રંથ "અમદાવાદનો જીવનવિકાસ" અમદાવાદ શહેરના ઈતિહાસની રસમય સમીક્ષા કરે છે.

"સમાજ"ના બીજા કોઈ સભ્યે ભોગીન્દ્રરાવ માફક સામાજિક નવલકથાઓની હારમાળા ચાલુ રાખી હોય તો તે સ્વ. શિવુભાઇ બાપુભાઇ દુર્કાળ. તેમનો ફાળો ભોગીન્દ્રરાવ જેવો અવિરત નહિ હોય પરંતુ "સમાજ"ના અન્ય કોઇ સભ્યે (ભોગીન્દ્રરાવ સિવાય) એમના જેટલી નવલકથાઓ લખી નથી. તેમની સર્વોત્તમ કૃતિ "અલક્ષ્ય જ્યોતિ" ઇ. સ. ૧૯૦૯માં અમદાવાદના "ગુજરાતી પંચ"ની ભેટ તરીકે અપાઇ હતી. આ પુસ્તકનું સ્થાન આપણા નવલકથા સાહિત્યમાં હજી ય ઉચ્ચ છે તેમની બીજી નવલકથાઓ પણ સારી કોટીની હતી. "કપિંજલા", "પદ્મનાભ", "કુંજબાળા" અને "મંજરી" એ તેમની અન્ય કૃતિઓ. શિવુભાઇ પણ ભોગીન્દ્રરાવ માફક બહુબોલા અને ઉત્સાહી હતા. તેમની નવલકથાઓમાં હિંદુ સંસારના અગત્યના પ્રશ્ને। સારી રીતે ચર્ચવામાં આવ્યા છે વિધવા-વિવાહની બાબતમાં તેઓ આગળ પડતા વિચાર ધરાવતા હતા અને બાળવિધવાના પુનર્લગ્ન અવશ્ય થવા જોઇએ એવો તેમનો આગ્રહ હતો. આ મત "કુંજબાળા"માં સ્પષ્ટ રીતે નજરે પડે છે.

સ્વ. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ "બંધુ સમાજ"ના ફક્ત એકલા બીન-નાગર સભ્ય હતા. તેમણે "સુંદરી-સુબોધ"માં છુટા છુટા

લેખો ઉપરાંત સારી વાર્તાઓ અને કાવ્યો પણ લખ્યા છે. ત્રીજી સાહિત્ય પરિષદ્ વખતે તેમણે ટુંકી વાતોના સ્વરૂપ પર નિબંધ વાંચ્યો હતો. તેમના અવસાન પૂર્વે તેઓ એક ખાસ બાળકોના માસિકના તંત્રી હતા. સ્વભાવે તેઓ શાંત વૃત્તિના હતા અને તેમનામાં સુધારા કરવા માટે કંઇક અનેરી ધગશ હતી. ખરૂં જોતાં "બંધુ-સમાજ"માં ભોગીન્દ્રરાવ આદિ સભ્યોના જે સુધારક વૃત્તિના વિચારો હતા તેના એક કારણ તરીકે ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલને ગણવા જોઇએ—કારણકે ડાહ્યાભાઇના પિતા લક્ષ્મણ જાણીતા પ્રાર્થનાસમાજવાદી સુધારક સ્વ. ભોળાનાથ સારાભાઇના મુનીમ હતા.

કૃષ્ણલાલ હ. પંડિત ટુંક સમય પૂર્વે અવસાન પામ્યા. તેમણે શિવુભાઇ આપુભાઇનું જીવનચરિત્ર લખવા માડયું હતું પરંતુ તે અપૂર્ણજ રહ્યું લાગે છે. તેમણે શિવુભાઇની સઘળી કૃતિઓનો અભ્યાસ કર્યો હતો. શિવુભાઇ અવસાન પામ્યા તે વખતે તેમની છેલ્લી નવલકથા "મંજરી" અધુરી હતી તે કૃષ્ણલાલે પૂરી કરી અને આ વાર્તા ઈ. સ ૧૯૧૯ માં "ગુજરાતી પંચ"ની ભેટ તરીકે પ્રકટ થઈ હતી.

આમ "બંધુ-સમાજ" તથા "સુંદરી સુબોધ" દ્વારા વીસમી સદીના પહેલા દસકાના ગુજરાતી સાહિત્યને અનન્ય લાભ મળ્યો. ઇ. સ. ૧૯૧૦ પછી નોકરીને અંગે સભ્યોનો, મુંબઇ વિગેરે સ્થળોએ જવાથી, અમદાવાદ સાથેનો સંબંધ બહુ નહિ રહ્યો તે છતાં તેઓ "સુંદરી સુબોધ" માટે લેખો અને કાવ્યો નિયમસર પાડવતા. ૧૯૧૦ પછી આ પત્રનું તંત્ર રા. રામમોહનરાય જસવંતરાયે "બંધુ-સમાજ" પાસેથી લીધું અને છેક ૧૯૨૩માં એ બંધ પડયું ત્યાં સુધી આ પત્રે ગુજરાતી સાહિત્ય અને સ્ત્રીવર્ગની અનેક રીતે સેવા કરી. આપણે ત્યાં હાલ ઇશ્વરકૃપાથી આટલા બધા સ્ત્રીઓનાં અને બાળકોનાં પત્રો છે તે છતાંય "સુંદરી સુબોધ"નું સ્થાન તો ખાલીજ છે.

—:o:—

## પ્રકરણ ચોથું

---

### યશસ્વી શરૂઆત

ઈ. સ. ૧૮૯૯ની સાલ સુધીનું ભોગીન્દ્રરાવનું જીવન આપણે બરાબર નિહાળ્યું તેમના મુંબઈના ટુંકા પણ અનેક પ્રવૃત્તિઓથી ભરપુર બે વર્ષના નિવાસનો પણ વાચકે પરિચય લીધો તેમને અસ્વસ્થ પ્રકૃતિને અંગે અમદાવાદ પાછા ફરવું પડયું તે પણ આપણે ઉપર જોયું હવે તેમના કૌટુંબિક જીવન તથા ત્યાર પછીના અમદાવાદના જીવનની ઝાંખી કરીશું "બંધુ-સમાજ"ના અગત્યના સભ્ય તરીકે તેમનો શો ફાળો હતો તે વિષે હવે પુનરૂલ્લેખ કરવાની આવશ્યકતા નથી હવે આપણે તેમની સ્વતંત્ર રીતે થએલી પ્રવૃત્તિઓની નોંધ લેવી પડશે

પચ્ચીસ વર્ષની વયે ભોગીન્દ્રરાવનાં લગ્ન ઇન્દ્રમા સાથે થયાં ઇન્દ્રમા એક સરકારી કુટુંબના શિક્ષિત સન્નારી હતા અને ભોગીન્દ્રરાવના "બંધુ-સમાજ"ના અન્ય સભ્યો સાથે તેમનો કૌટુંબિક સંબંધ હતો તેમના પિતાશ્રી તે રા. નીલકંઠરાવ જમવંતરાય રા. નીલકંઠરાય સમાજના સભ્ય સિંદુભાઈના વડિલ બંધુ હતા અને તેઓ કસ્ટમખાતામાં મેનેજર હતા આમ સિંદુભાઈ સાથેનો મૈત્રી સંબંધ વધુ ગાઢો બન્યો બીજી બાજુએથી ઇન્દ્રમા રા. શંકરનાથ અમૃતરાયના ભાણેજ થાય આ રીતે ભોગીન્દ્રરાવ પોતાના એ

સ્નેહી મિત્રો સાથે કાટુંબિક સંબંધની ગ્રન્થિથી જોડાયા. લગ્ન તા૦ ૨૬ મી ફેબ્રુઆરી ૧૯૦૦ના શુભ દિવસે થયા અને આવી રીતે બે સંસ્કારી આત્માઓનું ઐક્ય થયું.

ઇન્દ્રબાને પોતાના કુટુંબમાં સારી કેળવણી મળી હતી. તેમનો સ્વભાવ ઘણો આનંદી હતો અને તેમનો ઉત્સાહ તેમના પતિના ઉત્સાહ કરતાં જરાયે ઉતરતો નહોતો. લગ્ન પછી ભોગીન્દ્રરાવે તેમનું નામ કૌમુદી રાખ્યું હતું. પરિણિત જીવનમાં ય ઇન્દ્રબાએ પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો અને વાંચન ઘણું વધાર્યું: ભોગીન્દ્રરાવ પત્નીના અભ્યાસમાં ઘણો રસ લેતા અને તેને સર્વ પ્રકારે પ્રોત્સાહન આપતા આમ ઇન્દ્રબા પણ સાહિત્ય સેવાના માર્ગ તરફ વળ્યાં.

આ બે સ્નેહભીની વ્યક્તિઓનાં જીવનમાં સર્વ રીતની સંવાદિતા હતી. ઇન્દ્રબાના આગમન પછી ભોગીન્દ્રરાવનાં જીવનમાં અગત્યનું પરિવર્તન થયું; તેઓને ઉચ્ચ પ્રકારના પરિણિત જીવનનો મીઠો લ્હાવો મળ્યો. જ્યાં જુઓ ત્યાં આ યુવાન પતિ-પત્નીનાં આવેજ નામ બોલાતાં. ભોગીન્દ્રરાવની સર્વ નવલકથાઓમાં—ખાસ કરીને "ઉષાકાન્ત", "જ્યોત્સના" અને "મૃદુલા"માં—જે સુંદર પ્રકારનાં ગૃહજીવનની ઝાંખી થાય છે તે ભોગીન્દ્રરાવ અને ઇન્દ્રબાના સુખી અને આદર્શ ગૃહજીવનનાં પ્રતિબિંબ રૂપ જ છે. વિશુદ્ધ દાંપત્યપ્રેમ અને સેવાભિલાષાના પાયા પર ચણાયલું આ બન્ને આત્માઓનું જીવન અનેકને આદર્શરૂપ બન્યું. ભોગીન્દ્રરાવના સંસ્કારી આત્માની સ્નેહ અને સંસ્કાર તૃષા છીપી એટલું જ નહિ પરંતુ તેમની સર્વ પ્રવૃત્તિઓને અનેરૂં પ્રોત્સાહન મળ્યું. આ પ્રોત્સાહનના પ્રેરક તે ઇન્દ્રબા.

લેખક પતિનાં શિક્ષિત પત્નીને સાહિત્યસેવાનો શોખ લાગે એ સ્વભાવિક જ ગણાયને ? ઇન્દ્રબાએ "સુંદરી-સુબોધ"ની સ્થાપના બાદ તેમાં લખવાનું શરૂ કર્યું. "પ્રમિલા"ની સંજ્ઞાથી આવતા સઘળા લેખો એમની લેખિનીને યશ અપાવે એવા છે. ઇન્દ્રબાએ "પ્રમિલા"ના ઉપનામથી સાહિત્યસેવા શરૂ કરી ત્યારથી ગુજરાતી વાચકો

અને ભગિનીઓ એમને પ્રમિલાબ્હેનના નામથી ઓળખતા થયા અને હજીયે તેઓને અનેક સ્નેહીઓ અને આપ્તજનો પ્રમિલા-બ્હેનના ભાવભર્યા અભિધાનથી સંબોધે છે. આમ સાહિત્યજીવન માટે જ રાખેલું નામ તેમનાં જીવનમાં હજીય વપરાય છે. પ્રમિલા-બ્હેનને ટુંકી વાર્તાઓ પ્રત્યે અભિરૂચિ હતી અને પરિણામે "સુંદરી-સુબોધ"મા તેમણે સારી અને સદ્બોધપ્રેરક વાર્તાઓ લખી. આ વાર્તાઓનો સંગ્રહ ટુંક સમયમાં ગુજરાતને ચરણે ધરવામા આવશે ત્યારે ગુજરાતી સાહિત્યરસિકોને પ્રમિલાબ્હેનની લેખિનીનો સારો ખ્યાલ આવશે. પતિના સાહિત્યકાર્યમાં ઓતપ્રોત રહેવાં છતાંય તેઓએ "વાર્તાલહરી" નામક નવલિકાસંગ્રહ સંપાદિત કર્યો છે. આ "વાર્તાલહરી" "સુંદરી સુબોધ"ના ગ્રાહકોને ઉપહાર તરીકે આપવામા આવી હતી. શિવુભાઇ બાપુભાઇના ધર્મપત્ની અરવિન્દાબ્હેને આ પુસ્તકના સપાદન કાર્યમા સારી જેવી સહાય આપી હતી એ વાતની અહીં નોંધ લેવી જોઇએ.

અસ્વસ્થ તબીયતને અંગે ભોગીન્દ્રરાવ બી. એ. ની પરીક્ષા આપ્યા વિના અમદાવાદ પાછા ફર્યા. તેમનાં પિતાશ્રીએ અને અન્ય સંબંધીઓએ તેમની તબીયતને લીધે અભ્યાસ છોડી દેવાનુ ઘણું દબાણુ કર્યું. તેમની તબીયત ગંભીર છે એ સમાચાર સાંભળતા તેમના મિત્ર રા. શંકરરાય અમૃતરાયે એક હૃદયસ્પર્શી પત્ર લખ્યો. અને તેમાં "માત્ર પરીક્ષાને ખાતર જ જીવન શા માટે વેડફી દો છો?" એ મતલબનો પ્રેમભરી વાણીમાં પ્રશ્ન પૂછ્યો. સગાવ્હાલાનાં અને આપ્તજનોનાં આટલા બધા આગ્રહ છતાંય ભોગીન્દ્ર-રાવે પોતાનો અભ્યાસ છોડી દેવાની ના પાડી. ઈ. સ. ૧૯૦૨ માં તબીયત સુધર્યા બાદ તેઓ બી૦ એ૦ ની પરીક્ષામાં બેઠા પણ નિષ્ફળ નિવડ્યા.

ગાંધી યુગના આગમન પહેલાં સરકારી નોકરી પ્રત્યેનો પ્રેમ આજ કરતાં વધુ પ્રબળ હતો. સરકારી નોકરી સ્વીકારવાથી ભવિ-

બ્યમાં કંઇ પણ ચિંતાનું કારણ રહેતું નથી અને ચાલાક માણસ યોગ્ય સમયે ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરી શકે છે માટે પોતાના પુત્રેઃ આગળ અભ્યાસ ન વધારતાં પહેલી તકે સરકારી નોકરી લઇ લેવી એવો ભોગીન્દ્રરાવના વડિલ રતનલાલ દિવેટિઆનો આગ્રહ હતો. એક પિતા પોતાના પુત્ર માટે જેટલી મહેનત કરી શકે તેટલી મહેનત કરી તેમણે બી૦ એ૦ માં નિષ્ફળ નિવડેલા પોતાના પુત્ર માટે કાલોલના મામલતદારની કચેરીમાં નોકરી શોધી કાઢી. છપ્પનીયાના ઇતિહાસ પ્રસિદ્ધ દુષ્કાળ પછીનાં આ વર્ષો હતાં. ગામેગામ સરકારી મહેસુલખાતા તરફથી રીલીફ (સંકટ નિવારણ) ફંડો ઉઘડયા હતા અને તે માટે કારકુનોની જરૂર હતી. આમાંની એક નોકરી ભોગીન્દ્રરાવને મળી અને તેઓ સહકુટુંબ કાલોલ ગયા. તે વખતે જાણીતા વિદ્વાન્ શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતા કાલોલના મામલતદાર હતા અને તેમના હાથ નીચેની આ નોકરી મળવાથી ભોગીન્દ્રરાવને તેમની સાથે ઘણો ગાઢો સ્નેહસંબંધ જામ્યો. ઇશ્વરકૃપાથી આ સંબધ ભોગીન્દ્રરાવના જીવનનાં અંત સુધી એવોને એવો રહ્યો. શ્રી૦ નર્મદાશંકર જેવા પ્રથમ પંકિતના સંસ્કૃત સાહિત્યના અભ્યાસીની છાયામાં આવવાથી ભોગીન્દ્રરાવની શરૂઆતની સાહિત્ય પ્રવૃત્તિઓને તેમની નિષ્પક્ષપાત સલાહનો લાભ મળ્યો. રીલીફ ફંડ સમેટી લેવામાં આવ્યું ત્યારે ભોગીન્દ્રરાવની આ કામચલાઉ નિમણુકનો અંત આવ્યો અને પતિપત્ની કાલોલથી અમદાવાદ પાછા આવ્યા. આ નોકરી આઠેક મહિના રહી હશે.

ઇ. સ. ૧૯૦૩ની સાલમાં જ્યારે આ પતિપત્નીને ત્યાં એક બાળકીનો જન્મ થયો ત્યારે ભોગીન્દ્રરાવને રાજકોટની હાઇસ્કુલમાં શિક્ષકની જગ્યા મળી અને ભોગીન્દ્રરાવે તે સ્વીકારી. આ બાળકીનું નામ તેઓએ મૃણાલિની પાડયું. રાજકોટની નોકરી પણ આઠ નવ મહિનાની ટુંક મુદતમાં તેમણે છોડી. તેમનું મન તો પોતાનો અભ્યાસ અધૂરો રહ્યો હતો તે પૂરો કરવામાં જ હતું. સંજોગો

પ્રતિકૂળ હતા પરંતુ ભોગીન્દ્રરાવનો સ્વભાવ એવો હતો કે જે પ્રતિકૂળ સંજોગોની સામે સારી ટક્કર ઝીલી શકે. ઈ. સ. ૧૯૦૪માં તેઓને ધોળેરામાં કસ્ટમ ખાતામાં સરકારી નોકરી મળી. અહીં સખત નોકરી કરવી પડતી હતી તે છતાંય રાતના તેમણે બી. એ. નો પરીક્ષા માટેનો અભ્યાસ તો ચાલુ રાખ્યો હતો. "બંધુ–સમાજ"ના બે કૉલેજીયન સભ્યોએ—રા. શિવુભાઇ અને રા. શંકરરાયે—જ્યારે પોતાનો અભ્યાસ અધુરો રહેવા દીધો ત્યારે ભોગીન્દ્રરાવ બી. એ. ની ડીગ્રી લેવા માટે તનતોડ મહેનત કરી રહ્યા. તે વખતે બી. એ. અને એમ. એ., આજના જમાનાની માફક, ઠેરઠેર નજરે પડતા નહોતા. બી એ. થવું એ એક બહુમાન ગણાતું. ભોગીન્દ્રરાવે અનેક રાત્રિઓ અભ્યાસમાં ગાળી અને અંતે તેમના પ્રયત્નો યશસ્વી નીવડયાં. ૧૯૦૫ની સાલમાં તેઓ પંજાબ યુનીવર્સીટીની બી. એ. ની પરીક્ષામાં સફળ થયા.

તે સમયે મુંબઇ યુનીવર્સીટીનો અભ્યાસક્રમ બીજી યુનીવર્સીટીઓ કરતાં પ્રમાણમાં અઘરો હતો. પરિણામે ગુજરાતના ઘણા યુવકો મુંબઇમાં નિષ્ફળતા પ્રાપ્ત કરી અન્ય યુનીવર્સીટીઓની પરીક્ષામાં બેસતા અને વિજય મેળવતા. આ અન્ય યુનીવર્સીટીઓની ટર્મ્સ રાખવાનું આવશ્યક ન હોવાથી આપણા ગુજરાતી વિદ્યાર્થીઓ ઘેર બેઠા અભ્યાસ કરી પરીક્ષા આપવા જતા. આ રીતે ભોગીન્દ્રરાવના વડિલ બંધુ માર્તંડરાવ તેમજ તેમના મિત્ર રા. શિવુભાઇ અલ્હાહાબાદ યુનીવર્સીટીના મેટ્રીક્યુલેટસ હતા. પંજાબ યુનીવર્સીટીની બી. એ. ની પરીક્ષા સહેલાઇથી પાસ કરી શકાશે એવી મિત્રોની સલાહ મળવાથી ભોગીન્દ્રરાવે એ માટે તૈયારો કરી અને ૧૯૦૫માં લાહોર જઇને એ પરીક્ષામાં વિજયી નીવડયા. યુવાન્ ભોગીન્દ્રરાવને આનાથી ઘણો સંતોષ થયો. અનેક વિકટ પરિસ્થિતિઓમાંથી પસાર થવાં છતાં તેમણે પોતાનું ધ્યેય લક્ષ બહાર નહોતુ કર્યું. અને બી. એ. નો પરીક્ષા પસાર કરી ત્યારે જ તેમને નિરાંત વળી. હવે જાહેરજીવનમાં

બહુ સારી રીતે ભાગ લઇ શકાશે એ વિચારથી તેમને સ્વાભાવિક હર્ષ થયો. આટઆટલે વર્ષે પોતાના ધ્યેયને પ્રાપ્ત કર્યા પછી તેમણે હવે ભવિષ્યના કાર્યક્રમની તૈયારીઓ કરવા માંડી

આ પરીક્ષા આપવા ભોગીન્દ્રરાવ લાહોર ગયા ત્યા તેમના મળતાવડા સ્વભાવને લીધે એક સદ્ગૃહસ્થની મૈત્રી પ્રાપ્ત થઇ અને તે તેમના આખાય જીવનભર નભી. આ ગૃહસ્થ તે શ્રીયુત બાલકરામ, આઇ. સી. એસ. વળતે વર્ષે તેઓ પદ્વિદાન વખતે લાહોર ગયા ત્યારે બાલકરામને ત્યાંજ ઉતર્યા હતા એ વાત આ બન્નેનો અન્યોન્ય માટે સ્નેહ કેટલો દઢીભૂત થયો હતો તેની સાક્ષી આપશે. શ્રી બાલકરામ તેમને વારંવાર પત્રો લખતા. આ સંબંધને લીધે ભોગીન્દ્રરાવને એક સીવીલીયનના જીવનની બહુજ પાસેથી ઝાંખી કરવાની તક મળી. તેમની ચાલાક ગ્રહણશક્તિએ સીવીલીયનના જીવનનાં સર્વે દૃશ્યો જોયા અને આદર્શ સીવીલીયન પોતાના દેશને કેટલો ઉપયોગી થઇ પડવાનો સંભવ છે એ કલ્પનાની પ્રતીતિ કરી તેમણે પોતાની બે ત્રણ નવલકથાઓમાં—ખાસ કરીને " આસીસ્ટંટ કલેકટર " તથા "લગ્નબંધન"માં— પોતાનો સીવીલ સર્વીસ પ્રત્યેનો અનુરાગ બતાવ્યો છે તેનાં અંકુર શ્રી બાલકરામ સાથેના સંબંધમાં શોધીએ તો જરાયે અસ્થાને નહિ ગણાય.

આ દરમ્યાન "બંધુ-સમાજ" ની દરેકે દરેક પ્રવૃત્તિઓમાં તેમનો સક્રિય સહકાર ચાલુ હતો. "સુંદરી—સુબોધ" હવે પગભર થઈ ગયું હતું અને તેણે—દરેક દરેક નહિ તો પણ—ઘણાખરા શિક્ષિત ગુજરાતીઓના ઘરમાં પ્રવેશ મેળવ્યો હતો. ભોગીન્દ્રરાવ હવે ગ્રૅજ્યુએટ થયા હતા અને હાલ તરત તો અમદાવાદ જ એમનું પ્રવૃત્તિ કેન્દ્ર હોવાથી તેમણે "સુંદરી—સુબોધ"નું તંત્ર સંભાળી લીધું બંધુ-સમાજના બંધારણ મુજબ કોઇ પણ વ્યક્તિ પોતાને નામે પત્ર ચલાવે નહિ પણ આખાય સમાજને નામે ચલાવે-પરંતુ "એડીટીંગ સેક્રેટરી" ની ફરજો એક તંત્રીની ફરજો જેટલી જ ગંભીર હતી. તે સમયે

રા. રણજીતરામ વાવાભાઇએ સ્થાપેલી ગુજરાત સાહિત્યસભા પણ સાહિત્યક્ષેત્રમાં પગભર થતી જતી હતી. પરંતુ "બંધુ–સમાજ" નું સ્થાન હજીય અનન્ય હતું. સાક્ષર–જયંતિઓ ઉજવાઇ રહી હતી અને સાક્ષરશ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીના પ્રમુખપદ નીચે પહેલી સાહિત્ય પરિષદ્‌ની બેઠક પણ સફળતાથી પરિપૂર્ણ થઈ હતી. આવા સંજોગોમાં ભોગીન્દ્રરાવના જાહેરજીવનની શરૂઆત થઇ. સાહિત્ય સભાના જનક રા. રણજીતરામને ભોગીન્દ્રરાવની જાહેરપ્રવૃત્તિઓથી આનંદ થયો. તેઓ ભોગીન્દ્રરાવના મિત્ર હતા અને તેમની સર્વ પ્રવૃત્તિઓમાં રસ લેતા. રણજીતરામે પોતાના મિત્રને નીચે પ્રમાણેનો અભિનંદન પત્ર પાઠવ્યોઃ—

તા. ૨૦–૪–૧૯૦૬

ભાઇ સાર્જન્ટરાવ,

...તમે ગ્રેજ્યુએટ થયા જાણી આનંદ થયો છે. કવિ પણ ખુશી થયા છે. સભાને પણ તમે ગજાવવા માંડી છે એમ રા. હીરાલાલ ખબર આપે છે : એ જાણી ગર્વાનંદ થયો છે. તમારા હાથમાં "સુબોધ" નવા ઉત્સાહથી ખીલશે એમ આશા રાખું છું.

લી० તમારો

રણજીતરામ.

કવિ એટલે શ્રી. ન્હાનાલાલ કવિ અને "સુબોધ" તે "સુંદરી સુબોધ" પત્ર.

ભોગીન્દ્રરાવ પોતાના મિત્રમંડળમાં "સાર્જન્ટરાવ"ના માનભર્યા સંબોધનથી ઓળખાતા. સમાજના સઘળા સભ્યો તેમને આ નામે સંબોધતા એટલું નહિ પણ ગુજરાતના ઘણા ખરા ઘરોમાં તેઓ સાર્જન્ટરાવ તરીકે પ્રસિદ્ધ હતા. આ નામ તેમના મિત્રોએ તેમનો ઉત્સાહ અને નિયમિતતા માટેનો આગ્રહ જોઇ આપ્યું હતું. એક લશ્કરી અમલદાર પોતાના કાર્ય માટે જે સમજબુદ્ધિથી અને ખંતથી

કામ કરાવે તે ગુણો ભોગીન્દ્રરાવમાં પ્રધાનપણે વિકસ્યા હતા એટલે તેમને આ લશ્કરી ઉપનામ મળ્યું હતુ એમ માનવું છે. નિયમિતતા, આજ્ઞા-પાલન અને discipline (નિયમન) એ ભોગીન્દ્રરાવના સર્વ કાર્યોમાં જણાયા વિના રહેતા નહિ. તેમનો સ્વભાવ કાર્યદક્ષ હોવાથી તેઓ બીજા પાસે પણ પોતાના જેટલાજ સેવા-ભાવ અને કાર્યદક્ષતાની આશા રાખતા અને ઘણુંખરૂ એ કાર્ય કરાવવામાં સફળતા પ્રાપ્ત કરતા. આ રીતે તેમને અપાયેલુ "સાર્જન્ટરાવ"નું બિરદ યથાર્થજ નિવડયું.

બી. એ. થયા પછી ભોગીન્દ્રરાવનો વિચાર એમ. એ. થવાનો હતો, પરંતુ મુંબઇ યુનીવર્સીટીના રજીસ્ટ્રારને પૂછાવતાં માલમ પડયું કે અન્ય યુનીવર્સીટીઓના બી. એ. ને મુંબઇની એમ. એ. માં બેસવા દેવાની રજા આપવામાં આવતી નથી. આથી તેમણે ન છૂટકે એમ. એ. નો વિચાર માંડી વાળવો પડયો.

ઈ. સ. ૧૯૦૬-૧૯૦૭ ની સાલમાં તેમણે એક સામટી અનેક પ્રવૃત્તિઓ ઉપાડી. તેમનો ઉત્સાહ એટલો બધો હતો કે તેમને આ સઘળી પ્રવૃત્તિઓ તરફ જરાયે દુર્લક્ષ્ય કરવુ રૂચતુ નહિ. બી. એ. થયા પછી તેમણે અમદાવાદની નેટિવ હાઇ સ્કુલમા શિક્ષકનું સ્થાન સ્વીકાર્યું. અહીં તેઓ પોતાના પ્રેમ અને ચાલાકીથી સઘળા વિદ્યાર્થીઓના મન જીતી શકયા. તેમનો અને તેમના વિદ્યાર્થીઓનો સંબંધ એક શિક્ષક અને શિષ્ય વચ્ચે હોય તે ઉપરાંત ઘણો વધારે હતો. તે પોતાના વિદ્યાર્થીઓને મિત્રો ગણતા અને તેઓ ભવિષ્યના શહેરીઓ થવાના છે એ વિચાર કદીયે ભૂલતા નહિ. આ યુવાન વર્ગને નવીન કેળવણીનાં સર્વ સારા ફળો મળવાથી તેઓ પોતાના દેશનાં ભવિષ્યને ઉજ્જ્વળ કરશે એવી તેમની દૃઢ માન્યતા હતી. આ કારણથી તેમણે ખાસ યુવાન વર્ગને માટેજ એક પત્ર કાઢયું અને તેનું નામ "મેઘનાદ".

"મેઘનાદ"ની નાણાંવિષયક સર્વ વ્યવસ્થા ભોગીન્દ્રરાવ જ કરતો અને એના તંત્રીની જોખમદારીભરી ફરજો પણ તેઓજ એકલે

હાથે મળાગતા 'સુદરી-સુબોધ'' ના એડીટીગ સેક્રેટરી તો તેઓ હતા જ એટલે 'મેઘનાદ'' તેમના તન નીચે ચાલતુ બીજુ પત્ર કહી શકાય એના મુખપૃષ્ટ પર મોટા ટાઇપમા છાપેલુ હતું કે 'વિદ્યાર્થીઓ અને તરૂણ વર્ગ માટે પ્રકટ થતું માસિક'' વાર્ષિક લવાજમ ફકત સવા રૂપીઓ જ હતુ આ માસિક ભાગ્યે એક વર્ષ ચાલ્યુ હશે કારણકે ભોગીન્દ્રરાવને મુબઇ જવાનુ થવાથી તે સ્વાભાવિક બધ પડ્યુ વિજ્ઞાન વાટિકા, ચરિત્રરત્નમજુષા, વિવિધ વિચાર, કાવ્યમાળા અને વાર્તાવિલાસ આ માસિકના પ્રધાન અગો હતા 'વિજ્ઞાન વાટિકા 'મા મુખ્યત્વે વિજ્ઞાન વિષે સામાન્ય ભાષામા લખાયેલા લેખો આવતા પહેલા અકમા જાતિભેદ'' અને ''પક્ષીઓની કેળવણી'' વિગેરે વિષયો આ મથાળા નિચે પ્રકટ થતા હતા 'વિવિધ વિચાર''મા દેશપરદેશના સામાજીક જીવનના અગત્યના પ્રશ્નો અથવા તો પરદેશની કેળવણીની સસ્થાઓનો પરિચય આપવામા આવતો આવી રીતે ભાગીન્દ્રરાવે ''શીકાગો યુનીવર્સીટી'' જાપાનમા શિક્ષણ'' વિગેરે લેખો લખેલા 'ચરિત્રરત્ન મજુષા''ના પાનાઓમા દેશના અથવા પરદેશના મહાન્ પુરૂષોના જીવનચરિત્રો આવતા આ ઉપરાત ટુકી વાર્તાઓ અને કાવ્યો તો નિયમિત આવતા તે જુદા આ પત્રમાં તત્રીલેખ આવતો નહિ પણ તેને સ્થાને પહેલા પાના પર જ એક પ્રેરણા'' નામક વિભાગ આવતો અને તેમા અગ્રેજી કવિઓ અથવા વિદ્વાનોના સારા સારા વિચારરત્નો ચુટણી કરીને પ્રસિદ્ધ કરવામા આવતા આ રીતે 'મેઘનાદ'' સર્વ વિષયોને સ્પર્શતુ--અને તેમા ખાસ કરીને યુવાનોને રસ પડે અને તેમનુ ભવિષ્ય ઉજ્જવળ બનાવે એવા પ્રશ્નો (કેળવણી, સસારસુધારો વિગેરે) તો ખાસ કરીને

યુવાન વર્ગ માટે તેમને ઘણુ માન હતુ—સ્ત્રીઓને માટે હતું તેટલુ જ ટુકમા યુવક--આદર્શ યુવક—જ દેશનો ઉદ્ધારક બનશે એવી તેમને અચળ શ્રદ્ધા હતી આથી તેઓ યુવકો સાથે છુટથી ભાગ

લેતા અને તેમને સર્વ પ્રકારે ઉત્તેજન આપતા. તેમના હાથ નીચે અભ્યાસ કરતા અનેક વિદ્યાર્થીઓને તેમણે સાહિત્યસેવા અને સમાજસેવાની દીક્ષા આપી હતી. યુવાન લેખકોને તેઓ આગળ પાડતા અને તેમની સાહિત્યસેવાને યોગ્ય માર્ગે વાળતા. આમ ત્રણ ચાર વિદ્યાર્થીઓ સારા લેખકો નીવડ્યા. ગુજરાતના એક સુંદર નવલિકાકાર સ્વ. કાંચનલાલ મહેતા તેમના હાથ નીચે શીખ્યા હતા. તેઓ વારંવાર ભોગીન્દ્રરાવને ત્યાં જતા અને પોતાની સાહિત્યકૃતિઓને, અને ખાસ કરીને કાવ્યોને, તેમની પાસે અભિપ્રાય માટે રજુ કરતા. આ યુવક "મલયાનિલ"ના ઉપનામથી ગુજરાતી સાહિત્યમાં પાછળથી પ્રસિદ્ધ થયા. ક્રૂર કુદરતે તેમનું જીવન અકાળે ન ઝડપ્યું હોત તો તેમના કલમમાંથી "ગોવાળણી" અને "પ્રતિમા કે પ્રિયા" જેવી અનેક ઉચ્ચ કોટિની નવલિકાઓ ગુજરાતે પ્રાપ્ત કરી હોત.

આજ સમયમાં તેમણે પોતાના તંત્રીપણા નીચે અન્ય બે પત્રો કાઢ્યા હતા--(૧) "નાગર", (૨) "સુમતિ"—પરંતુ આ બન્ને પત્રો ટુંક સમય જ ચાલ્યા બાદ ભોગીન્દ્રરાવે બંધ કર્યાં હતા. "સુંદરી સુબોધ', "મેઘનાદ" અને "નાગર"—એમના તંત્ર હેઠળ ચાલતા આ આ ત્રણેય પત્રોનું દષ્ટિબિંદુ ભિન્નભિન્ન હતું. આ કારણસર જ તેમણે એકી વખતે ત્રણે પત્રો ચલાવવાનું સાહસ કર્યું હશે "સુંદરી-સુબોધ" મુખ્યત્વે સ્ત્રીઓના પ્રશ્નો માટેજ હતું જ્યારે "મેઘનાદ", તેના મુખપૃષ્ઠ પર છાપ્યું હતું તે પ્રમાણે, "વિદ્યાર્થીઓ અને તરૂણવર્ગ માટે પ્રકટ થતું માસિક" હતું. "નાગર" તેમણે ખાસ કરીને પોતાના જ્ઞાતિબંધુઓના હિતાર્થે કાઢ્યું હતું.

આમ ભોગીન્દ્રરાવ એક પત્રકારની સાથે સાથે સમાજસુધારક —અને તે પણ પ્રચારલક્ષી સુધારક—બનતા જતા હતા. આમ એમની જીવનની Propagandist (પ્રચારલક્ષી) પ્રવૃત્તિઓનાં મૂળ ઊંડાં ઉતર્યાં.

આજ અરસામાં તેમણે, "બંધુ-સમાજ" ની નિયમિત અને નિમંત્રિત પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત રહેવા છતાં, ગુજરાત સાહિત્યસભાના

સેક્રેટરીની જોખમભરી ફરજો સ્વીકારી ભોગીન્દ્રરાવ અને રણજીતરામના સ્વભાવ અને માનસમાં ઘણુંયે સામ્ય હતું આ બન્ને મેધા ભિલાષી યુવકો ગુજરાત અને દેશની સર્વદેશીય ઉન્નતિના સ્વપ્નો સેવ્યા કરતા હતા અને આ સ્વપ્નાની સિદ્ધિ અર્થે પોતાના જીવનની સર્વ શક્તિ અર્પતા હતા જે વખત ગુજરાતમાં સાહિત્યની એકેય રીતસર સસ્થા નહોતી ('બન્ધુ-સમાજ" તો નિયત્રિત મંડળ હતું એ ધ્યાન રાખવું જોઇએ), જે નાઇ પ્રયત્નો થતા હતા તે છૂટાછવાયા અને નિયમ વિનાના હતા, તે વખતે સાહિત્યનું કાર્ય પદ્ધતિસર કરવાને, સાહિત્યનો સૂક્ષ્મ અભ્યાસ કરવાને, ટુકમાં સાહિત્યના સર્વદેશીય વિકાસને અર્થે, રણજીતરામે "ગુજરાત સાહિત્યસભા" ની ૧૯૦૩ની સાલમાં સ્થાપના કરી હતી ત્યારબાદ સાક્ષર જયન્તિઓની યોજના પણ એમણે કરી હતી પરતુ ત્યાર પછી બીજે જ વર્ષે તેમણે મુબઇમાં નોકરી મળવાથી અમદાવાદ છોડયુ, અને તેમના ઉત્સાહી મિત્ર ભોગીન્દ્રરાવે સાહિત્યસભાનું મત્રીપદ સ્વીકાર્યું એ વાતથી તેમને ઓછો સતોષ થયો નહોતો રણજીતરામ અને ભોગીન્દ્રરાવના જીવનનું મોટામાં મોટું સામ્ય તે બન્નેનો નવીન ગુજરાત માટેનો સ્નેહ નવું ગુજરાત દેશના અન્ય પ્રાંતોની હરોળમાં કેમ ઉભું રહી શકે તે માટે આ બે યુવકોએ કઈ ઓછા પ્રયત્નો નહોતા કર્યા રણજીતરામ નોકરી અર્થે મુબઈ ગયા પણ એમને સંતોષ હતો કે એમની પ્રિય સાહિત્યસભા એમના જેવા જ એક ઉત્સાહી મિત્રના હાથમાં હતી ભોગીન્દ્રરાવ બી એ ની પરીક્ષામાં પાસ થયા પછી રણજીતરામે તેમના પર જે પત્ર લખ્યો તેમાં તેમણે પોતાના મિત્રના ઉત્સાહની યોગ્ય શબ્દોમાં કદર કરી છે ભોગીન્દ્રરાવે સાહિત્યસભાના સેક્રેટરી તરીકે બે વર્ષ કામ કર્યું અને જ્યારે તેમને પણ નોકરી અને સમાજસેવાર્થે મુબઇ જવાનું થયું ત્યારે ગુજરાત સાહિત્યસભાએ તેમની સેવાની કદરમાં એક માનપત્ર આપ્યું

ગુજરાતના આ બે આદર્શ સ્વપ્નદ્રષ્ટાઓના જીવન અને સ્વ-

ભાવમા સામ્ય હતું તે પ્રમાણે તેમના અવસાનની અણધારી તીવ્રતા અને કારૂણ્યમાં પણ જેવું તેવું સામ્ય નહોતું. ઇ. સ. ૧૯૧૭માં રણજીતરામનું અકાળ અવસાન થયુ અને ત્યાર પછી ચાર મહિનામાં જ ભોગીન્દ્રરાવે પણ આ વિશ્વનો ત્યાગ કર્યો. ગુર્જરીએ એક સામટા બે ઉત્સાહી સેવકો ખોયા. આ તો વિષયાંતર થયો, પરંતુ આ બે યુવકોના જીવન તથા મૃત્યુના સામ્ય સમજવા માટે એ આવશ્યક હતો.

ઇ. સ. ૧૯૦૦ થી ૧૯૦૭ સુધીમાં ભોગીન્દ્રરાવનું માનસ જે રીતે ઘડાયું, જે રીતે તેનો સુદર વિકાસ થયો અને જે રીતે આ વિકાસનાં ફળ આવ્યા તે સમજવા માટે એમના જીવન પર જે બળોની સામુદાયિક અથવા છુટીછવાયી અસરો હતી તેની સમાલોચના કરવી પડશે.

ઓગણીસમી સદીનાં છેલ્લા પચ્ચીસ વર્ષના ઇતિહાસની આપણે શરૂઆતમાં ઝાંખી કરી. આ પચ્ચીસ વર્ષોમાં સારાયે ગુજરાતમાં કેટકેટલા અવનવા ફેરફારો થયા તે પણ આપણે જોયું. વિચાર, આચાર અને સંસ્કારમા ગુજરાત ઘણુ આગળ વધ્યુ. મન્થનકાળના સાહિત્યે આ જીવન પર જે અસર કરી, અને એથી ઉલ્ટું જીવનનાં જે પ્રતિબિંબ સાહિત્યે ઝીલ્યા, તેનાથી વીસમી સદીના ગુજરાતી સમાજ પર આવકારદાયક અસર થઇ. ગોવર્ધનરામના ગ્રંથમણિના ચારે ચાર ભાગ પૂરા થઈ ગયા હતા. યુવાન વર્ગ આ પુસ્તકની સીધી અસર નીચે આવ્યો. અનેક ગુજરાતી યુવકો અને યુવતીઓ સરસ્વતીચન્દ્ર અને કુમુદ જેવા થવાની ઘેલછામાં પડયાં. સાંસારિક જીવન અને વર્તનમાં પણ "સરસ્વતીચંદ્ર"ની પ્રબળ છાયા તરત દેખાઈ આવી. સ્ત્રીઓની, બાળકીઓની—ભવિષ્યની માતાઓની—સર્વ પ્રકારે ઉન્નતિ કરવી એ શિક્ષિત ગુજરાતી વિચારકના જીવનનું ધ્યેય બન્યું. તત્સમયના સાહિત્ય પર "સરસ્વતીચંદ્ર"ની તો એટલી મહાન્ અસર છે કે તેમાંથી છુટવાને માટે ગુજરાતને વીસ વર્ષ લાગ્યા.

તે સમયે જે જે નવનકથાઓ રચાઈ—" યોગિની, " " મૃદુના, " "અનક્ષ્યજ્યોતિ, '' બાલા," 'ઉષાનન્ત'' વિગેરે—તે સર્વમા "સરસ્વતીચદ્ર"ની છાયા સ્પષ્ટપણે નજરે પડ્યા વિના રહેતી નથી

તે સમયનો અન્ય પ્રબળ વાદ તે રાષ્ટ્રવાદ કોંગ્રેસની બેઠકો પ્રતિવર્ષ મળતી અને રાષ્ટ્રના ઉદ્ધાર માટે અનેક વ્યાખ્યાનો થતા આજ સમયમા બગભગની હિલચાલથી રાષ્ટ્રભાવના અને અસ્મિતાને ઘણુ પ્રોત્સાહન મળ્યુ ગુજરાતના કૉલેજીયનો તેમજ યુવાન વિચારકો આ રાષ્ટ્રીય આંદોલનમાથી છૂટી ન શક્યા. રણજીતરામ અને ભોગીન્દ્રરાવ જેવાઓએ આ સોનેરી તકનો લાભ લઇ ગુજરાતી અસ્મિતાની ભાવનાનો પ્રચાર કરવા માટે જીવનની સેવાઓ અર્પી ગ કનૈયાલાલ મુન્શી જેવા સ્વપ્નદ્રષ્ટા "મા" ની મુકિતના સ્વપ્ના સેવી રહ્યા આમ બગભગની હિલચાલને લીધે રાષ્ટ્રભાવનાનુ જે પ્રબળ મોજુ આવ્યુ તમાથી ગુજરાતી યુવકવર્ગ બચી ન શક્યો આના પરિણામ ધાર્યા કરતાયે સુદર આવ્યા હિદુ-મુસ્લીમ-પારસી-ક્રિશ્ચયન વિગેરે હિદી એક જ છે એ ભાવનાનો પડઘો સાહિત્યમા પડવા લાગ્યો

ત્રીજી નોધવાલાયક હિલચાલ તે સમાજ સુધારાની સ્વ ભોળાનાથ સારાભાઇ અને સ્વ મહીપતરામ રૂપરામે ' પ્રાર્થના સમાજ " ની સ્થાપના કરી ત્યારથી સુધારાના મૂળીયા ઉડા પેઠા- બાકી સુધારાનુ પ્રથમ બ્યુગલ—રણશીગડુ—તો વીર નર્મદે જ ફુકયુ હતુ સસારની નાની નાની બાબતોમા અનેક સુધારાઓની આવશ્યકતા છે ને હિદુ વિધવા, હિદુ લગ્ન વિગેરે વિષયો પર વિચાર કરવાથી તત્કાલીન યુવકને તરત જ માલમ પડ્યુ, અને તે સમાજમા બડની ભાવના પ્રેરવા કટિબદ્ધ થયો "સુદરી-સુબોધ" જેવા ખાસ સ્ત્રીઓ માટેના જ માસિકો પ્રકટ થયા સ્ત્રીઓની ઉન્નતિ માટે સસ્થાઓ સ્થપાઇ અને આજની કન્યા આવતી કાલે એક આદર્શ ગૃહિણી અને આદર્શ માતા કેમ બને તે માટે સુધારકોના પ્રયત્નો શરૂ થયા પુનર્લગ્ન વિધવાવિવાહ વિગેરે વિષયો પર ઉદ્દામ વિચારો દર્શાવવામા

આવ્યા અને તે સાથે સાથે વિધવાની કરૂણ સ્થિતિ, બાળલગ્ન, કજોડા, વિગેરે પ્રશ્નો સામે સમાજને હલમલાવી નાખે એવી પ્રવૃત્તિઓ શરૂ થઇ.

અને આ ત્રિવેણીમાં ચોથો પ્રવાહ મળ્યો તે ઉચ્ચ પ્રકારની અંગ્રેજી કેળવણીનો. અત્યાર સુધી જે શાંત ચિત્તે સ્વીકારવામાં આવતું હતું તેને માટે હવે, આ નવીન કેળવણીના પ્રતાપે, પ્રશ્નાર્થવૃત્તિ ઉત્પન્ન થઇ. જે વિચારોને રૂઢ થઇ ગયેલા માનવામાં આવતા હતા તે વિચારોને નવીન જ દૃષ્ટિકોણથી નિરખવાનું શરૂ થયું. વૈજ્ઞાનિક કેળવણીએ જે રહી સહી શંકા હતી તેનું નિવારણ કર્યું.

આમ આ ચાર અસરોની એકત્રિત અસર નીચે યુવાન્ ભોગીન્દ્રરાવના માનસે નવસંસ્કાર પ્રાપ્ત કર્યા. તેમનું મગજ પહેલેથી જ receptive અને impressionable તો હતું. દરેકે દરેક નવો વિચાર તે સહેલાઇથી ગ્રહણ કરી શકતા. જે જે નવા નવા સંસ્કારોની અસર નીચે તેઓ આવતા તેના પ્રતિબિંબ તેમના યુવાન અને સંસ્કારગ્રાહી માનસ પર તરત જ પડતા. એમના આ માનસ માટે એમના ઘણા નિકટનાં પરિચયમાં આવનાર એક મિત્ર અને સંબંધી આ પ્રમાણે કહે છે તે સત્ય જ છે:—

*"In fact Sargentrao was more cosmopolitan than any of us. He was always open to new impressions and could easily be carried away by any new-fangled movement. That's why of all the members of Bandhu Samaj he was able to

* "સાર્જન્ટરાવ, સત્યત, અમારા કોઈ પણ કરતા વધારે 'કૅાસ્મોપોલીટન' હતા. તેઓનુ માનસ સદાયે નવા સંસ્કારો ઝીલવા માટે ઉત્સુક હતુ અને તેઓ કોઈ પણ નવી હિલચાલમાં સહેલાઈથી તણાઇ જતા. આજ કારણથી બંધુ સમાજના અન્ય સર્વ સભ્યો કરતા તેઓ વધારે પ્રગતિમાન જીવન ગાળવા સમર્થ થયા......તેઓ સદાયે પોતાના સિદ્ધાંતાનુસાર વર્તતા."

lead a more progressive life...He always acted up to his principles ”

“ સરસ્વતીચન્દ્ર ”ની જે મહાન્ અસર ભોગીન્દ્રરાવ પર થઇ તે તેમની ‘ મૃદુલા ’ અને ‘ ઉષાકાન્ત ”ના પાને પાને જણાઈ આવે છે આનો અર્થ એમ નથી કે આ નવલકથાઓ ‘ સરસ્વતીચન્દ્ર ”ની શૈલી અથવા વસ્તુના અનુકરણ રૂપે રચાઈ હતી પરંતુ સમાજના અગત્યના પ્રશ્નો (problems) જે રીતે તેમણે ચર્ચ્યા છે તેના પરથી સહેલાઈથી માલમ પડશે કે ભોગીન્દ્રરાવ, ગોવર્ધનરામની અસર નીચે કેટલા પ્રમાણમા આવ્યા છે ગોવર્ધનરામની “ સ્નેહમુદ્રા ”ના સંસ્કારો પણ તેમની આ કૃતિઓ ઝીલી રહી છે પરંતુ એમની નવલકથાઓ વિષે આગળ સવિસ્તર નોંધ લેવાની હોવાથી આ સર્વ લંબાવવાનુ અહિ યોગ્ય નહિ લેખાય

રાષ્ટ્રવાદની અસર નીચે ભોગીન્દ્રરાવ કૉલેજજીવનમાથી જ આવ્યા હતા. ઈ સ ૧૯૦૬મા તેઓ રા શંકરરાય અમૃતરાય સાથે કોંગ્રેસના એક અધિવેશનમા ભાગ લેવા પણ ગયા હતા બંગભંગની હિલચાલ સાથે જે સ્વદેશીની ભાવના ઉત્પન્ન થઈ તેમાથી ભોગીન્દ્રરાવ જેવાનુ સંસ્કારગ્રાહી માનસ વિમુક્ત કેમ રહી શકે ? એમના વિચારો Cosmopolitan થયા તેની શરૂઆત આ તેમની રાષ્ટ્રવાદની ભાવનામા મળી આવશે. પોતાના પુસ્તકોમા તેઓ હિંદુ મુસલમાન, પારસી વિગેરે સંકુચિત વર્તુલોનો ત્યાગ કરવાનુ સૂચવે છે અને હિંદીત્વની ભાવના અપનાવવાનો આગ્રહ કરે છે

અને સમાજસુધારાની હિલચાલ પ્રત્યે તો તેઓને પ્રથમથી જ અભિરૂચિ હતી તેમના માતુશ્રી ડાહીબ્હેન સ્વ૦ ભોળાનાથ સારાભાઈના કુટુંબના હતા એ વાતનુ વિસ્મરણ ન થવુ જોઇએ. પોતે ધર્મ તરફ શંકાની નજરે તો નહોતા જોતા જ, પરંતુ ધર્મને સમાજસુધારાના કાર્યમા અંતરાય નાખવાનો જરાય અધિકાર નથી એવો

તેમનો દૃઢ મત હતો. "સુંદરી–સુબોધ"ની સ્થાપના પછી સ્ત્રી-જીવનનાં પ્રશ્નોને તેમણે પ્રાધાન્ય આપવા માડ્યું અને પરિણામ હિંદુ ગૃહજીવનનાં સર્વે—નાના તેમજ મોટા—પ્રશ્નોનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો. સમાજની આપખુદીથી કરમાઈ જતાં અનેક જીવનોને જોઇ તેમણે પોતાના કાર્યદ્વારા અને પુસ્તકોદ્વારા હિંદુ સંસારને ઉચ્ચ ભાવનાઓ આપવાનો સક્રમ નિશ્ચય કર્યો. આ રીતે તેમની નવલ કથાઓ તેમના હાથમાં એક શસ્ત્ર તરીકે ખપ આવી. તેઓ સમાજ પર વખત આવે પ્રહારો કરતા, પરંતુ આ પ્રહારોમાં કટુતા તો નહોતી જ. પોતે પણ એ હિંદુ સમાજના જ છે એ વાત તેઓ વિસરતા નહિ. એમણે જે જે ટીકાઓ કરી છે તે સમભાવથી અને સમાજને ઉચ્ચ કોટિએ લઈ જવાના શુભ આશયથી જ.

ઈ. સ. ૧૯૦૭ની સાલથી એમની નવલકથાકાર તરીકેની શુભ કારકીર્દિ શરૂ થઇ. આ વર્ષમાં એમની પ્રથમ નવલકથા "મૃદુલા" બંધુ–સમાજના મુખપત્ર "સુંદરી સુબોધ"ની ભેટ તરીકે પ્રસિદ્ધ થઈ. સમાજના કેટલાક અગત્યના પ્રશ્નોને મધ્યબિંદુ તરીકે સ્વીકારી ગુજ-રાતી સંસારના જે સુંદર ચિત્રોનું નિરૂપણ આ વાર્તામાં કરવામાં આવ્યું હતું તેને લીધે "મૃદુલા" સાધારણ જનસમાજનો તેમ જ સાક્ષરોનો સારો આવકાર મેળવી શકી. એક ઉગતા લેખકની સૌથી પ્રથમ કૃતિને આવો સરસ આવકાર મળે તે કંઈ ઓછું ઉત્તેજનપાત્ર ન ગણાય—અને તે પણ ખાસ કરીને પ્રચારકાર્ય અને જાહેરખબર વિનાના તે સમયમાં. "મૃદુલા"નાં સ્ત્રીપાત્રો તે સમયની ગુજરા-તણોના સુંદર નમુનાઓ ગણી શકાય. બીજે જ વર્ષે, ઇ. સ. ૧૯૦૮ માં, એમની બીજી નવલકથા "ઉષાકાન્ત" અમદાવાદનાં "ગુજરાતી પંચ"ની ભેટ તરીકે બહાર પડી. આ નવલકથા વસ્તુ તેમજ કલા-વિધાનમાં "મૃદુલા"ને પણ ટપી જાય એવી નીવડી. આપણા સમાજના જે પ્રશ્નો એમાં ચર્ચવામાં આવ્યા હતા તે પ્રશ્નો હજીય એટલા અગત્યના છે.

આમ ૧૯૦૬ થી ૧૯૦૮ નો સમય ભોગીન્દ્રરાવે વિદ્યુતવેગી પ્રવૃત્તિઓમા કાઢયો. ' ઉષાકાન્ત 'મા બાળજીવનના અને સ્ત્રીજીવનના પ્રશ્નોની જે ઝીણવટથી સમીક્ષા કરવામા આવી હતી તેનાથી ગુજરાતના બે અગ્રગણ્ય વિચારકો ઘણા આકર્ષાયા અને તેમને આ પુસ્તકના લેખક માટે માનવૃત્તિ ઉત્પન્ન થઇ તેમને એમ લાગ્યુ કે આ યુવાન્ લેખક અને સમાજસેવક માત્ર અમદાવાદની એકાદેક શાળામા શિક્ષક તરીકે પોતાનુ જીવન ખર્ચી નાખે તેના કરતા સ્ત્રીઓની સેવા કરતી કોઇક સસ્થામા પોતાની શકિત તથા સેવા ભાવનાનો ઉપયોગ કરે તો સમગ્ર ગુજરાતને અનહદ લાભ થાય. આ વિચારકો તે શ્રી દયારામ ગીડુમલ અને શ્રી મલબારી આ ઉપરાન્ત ' ઉષાકાન્ત 'મા વિજ્ઞાનના જે પ્રશ્નો છણવામા આવ્યા હતા તેનાથી ગુજરાતના પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી સ્વ ત્રિભુવનદાસ ગજ્જરે પણ આ યુવકની સમાજસેવા માટેની ઉપયોગિતા જોઇ લીધી પરિણામે આ ત્રણ સદ્દગૃહસ્થોએ ભોગીન્દ્રરાવને મુબઇની "સેવા-સદન"ના સેક્રેટરી તરીકે લેવાની સૂચના કરી અમદાવાદમા રહેવા કરતા મુબઇ જવાથી પોતાથી ભવિષ્યમા સમાજસેવા તેમજ સાહિત્યસેવા કરવાની સારી તકો પ્રાપ્ત કરી શકાશે એ વિચાર તો ભોગીન્દ્રરાવને દીર્ઘ સમય થયા આવ્યા કરતો હતો પરતુ અમદાવાદમા તેમને હસ્તક ચાલતી અનેક પ્રવૃત્તિઓ જે હવે પગભેર થઈ હતી તેનો ત્યાગ કરીને જવુ સલાહભર્યુ કે નહિ તેનો વિચાર એ કરી શકયા નહોતા અને કેમ જાણે કે તેમને પોતાનો અતિમ નિર્ણય સત્વર કરી લેવાની તક આપવામા આવી હોય તેમ આ વખતે એક બીજો અગત્યનો બનાવ બન્યો આ સમયે તેમના હિતેચ્છુ વડિલ શ્રી નર્મદાશકર દેવશકર મહેતા અમદાવાદ મ્યુનીસીપાલીટીના ચીફ ઑફીસર ( વડા અધિકારી )ના હોદ્દાએ હતા જે સમયે તેમની સેવા માટે શ્રી દયારામ શ્રી મલબારી અને શ્રી ગજ્જરે માગણી કરી તે સમયે શ્રી નર્મદાશકર મહેતાના હાથ નીચે મ્યુનીસીપાલીટીમા હેડ કલાર્ક

(વડા કારકુન)ની જગ્યા ખાલી પડી હતી. ભોગીન્દ્રરાવ ગ્રેજ્યુએટ હોઇ આ સ્થાનને માટે સર્વ રીતે લાયક હતા, અને શ્રી. નર્મદાશંકરે આ સ્થાનને માટે ભોગીન્દ્રરાવને તક આપી. આમ બે સારી માગણીઓથી ઘેરાયેલા ભોગીન્દ્રરાવે તરતજ પોતાનો નિર્ણય કરી લીધો. મુંબઇ જવાથી અને "સેવા સદન" જેવી સ્ત્રીઓ તથા સમાજની સર્વ રીતે સેવા કરતી સંસ્થામાં જોડાવાથી તેમના સેવાભાવી અને સુધારક જીવનને નવી કાર્યદિશા મળશે એ વિચાર પર આવતાં તેમને વાર લાગી નહિ. પરિણામે તેઓ તા. ૧ લી ઑક્ટોબર ૧૯૦૮ ના દિવસે મુંબઈ ગયા અને મુંબઈ જવાની સાથે તેમની કલમમાંથી નવલકથાઓનો જે વિપુલ પરિપાક ગુજરાતને પ્રાપ્ત થવાનો હતો તેના મંડાણ થઇ ચૂક્યા.

ઇ. સ. ૧૯૦૧ની સાલમાં ભોગીન્દ્રરાવ મુંબઇથી અમદાવાદ આવ્યા હતા; ૧૯૦૮માં તેઓ સેવાભાવનાને સિદ્ધ કરવા પુનઃ મુંબઇ જતા હતા. આ આઠ વર્ષમાં તેમની સાહિત્યપ્રવૃત્તિઓનો અને સમાજસેવાનો કેવી રીતે વિકાસ થયો તે આપણે જોયું. ૧૯૦૧માં મુંબઇથી નિરાશ થઇને આવેલો યુવક આજે ૧૯૦૮માં પોતાના જીવનકાર્યની સિદ્ધિ અર્થે મુંબઇ પાછો ફરતો હતો. આ આઠ વર્ષોમાં તેનું જીવન સુંદર રીતે ઘડાયું, માનસ સર્વ રીતે વિકસ્યું અને ભવિષ્યની મહાન્ સેવાઓને માટે સર્વ પ્રકારે લાયક બન્યું.

——:-:——

## પ્રકરણ પાંચમું

## સિદ્ધિ અને અવસાન

અમદાવાદની સર્વ પ્રવૃત્તિઓ સંકેલીને ભોગીન્દ્રરાવ ઇ સ ૧૯૦૮મા મુંબઇ આવ્યા અને 'સેવાસદન''મા આખા વખતના સેક્રેટરી તરીકે જોડાયા શ્રી દયારામ ગીડુમલ, શ્રી ત્રિભુવનદાસ ગજ્જર અને શ્રી મલબારી તે સમયે "સેવા સદન" ના મુખ્ય કાર્યકર્તાઓ તરીકે હતા "સેવા-સદન" ગુજરાતી તેમજ અન્ય કોમોની સ્ત્રીઓમા એક આદર્શ સસ્થા તરીકે જાણીતુ થયુ હતુ તેની ઑફીસ ગીરગામ બેક રોડ પર, મહાર બાવડી પોલીસ ચોકીની બાજુમા, અમરેલી હાઉસમા હતી હજી આજેય આ જ મકાનમા ગુજરાતી હિંદુ સ્ત્રી મડળની ઑફીસ છે

તે સમયે સ્ત્રીઓને માટે કાર્ય કરનારી અને સ્ત્રીઓના પ્રશ્નોનેજ અપનાવી લેનારી સસ્થાઓ આજના જેટલી નહોતી સ્ત્રી-કેળવણી અને સ્ત્રી-ઉન્નતિના પ્રશ્નો તે વખતના યુવકો અને વિચારકોને મુઝવી રહ્યા હતા અને આ પ્રશ્નોના નિરાકરણ માટે ગુજરાતના મુખ્ય શહેરો તથા મુંબઈમા સ્ત્રીઓની સેવાર્થે જ સસ્થાઓ નીકળી રહી હતી આમ ઠેરઠેર સ્ત્રીઓની ઉન્નતિ માટે તનતોડ પ્રયત્નો થઇ રહ્યા હતા અમદાવાદમા ભોગીન્દ્રરાવ અને તેમના મિત્રોએ "સુદરી-સુબોધ" થી સારાય ગુર્જર વનિતાવૃંદની સેવા કરવાની શુભ શરૂઆત કરી હતી તેના સુદર ફળો નિપજ્યા હતા. પરિણામે ઈસુના વીસમા સૈકાની

શરૂઆતના વર્ષોમા જે મહાપ્રશ્નો કલ્પવામા જ આવી રહ્યા હતા તે હવે વ્યવહારમા મૂકાતા જતા હતા ઓગણીસમી સદીના અંતભાગમા સ્ત્રી-બાળકોની ઉન્નતિ માટેની વ્યવહારિક પ્રવૃત્તિઓ નહિ જેવી હતી નવા સૈકાની શરૂઆતમા "સુદરી સુબોધ" અને તેની પ્રથમ ભેટ 'યોગિની" પ્રકટ થયા તે વખતે સ્ત્રી-બાળકોના પ્રશ્નો અગત્યના ગણાવા માડયા હતા પરંતુ આઠ નવ વર્ષના ટુકા ગાળામા વસ્તુ સ્થિતિમા ખાસ નોધવાલાયક પરિવર્તન થયુ હતુ હિંદી સસાર-સુધારા સમાજને અંગે તથા અન્ય કોમોના સમાર ભોની સાથે સાથે સ્ત્રીઓ દ્વાગ ચલાવવામા આવતી મહિલા પરિષદો ભરાવાની શરૂ-આત ક્યારનીય થઇ ચૂકી હતી મુ મઇનુ "સેવા-સદન" તેમજ અમ-દવાદ અને સુરતના વનિતાવિશ્રામની સુવ્યવસ્થિત સસ્થાઓ સ્ત્રી ઉન્નતિમા સુદર અને સક્રિય ફાળો આપી રહી હતી સ્ત્રીઓ માટેના ખાસ વાચનાલયો તથા પુસ્તકાલયો ઠેરઠેર દેખાતા હતા સ્ત્રીઓ માટેના ખાસ પ્રસૂતિગૃહો અને ઔષધાલયોની સ્થાપના પણ થઇ ચૂકી હતી

ભોગીન્દ્રરાવની સેવાભાવના અને કાર્યદક્ષતાનો "સેવા-સદન"મા પૂરેપૂરો વિકાસ થયો ભોગીન્દ્રરાવના સસ્કારી માનસ પર સ્ત્રી-જીવનના મહાપ્રશ્નોએ ઉડી અસર કરી હતી હવે આ તકે પોતાના ઉચ્ચ વિચારોને મૂર્ત સ્વરૂપ આપવાનુ હતુ તે તેઓ બરાબર સમજતા પરિણામે તેમણે પોતાની સર્વ કાર્યશક્તિ અને બુદ્ધિનો ઉપયોગ 'સેવા-સદન" ને વિકસાવવામા ગાળ્યો જે હિંદુ બ્હેનો "સેવા-સદન" નો લાભ લેતા તેમની સાથે ભોગીન્દ્રરાવ સ્ત્રી-જીવનના અનેક પ્રશ્નોની ચર્ચા કરતા એટલુ જ નહિ પણ દુખી અને સમાજથી અનેક રીતે હિણાયેલી ભગિનીઓને તેઓ આશ્વાસનરૂપ હતા ૧૯૦૮ થી ૧૯૧૦ સુધી તેઓ "સેવા-સદન"ના સેક્રેટરી તરીકે રહ્યા તે દરમ્યાન તેમણે સ્ત્રીસમાજના લાભની અનેક યોજનાઓ ઘડી અમ-લમા મૂકી. પોતાના એકનિષ્ઠ કાર્યથી તેઓ શ્રી ગજ્જર આદિ

મુરબ્બીઓને સંપૂર્ણ રીતે સંતોષી શકયા એટલુ જ નહિ પરંતુ પોતાના સદ્ભાવ અને સચ્ચરિત્રથી અનેક ભગિનીઓનો અનુરાગ મેળવી શકયા. "સમાજસેવાના અનેક પ્રદેશો ઉપર સ્વયંભૂ અનુરાગથી પ્રેરિત હોવાથી" ભોગીન્દ્રરાવ પોતાના કર્તવ્યમાં સદાય તન્મય રહેતા. "સેવા-સદન"ને આવા ઉત્સાહી મંત્રીની સેવાથી જે ફાયદો થયો તે તો "સેવા-સદન"નો ભવિષ્યનો ઇતિહાસકાર સારી રીતે લખી શકશે પોતે ગ્રેજ્યુએટ થયા તે પહેલાથી જ તેમને સ્ત્રી જીવનને સ્પર્શતા પ્રશ્નોનો અભ્યાસ હતો. "સુંદરી સુબોધ"ની સ્થાપના બાદ આ અભ્યાસ વધ્યો (જેના સુદર પરિણામો આપણે "મૃદુલા" તથા "ઉષાકાન્ત"ના સ્ત્રીપાત્રાલેખનમા જોઈ શકીયે છીએ) અને "સેવા સદન"ના મત્રીસ્થાને નિમાયા પછી સ્ત્રી-જીવનની દરેકે દરેક સમસ્યાઓનો તેમને પૂરેપૂરો અનુભવ મળ્યો અને તેઓની સમાજની સેવા કરવા માટેની શકિત પણ વધી. જેમ 'સેવા-સદન"ને આ ઉત્સાહી મત્રીથી અનેક લાભો થયા તેમ ભોગીન્દ્રરાવને પણ "સેવા-સદન" સાથેના સંબધથી ઘણા લાભો થયા. પ્રથમ તો તેઓ સ્ત્રી-જીવનના વિકટ પ્રશ્નો તેમના યોગ્ય સ્વરૂપમાં સમજતા શીખ્યા. બીજું પોતાની ભવિષ્યની વાર્તાઓ માટે—સ્ત્રીપાત્રોના તાદસ્ય નિરૂપણ માટે—સ્ત્રીજીવનનો જે પરિચય જોઇએ તે તેમને મળ્યો અને ત્રીજું તેમને સ્ત્રી-જીવનમાં રસ લેતા અને સ્ત્રીઓઓની ઉન્નતિ અર્થે જ જીવન ગાળનારા અનેક સદ્ગૃહસ્થો અને સન્નારીઓનો નિકટ પરિચય થયો.

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના પ્રસિદ્ધ સંસ્થાપક શ્રીમતી જમનાબ્હેન નગીનદાસ સક્કર્ઇના પરિચયમાં ભોગીન્દ્રરાવ આવી રીતે આવ્યા હતા : શ્રી. ભવાનીદાસ નારણદાસ મોતીવાળા સાથે પણ પરિચય આવી રીતે જ થયો હતો. આ બન્ને—શ્રીમતી જમનાબ્હેન સક્કર્ઇ અને શ્રી. મોતીવાળા—ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના પ્રાણરૂપ

હતા. તેમના દ્વારા ભોગીન્દ્રરાવને ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની સેવા કરવાનો સુયોગ પણ પ્રાપ્ત થયો. "સેવા-સદન"ના પોતાના અધિકારની રૂએ ઉત્પન્ન થતી ફરજો ઉપરાંત પણ ભોગીન્દ્રરાવ સ્ત્રી-મંડળ જેવી સંસ્થાના કાર્યમાં ઉલટભેર ભાગ લેતા. તેઓએ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના સભાસદ બ્હેનો સમક્ષ ઈ. સ. ૧૯૧૦ની સાલમાં " સરસ્વતીચંદ્રના સ્ત્રીપાત્રો " એ વિષય પર વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું. આમ તેઓ સ્ત્રીઓની ઉન્નતિના દરેકે દરેક કાર્યમાં હોંશભેર ભાગ લેતા.

ઈ. સ. ૧૯૦૮થી ઇ. સ. ૧૯૧૦ની સાલ સુધી ભોગીન્દ્રરાવ "સેવા-સદન"ના સેક્રેટરી તરીકે રહ્યા. ત્યારપછી—૧૯૧૦માં—કેટલાક સંજોગો એવા ઉપસ્થિત થયા કે જેથી ભોગીન્દ્રરાવને એ સંસ્થા છોડવી પડી. આ સંજોગોના ઇતિહાસમાં જવાથી આપણી સાર્વજનિક સંસ્થાઓનાં કેટલાક છિદ્રો સહેલાઇથી શોધી શકાય—કે જેને લીધે ઉત્સાહી કાર્યકર્તાઓને આવી સંસ્થાઓ સાથેનો સંબંધ ન છૂટકે છોડવો પડે છે—પરંતુ આ સંજોગો સાથે આપણને હાલ જરાયે નિસ્બત નથી. એટલું કહેવું જોઇએ કે એમાં ગેરફાયદો થયો હોય તો નહિ કે ભોગીન્દ્રરાવને પણ સંસ્થાને. ભોગીન્દ્રરાવના અંગત મિત્ર શ્રીયુત ચન્દ્રશંકર પંડ્યા આ પ્રસંગ માટે જે શબ્દો લખે છે તે નોંધવાલાયક હોઇ અત્રે તેનો ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય.

"......આપણી સાર્વજનિક સંસ્થાઓમાં વારંવાર થાય છે એવા કેટલાક અગમ્ય સંયોગોથી તેમણે તે સંસ્થા છોડી. ગુજરાતી હિંદુ સ્ત્રીઓના લાભના દૃષ્ટિબિંદુથી ખાસ કરીને અને સેવાસદનની સંસ્થાના હિતની સામાન્ય દૃષ્ટિથી પણ તેમના જેવા જાત સમાજસેવકના જવાથી સંસ્થાને ઘણું નુકસાન પહોચ્યું હોવું જોઇએ. બેશક, આવી હાનિઓના કાંઇ માપ થઇ શકતાં નથી; પરંતુ જેઓને તેમના હૃદયનો પરિચય હોય તેમને તો

એમ લાગ્યા વગર નહિ રહ્યુ હોય કે ભોગીન્દ્રરાવ જેવા ઉત્સાહી સમાજસેવકને ગુમાવવામા મેનાસભાના કાર્યકર્તાઓએ જેવી તેવી ભૂલ કરી ન હતી" *

આ બે વર્ષો એમણે મુબઇમા જ ગાળ્યા અહી તેમનુ વાંચન ઘણુ વધ્યુ અને સાથે સાથે પાશ્ચાત્ય લેખકોનો તેમનો અભ્યાસ પણ પ્રબળ થતો ગયો આ સમયમા જ તેઓએ મહાન્ રશિયન વિચારક કાઉન્ટ ટૉલ્સ્ટૉયના લગભગ ઘણા ખરા પુસ્તકો વાચી નાખ્યા અને આ વાચને તેમના જીવન અને માનસ પર દૃઢ છાપ પાડી તેમનુ સાહિત્યજીવન પણ આ વાચનને લીધે ટૉલ્સ્ટૉયમય બન્યુ કૉલેજ જીવનમા ટેનીસન અને હેમર્ટનની જે અસર થઇ હતી તેના કરતાય વધુ પ્રબળ અસર આ સમયે ટૉલ્સ્ટૉયની થઇ ૧૯૧૦ની આસપાસ તેમણે ટૉલ્સ્ટૉયનો તેના લખાણો દ્વારા જેટલો પરિચય મેળવાય તેટલો મેળવી લીધો પરિણામે તેમની પાછળની ઘણી નવલકથાઓ પર ટૉલ્સ્ટૉયના પુસ્તકોની સ્પષ્ટ અસર જણાઈ આવ્યા વિના રહેતી નથી આજ સમયમા તેમના જીવન પર બીજા એક પાશ્ચાત્ય લેખકની અસર થઇ તે રાલ્ફ વૉલ્ડો ટ્રાઇન ટ્રાઇનના ગભીર વિચારો અને સુલિખિત ભાષાથી એ સ્વાભાવિક તેને ગુજરાતીમા મુકવા લલચાયા પરિણામે શ્રી ભવાનીદાસ નારણદાસ મોતીવાળાના પ્રોત્સાહનથી ગુજરાતી હિદુ સ્ત્રી મડળે "રાજમાર્ગનો મુસાફર" ઈ સ ૧૯૧૦ના સપ્ટેબર મહિનામા પ્રગટ કરી આ નાની સરખી ગ્રથિકામા ટ્રાઇનના જીવનવિષયક સૂત્રો છે અને તેના પર સરળ અને સાદી ગુજરાતી ભાષામા મનનીય વિવરણ આપવામા આવ્યુ છે કે જેથી ગુજરાતી બ્હેનો એનો વિશેષ પ્રમાણમા લાભ લઇ શકે પાશ્ચાત્ય વિચારકની પ્રબળ અસર નીચે લખાયેલી આ પુસ્તિકા ભોગીન્દ્રરાવના તે સમયના વાચન અને મનન પર સુદર પ્રકાશ પાડે છે હવે તેમનુ જીવન

* "સમાલોચક" જુલાઇ, ૧૯૧૮

ગંભીર બનતું જતું હતુ અને જીવનના અનેક સાધારણ કૃત્યોમાંથી તેઓ ઉંડો બોધ તથા અનુભવ તારવતા શીખ્યા હતા. આ કથનનાં એક નિદર્શન તરીકે એમણે ગુજરાતીમાં ઉતારેલા હાર્ડીના નીચેના વાક્યો યોગ્ય લેખાશેઃ--

> " એક ડોલ બીજી ડોલને કુવામાં જતાં કહે છે કે 'તું કેમ દિલગીર છે ?' બીજીએ ઉત્તર વાળ્યો 'આપણા જીવનનો વિચાર કરતાં ગ્લાનિ થાય છે, વારે વારે ભરાઇએ છતાં આખરે ખાલી જ થઇએ છીએ !' પહેલી ડોલે કહ્યુઃ 'એવો વિચાર શા માટે લાવવો ? આપણે ખાલી જઇએ છીએ પણ ભરાઇને આવીએ છીએ, એ દ્રષ્ટિએ વિચાર કર અને મારી પેઠે તુ પણ આનંદમાં રહીશ.' "

આમ " આપણે ખાલી જઇએ છીએ પણ ભરાઇને આવીએ છીએ " એ સૂત્ર ભોગીન્દ્રરાવના જીવનનું મધ્યબિંદુ બન્યું. આથી અનિવાર્ય સંજોગોને લીધે તેમણે " સેવા સદન " છોડયું તેથી ગ્લાનિ તો થઇ પરંતુ આઘાત તો ન જ પહોંચ્યો. તેમના અંગત મિત્રો અને " સેવા-સદન "ના કાર્યકર્તાઓ તેમના એકનિષ્ઠ પ્રયત્નથી સંતોષ પામ્યા હતા એ જ વિચાર તેમને આનંદ આપવા બસ હતો.

"સેવા-સદન" છોડયા પછી શું કરવું ? ભોગીન્દ્રરાવ જેવા ઉત્સાહી વિચારક આ પ્રશ્નથી ન મુંઝાયા. તેમના જેવી નિસ્વાર્થી વ્યક્તિઓ માટે સેવાના અનેક ક્ષેત્રો ખુલ્લા હતા. "અમે નહોતું કહ્યું કે તમે અમદાવાદ છોડીને ન જાઓ ?" " શા માટે સારા પગારની હેડ ક્લાર્કની નોકરી છોડી મુંબઇ ગયા હશો ?" વિગેરે વિગેરે મતલબના પત્રો તેમના અમદાવાદના મિત્રોએ લખ્યા, પરંતુ આવા ઠપકાઓથી ભોગીન્દ્રરાવ જરાયે મુંઝાયા નહિં. તે તો પોતાના જીવનધ્યેયને દ્રઢતાથી વળગી રહ્યા. આ પ્રસંગ કંઇ તેમના જીવનમાં પહેલો અંતરાય નહોતો. નવ વર્ષ પહેલાં ગ્રેજ્યુએટ થવાને માટે

કાન્ત " ના પ્રકાશન પછી તેમની એક કુશળ નવલકથાકાર તરીકે પ્રતિષ્ઠા જામી અને અમદાવાદની અસંખ્ય પ્રવૃત્તિઓ અને સેવાસદનના મંત્રીપદને લીધે તેમની દૃઢ સેવાભાવના પ્રસિદ્ધિ પામી. પરિણામે ગુજરાતના લગભગ દરેકે દરેક પત્રે તેમની પાસેથી લેખો અને વાર્તાઓની માંગણી કરી : અનેક સ્ત્રીહિતસાધક સંસ્થાઓએ તેમની પાસેથી સ્ત્રી ઉન્નતિની યોજનાઓ માગી : મુંબઇના અગ્રગણ્ય દૈનિકોએ તેમની પાસેથી ચર્ચાસ્પદ બનાવો પર લેખો માગ્યા. ભોગીન્દ્રરાવે આ સઘળાને એક સરખો સંતોષ આપવાને માટે પોતાની લેખન પ્રવૃત્તિને કંઇક અજબ જોમ આપ્યુ અને પરિણામે તેમની કાર્યશક્તિમાં તેમના અંગત મિત્રોએ પણ કદી ન કલ્પેલો વિકાસ થયો. આવી રીતે ભોગીન્દ્રરાવ મુંબઇના તેમજ સમસ્ત ગુજરાતના જાહેરજીવન તેમજ સાહિત્યજીવનમાં એક અગ્રગણ્ય વ્યક્તિ તરીકે લેખાવા લાગ્યા.

કોઇ વાચક આ ઉપરથી રખે એમ માની લેવાની ઉતાવળ કરે કે ભોગીન્દ્રરાવે જાહેરજીવનમા ઓતપ્રોત રહી પોતાનાં ગૃહજીવનને વિસારે પાડ્યું હતુ. ના. ભોગીન્દ્રરાવ પોતાના નાનકડા કુટુંબને પણ પોતાની ઉચ્ચ સેવાભાવના અર્પી રહ્યા હતા. જાહેરજીવનમા એકાગ્ર થઇને ગૃહજીવનને તેમણે વિસાર્યું હોત તો તેમની લેખિની માથી ગુજરાતના રસિક ગૃહજીવનનાં આટલા સુંદર અને તાદૃશ ચિત્રો આપણને ભાગ્યેજ મળી શકત. પ્રમિલાબ્હેનનો અભ્યાસ અને છુટીછવાયી સાહિત્યસેવાને તેમના પતિ તરફથી કંઈ જેવું તેવું પ્રોત્સાહન નહોતું મળતુ. સાહિત્ય ઉપરાંત જનસમાજની ઉન્નતિકારક પ્રવૃત્તિઓમાં પણ પ્રમિલાબ્હેન સદા ભાગ લેતા. આખા દિવસના થાકયા પાકયા ભોગીન્દ્રરાવ સાંજે સાંતાક્રુઝ આવે ત્યારે મૃણાલિની અને નાના પ્રદ્યોતકુમારનો સહવાસ તેમનો થાક ઉતારી નાખતો પતિપત્ની સાથે બેસીને સંસ્કૃત નાટકોમાથી વાચના અને જીવનને

ભગીરથ પ્રયત્નો કરી રહ્યા હતા ત્યારે પણ દુનિયાના ડાહ્યા મિત્રોએ તેમને અનેકાનેક સલાહો આપી હતી. તે વખતે પણ તેમણે આ સલાહો બાજુએ મૂકી પોતાના કર્તવ્યપંથે પ્રયાણ કરવાનું ચાલુ રાખ્યુ હતુ : આ વખતે પણ તેઓ કર્તવ્યપંથથી જરાયે ખસ્યા નહિ. તેમણે પોતાનો નિશ્ચય કરી લીધો હતો.

તેઓ પોતાના અતિપ્રિય વ્યવસાયમાં પુનઃ જોડાયા અને આ વ્યવસાય તે શિક્ષકનો. બાબુ પન્નાલાલ જૈન હાઇસ્કુલના કાર્યકર્તાઓએ ભોગીન્દ્રરાવને તરત ઝડપી લીધા અને પુનઃ એક વાર ભોગીન્દ્રરાવ શિક્ષક બન્યા—અને જીવનના અંત સુધી આ ઉચ્ચ વ્યવસાયને એકનિષ્ઠાથી વળગી રહ્યા. શાળામા તેઓ સંસ્કૃત અને ઇતિહાસના વિષયો શીખવતા

આજ અરસામા તેઓ મુંબઇનું ધાંધલીયું વાતાવરણ છોડી સાંતાક્રુઝના શાન્ત વાતાવરણમા રહેવા ગયા અને "વિલર-વિલા" ભોગીન્દ્રરાવના જીવન અને કાર્ય સાથે સંકળાયો. હજી ય સાંતાક્રુઝના રહેવાસીઓ—ગુજરાતના ઘણા ખરા વાચકો—" વિલર વિલા " એટલે ભોગીન્દ્રરાવનું નિવાસસ્થાન એ વિસર્યા નથી. આજે ભોગીન્દ્રરાવના અવસાનને સત્તર સત્તર વર્ષો વીત્યાં તે છતાં ય ઘોડબંદર રોડ ઉપર આવેલો આ બંગલો સાહિત્યરસિક જનતાને એક શાંત સાહિત્યસેવકનાં જીવન અને કાર્યની યાદ આપે છે તેમણે ધાંધલીયું વાતાવરણ છોડયું તે છતાં ય જીવન તો " ધાંધલીયું " જ રહ્યું. ધાંધલીયું એટલે અનેક પ્રવૃત્તિમય. " વિલર-વિલા "માં રહીને તેઓએ જે પ્રવૃત્તિઓની હારમાળા શરૂ કરી તેનાથી તેમના મનને કર્તવ્ય બજાવ્યાનો સંતોષ મળ્યો, પરંતુ જોઇએ તેટલી શાંતિ ન મળી—કારણ કે આ અરસામાં તેઓએ વિદ્યુતવેગી ઝડપથી વાર્તાઓ અને લેખો લખવાની શરૂઆત કરી. ગુજરાત અને બૃહદ્ ગુજરાતમાં તેઓ પોતાના "સુંદરી સુબોધ "ના લેખોથી જાણીતા થયા હતા : " મૃદુલા " અને "ઉષા-

કાન્ત " ના પ્રકાશન પછી તેમની એક કુશળ નવલકથાકાર તરીકે પ્રતિષ્ઠા જામી અને અમદાવાદની અસંખ્ય પ્રવૃત્તિઓ અને સેવાસદનના મંત્રીપદને લીધે તેમની દૃઢ સેવાભાવના પ્રસિદ્ધિ પામી. પરિણામે ગુજરાતના લગભગ દરેકે દરેક પત્રે તેમની પાસેથી લેખો અને વાર્તાઓની માંગણી કરી : અનેક સ્ત્રીહિતસાધક સંસ્થાઓએ તેમની પાસેથી સ્ત્રી ઉન્નતિની યોજનાઓ માંગી : મુંબઇના અગ્રગણ્ય દૈનિકોએ તેમની પાસેથી ચર્ચાસ્પદ બનાવો પર લેખો માગ્યા. ભોગીન્દ્રરાવે આ સઘળાને એક સરખો સંતોષ આપવાને માટે પોતાની લેખન પ્રવૃત્તિને કંઇક અજબ જોમ આપ્યુ અને પરિણામે તેમની કાર્યશકિતમાં તેમના અંગત મિત્રોએ પણ કદી ન કલ્પેલો વિકાસ થયો. આવી રીતે ભોગીન્દ્રરાવ મુંબઇના તેમજ સમસ્ત ગુજરાતના જાહેરજીવન તેમજ સાહિત્યજીવનમાં એક અગ્રગણ્ય વ્યકિત તરીકે લેખાવા લાગ્યા.

કોઇ વાચક આ ઉપરથી રખે એમ માની લેવાની ઉતાવળ કરે કે ભોગીન્દ્રરાવે જાહેરજીવનમા ઓતપ્રોત રહી પોતાનાં ગૃહજીવનને વિસારે પાડયુ હતુ. ના. ભોગીન્દ્રરાવ પોતાના નાનકડા કુટુંબને પણ પોતાની ઉચ્ચ સેવાભાવના અર્પી રહ્યા હતા. જાહેરજીવનમાં એકાગ્ર થઇને ગૃહજીવનને તેમણે વિસાર્યું હોત તો તેમની લેખિની માંથી ગુજરાતના રસિક ગૃહજીવનના આટલા સુંદર અને તાદૃશ ચિત્રો આપણને ભાગ્યેજ મળી શકત પ્રમિલાબ્હેનનો અભ્યાસ અને છુટીછવાયી સાહિત્યસેવાને તેમના પતિ તરફથી કંઈ જેવું તેવું પ્રોત્સાહન નહોતું મળતું. સાહિત્ય ઉપરાત જનસમાજની ઉન્નતિકારક પ્રવૃત્તિઓમાં પણ પ્રમિલાબ્હેન સદા ભાગ લેતા. આખા દિવસના થાક્યા પાક્યા ભોગીન્દ્રરાવ સાંજે સાંતાક્રુઝ આવે ત્યારે મૃણાલિની અને નાના પ્રદ્યોતકુમારનો સહવાસ તેમનો થાક ઉતારી નાખતો પતિપત્ની સાથે બેસીને સંસ્કૃત નાટકોમાંથી વાચના અને જીવનને

ઉન્નત કરતા. આ કુટુંબનો ભેદ આદર્શરૂપ હતો. સ્વ. મટુભાઇ કાંટાવાળાના અભિપ્રાય મુજબ તેમની વાર્તાઓના ગૃહજીવનના દશ્યો તેમના પોતાના આદર્શ ગૃહજીવનના પ્રતિબિંબરૂપે હતા—અને સ્વ મટુભાઇ એટલે ભોગીન્દ્રરાવના એક ખાસ મિત્ર, સ્નેહી અને શુભેચ્છક તેમના શબ્દોમા જરાયે અતિશયોક્તિ નથી. તેઓએ પોતાના પ્રખ્યાત પત્ર "સાહિત્ય" મા એમની એક નવલકથાનુ અવલોકન કરતા આ મતલબનુ યથાર્થ જ લખ્યુ છે —

"જ્યોત્સ્ના, રમણિકલાલ અને દીલીપનુ ગૃહજીવન નિરખતાં આપણુને સ્વાભાવિક પ્રમિલાબ્હેન, ભોગીન્દ્રરાવ અને પ્રદ્યોતનુ સુખી કુટુબ યાદ આવે છે"

ભોગીન્દ્રરાવના અનેક મિત્રો આ વાતની સાક્ષી પૂરશે, કારણકે તેઓમાના ઘણાખરાઓએ આ સુખી કુટુંબના ગૃહજીવનની ઝાંખી કરી હતી. શ્રી. ન્હાનાલાલ કવિ, શ્રી હિંમતલાલ અંજારિયા, શ્રી રણુજીતરામ વાવાભાઇ, શ્રી. ચન્દ્રશંકર પંડ્યા, શ્રી જન્મશંકર બુચ (કવિશ્રી "લલિત") વિગેરે અનેક મિત્રો ભોગીન્દ્રરાવના આદર્શ ગૃહજીવનની પ્રશંસા કરતા. આમ ભોગીન્દ્રરાવની સમાજ-સેવાના પાયા ગૃહજીવન પર ચણાયા હતા. કારણ કે ગૃહસેવા વિનાની કહેવાની બાહ્ય સમાજસેવા માત્ર કૃત્રિમ જ છે. ઘણાય પુરૂષો સમાજમા મહાન અગ્રગણ્ય હોવા છતાં તેમના ગૃહજીવન ગ્લાનિમય જ રહ્યા છે. ભોગીન્દ્રરાવનું ગૃહજીવન એક સુંદર અપવાદ રૂપે ગણી શકાય. શ્રી ચન્દ્રશંકર પંડ્યાના શબ્દોમા કહીએ તો—

"પતિ તરીકે તેઓ સ્નેહમય, કુળી કાળજીવાળા અને પોતાના પત્નીને તેમની શક્તિઓના આવિર્ભાવ તથા વિકાસ મટે યથાશક્તિ અનુકૂળતા આપવા ઉત્સુક હતા.........એ દંપતીના સ્નેહમય જીવનના કેટલાંક સુંદર સ્વરૂપોનો હું સાક્ષી હોવાથી કહી શકું એમ છું કે એવાં [illegible] ગુજરાતનો ગર્વ છે......

પિતા તરીકે પણ ભોગીન્દ્રરાવ અતિશય વત્સલ હતા એટલુંજ નહિ પરંતુ તેમના બન્ને બાળકો—મૃણાલિની અને પ્રદ્યોન—સરૂ શિક્ષણ મેળવી શકે તે માટે અતિશય ઉત્સુક હતા. પતિ-પત્ની અને પુત્ર-પુત્રીનું સુખમય અને સ્નેહમય કુટુંબ જોઈ આંખ ઠરે એવું હતુ.

...સાંતાક્રુઝના 'વિલ્સર વિલા'માં—શાંતિકુટિરમાં—રહેતું તેમનું નાનકડુ કુટુંબ તે મારા જેવા અનેક સ્નેહભૂખ્યા મિત્રોને વિશ્રાંતિનું અને વિનોદનુ સ્થાન હતુ......" *

" વિલ્સર વિલા " માં રહેવા ગયા પછી ભોગીન્દ્રરાવનું જીવન સતત અને અસ્ખલિત ઉદ્યોગમય બન્યું એ આપણે ઉપર જોયુ. ભોગીન્દ્રરાવનો સ્વભાવ પણ અવિરત પ્રવૃત્તિઓને આમંત્રતો. એમનાથી શાંત બેસાતું નહોતુ એમ કહીયે તો જરાય ખોટું નથી. આને લીધે તેમ જ કંઈક દરજ્જે અવિરત અને અવિશ્રાંત ઉદ્યોગને લીધે તેમની પ્રકૃતિ અવારનવાર અસ્વસ્થ રહેતી. તેમના મિત્રો તેમને ઓછી પ્રવૃત્તિમય જીંદગી ગાળવાની અનેક વિનવણીઓ કરતા પરંતુ ભોગીન્દ્રરાવના ઉત્સાહી સ્વભાવને શાંત બેસી રહેવું ક્યાથી રૂચે ? એમના એક ખાસ મિત્રના શબ્દોમા કહીએ તો " Bhogindrarac personified speed "(ભોગીન્દ્રરાવ મૂર્તિમંત ઝડપ હતા). તેઓ સમયનો પૂરેપૂરો ઉપયોગ કરતા. સાંતાક્રુઝથી મુંબઈ જવું હોય તો પણ બરાબર લોકલ ટ્રેઈનના ટાઇમે જ જતા—પરંતુ ગાડી ભાગ્યે ચૂકતા; ભલે પછી તેમને માર્ગમાં ટ્રેન પકડવા માટે ઝડપથી ચાલવું પડે અથવા ક્વચિત દોડવું પણ પડે ! આ ઝડપ તેમના જીવનની સાથે કૈંક અજબ રીતે સંકળાયેલી હતી.

આટલી બધી પ્રવૃત્તિઓ ઝડપ વિના અશક્ય હતી એ કોઇ પણ સહેલાઇથી સમજી શકે છે. ભોગીન્દ્રરાવ સવારના ચાર સાડા

* " સમાલોચક "—જુલાઇ, ૧૯૧૮.

ચારે ઉઠી પોતાની લેખનપ્રવૃત્તિનો આરંભ કરી દેતા. સાડા ચારથી સાડા સાત સુધી તેઓ નિયમિત લખતા અને પછી એકાદ બે વિદ્યાર્થીઓને ખાનગી શિક્ષણ (ટ્યુશન) આપવા જતા. ટ્યુશન પરથી આવી, ઝડપથી જમી, તેઓ લોકલ પકડવાને માટે દોડતા. (આ "દોડતા" શબ્દ જરાયે અવાસ્તવિક નથી. આ પ્રસંગ પર વાત કરતા શ્રી ન્હાનાલાલ કવિ કહે છે કે "હું એમને હમેશા કહેતો કે Hasten slowly પણ માર્જન્ટરાવ તો ઝડપમાં માનતા.") સાંજના શાળામાંથી ચોપાટી કે મહાલક્ષ્મીના દરિયાકિનારે ફરીને તેઓ ઘેર આવતા અને વાળુ કરીને પોતાના પત્ની અને બાળકો સાથે વિવિધ વિષયો પર વાર્તાલાપ કરતા. આ વર્ષ દરમ્યાન એમનું સઘળું લખાણ રવિવાર સિવાયના દિવસોએ સવારના સાડા ચારથી સાત સુધી થતું અને રવિવારે તો તેઓ છેક નવ દસ સુધી લખવાનું ચાલુ રાખતા. રવિવારે બપોરે તેઓ જાહેરસભામાં કે અન્ય ઠેકાણે ભાગ લેવાનો હોય ત્યાં જતા. મોડા રાતના તો તે ભાગ્યે જ ઉજાગરા કરીને લેખો લખતા. રાત્રિના જાગરણ કરીને લેખો લખવા કરતાં સવારના પહો-રમાં વહેલા ઉઠીને સારી રીતે લેખો લખી શકાય છે એમ તેમનું માનવું હતું.

ટૉલ્સ્ટૉયના ઉંડા અભ્યાસથી ભોગીન્દ્રરાવને આ મહાન્ સાધુ પુરુષ માટે માનવૃત્તિ ઉત્પન્ન થઈ અને તેમના જેવા પ્રથમ કોટિના મહર્ષિના પુસ્તકો ગુજરાતીમાં ઉતારવા વિચાર કર્યો. તે સમયે ટૉલ્સ્ટૉયના વિચારો આજની માફક જાણીતા નહોતા. ટૉલ્સ્ટૉયના વિચારોને ગુજ-રાતી ભાષા બોલતી પ્રજામાં પ્રચલિત કરવાનું સઘળું યશમાન ભોગીન્દ્ર-રાવને ઘટે છે. જે સમયે ટૉલ્સ્ટૉયને થોડા ઘણા શિક્ષિત ગુજરાતીઓ સિવાય અન્ય ભાગ્યે જ નામે પણ ઓળખતા, જે સમયે રશિયાના વિશાળ સાહિત્યનું ગુજરાતમાં ઘણા થોડાને ભાન હતું—તે સમયે ભોગીન્દ્રરાવે લીઓ ટૉલ્સ્ટૉયના પુસ્તકોના ભાષાનુવાદ ગુર્જર વાચક-

વૃંદને અર્પણ કર્યા. આમાંનું પ્રથમ પુસ્તક ઈ. સ. ૧૯૧૧માં "ગુજરાતી પંચ"ની ભેટ તરીકે બહાર પડયુ અને તે પ્રસિદ્ધ વાતા "ક્રુત્ઝર સોનાટા" પરથી લીધું હતું. "મિતાક્ષરનો શોખ" અને મૂળ કૃતિ બન્ને જેમણે વાંચ્યા હશે તેમને તરત માલમ પડયું હશે કે ભોગીન્દ્રરાવે કેવી સફળતાથી અને કુશળતાથી રૂપાન્તર કર્યું છે. સાહિત્ય અને કલાવિધાનની દષ્ટિએ આ તથા અન્ય પુસ્તકો વિષે હવે પછીના પાનામાં સવિસ્તર લખવાનું હોવાથી અત્રે આટલી નોંધ પૂરતી છે. આ પુસ્તકો ગુજરાતીમાં ઉતારવા માટે ભોગીન્દ્રરાવ આકર્ષાય તેમા જરાય આશ્ચર્ય જેવું નથી. ભોગીન્દ્રરાવ પોતે સ્નેહલગ્ન, આત્મલગ્ન, વિગેરે લગ્નની સમસ્યાને લગતાં પ્રશ્નોના ખાસ અભ્યાસી હતા. ટૉલ્સ્ટૉયે પાશ્ચાત્ય સ્નેહલગ્ન માટે જે ઉદ્દામ ભાષામાં પોતાના વિચારો રજુ કર્યા હતા તેનાથી સ્વાભાવિક ભોગીન્દ્રરાવ મુગ્ધ થયા અને ટૉલ્સ્ટૉય તથા પોતાના વિચારસામ્યને લીધે Kreutzer Sonata ને ગુજરાતી રૂપાંતર માનવ્યા "મિતાક્ષરનો શોખ"મા સ્નેહલગ્ન પરત્વે જે વિચારો છે તે હજીય એટલાને એટલા વાંચવાલાયક છે.

ભોગીન્દ્રરાવનુ સ્વપ્નદર્શી માનસ ભવિષ્યની પ્રજાની ઉન્નતિ—અને તે પણ સર્વદેશીય ઉન્નતિ—વાછતુ હતું સ્ત્રીઓ દ્વારા જ ભવિષ્યની પ્રજાનો ઉદ્ધાર થશે એમ તેમનું માનવુ હતું. તે ઉપરાંત તેઓ માનતા કે બાળકોની યોગ્ય કેળવણી અને સંસ્કારો માટે પણ સર્વ પ્રયત્નો કરવા જોઇએ કે જેથી તેઓ ભવિષ્યમાં સુનાગરિક થાય. પોતાના બાળકોને—મૃણાલિની અને પ્રદ્યોતકુમારને—તેઓ પોતે જ અભ્યાસ કરાવતા પ્રદ્યોતકુમારની વય તો આ વખતે પાચ છ વર્ષની હતી પરંતુ મૃણાલિની હવે દસેક વર્ષની ચાલાક બાળા બની હતી. તેને માટે વાચવાના બાળ પુસ્તકોનો અભાવ ભોગીન્દ્રરાવ જેવા શિક્ષિત પિતાને ઘણો સાલ્યો પોતાના બાળકની આ મુશ્કેલીથી તેમને ગુજરાતના અનેક બાળકોની મુશ્કેલી સમજાઇ અને આ મુશ્કેલીનું નિવારણ કરવા તેમણે હવે બાળસાહિત્ય પણ ખેડવા માંડયુ. અંગ્રેજી

સાહિત્યમાં બાળકો માટે સહેલી ભાષામાં લખાયેલા વિવિધ પ્રકારના પુસ્તકો હતા. આ પ્રમાણે ગુજરાતી સાહિત્યમાં બાળવાર્તામાળાઓ ન લખી શકાય ? "કાઉન્ટ ટૉલ્સ્ટૉયની વાર્તાઓ" તથા "નવરંગી બાળકો"થી તેમણે બાળસાહિત્યની સેવા કરવાની શરૂઆત કરી. શ્રી. ત્રિભુવનદાસ ગજ્જરે ભોગીન્દ્રરાવના આ પ્રયત્નોને અનેરું પ્રોત્સાહન 'અર્પ્યું'. ખરું જોતાં બાળસાહિત્ય લખવાની સૂચના કરનાર મિત્રોમાના તેઓ મુખ્ય હતા.શ્રી. ગજ્જર સાહેબે જ ભોગીન્દ્રરાવને "Those Girls" નામનું પુસ્તક આપ્યું અને તેના પરથી ગુજરાતના બાળકોને "નવરંગી બાળકો"ની રસમય પુસ્તિકા મળી. આજે ઈશ્વરકૃપાએ ગુજરાતમાં બાળસાહિત્યનો સુંદર પરિપાક નિપજ્યો છેઃ ગુજરાતને બાળમાનસના કુશળ અભ્યાસીઓ પણ મળ્યા છે અને બાળકોના શિક્ષણ માટે વિશિષ્ટ વિદ્યાભવનો અને શિક્ષણસંસ્થાઓ નીકળી છે. પરંતુ આ સમયે વિસરવું ન જોઈએ કે ભોગીન્દ્રરાવ બાળસાહિત્યના આદ્ય સૃષ્ટાઓમાંના એક હતા. આજે તેઓ આપણી વચ્ચે હોત તો પોતાનાં સ્વપ્નોની સિદ્ધિ જોઇ તેમને પરમ આનંદ થતે અને બાળસાહિત્ય અને બાળકેળવણીનો આટલો સર્વાંગ અને સુંદર વિકાસ જોઇ તેમનો આત્મા અવશ્ય સંતોષાયો હોત.

બાળકોનાં હાથમાં યોગ્ય બાળસાહિત્ય યથાસમયે મૂકવાથી તેમની વિચારશક્તિનો વિકાસ થાય છે અને સાથે સાથે સાહિત્યપ્રીતિ તેમજ સંસ્કારભાવનામાં પણ વૃદ્ધિ થાય છે. ભોગીન્દ્રરાવના પુત્રી મૃણાલિનીને સારા સારા બાળસાહિત્યના પુસ્તકોનો પરિચય થવાથી એ ચાલાક બાળાની કલ્પનાશક્તિ ઘણી ખીલી. ભોગીન્દ્રરાવ સવારના લખતા હોય ત્યારે આ બાલિકા પછાડી આવીને ઉભી રહેતી અને પિતાએ શી વાર્તા લખી છે તે જાણવા ડોકીયું કરતી. ઘણીય વખત તેનો ઉત્સાહ તેને લાંબો વખત ત્યાં ઉભો રાખતો. તેની જીજ્ઞાસાવૃત્તિ એટલી બધી તીવ્ર હતી કે તે વારંવાર પિતાશ્રીને પૂછતી કે અમુક પાત્રનું ભવિષ્યમાં શું થશે અથવા તો વાર્તાનો અંત શો આવશે.

કેટલી ય વખત કોઇ નવલકથાનું પાત્ર વધારે દુઃખ ભોગવતું હોય, ત્યારે મૃણાલિનીને તેના ઉપર દયા આવતી. એ કહેતી કે " ભાઇ, આ બિચારાને વધુ દુઃખ ન આપશો, હો "; અથવા તો કોઇ પાત્ર જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલા ખાતું હોય ત્યારે પિતાને આજીજી કરીને વિનવતી એ પાત્રને મારી નાખવું નહિ ! બ્હેન મૃણાલિની ભોગીન્દ્રરાવના હાથ નીચે સારૂં શિક્ષણ લઈ શકી, એટલુ જ નહિ પણ માતા પિતા માફક એક લેખક થવાની સર્વ આશાઓ આપી રહી હતી. ભોગીન્દ્રરાવની વાર્તાઓની હાથપ્રતો પ્રમિલાબ્હેન વાચતા અને મૃણાલિની પણ વાંચતી. સુશિક્ષિત અને સંસ્કારી દંપતી આ પુત્રીનો વિકાસ જોઇ આનંદ પામતા અને પોતાના જીવનને ધન્ય માનતા. આ સંસ્કારની અસર નાનકડા પ્રદ્યોતકુમાર પર પણ થઇ. પરંતુ દુર્ભાગ્યે ભોગીન્દ્રરાવનું જીવન ટુકું નીવડયું અને પિતાના હાથ નીચે પુત્રીને જેટલુ શિક્ષણ મળ્યું તેટલુ પુત્રને ન મળી શકયુ. બ્હેન મૃણાલિની શાળામાં હતા ત્યારથી નાની નાની વાતો લખતા. તેમનુ જીવન પણ ભરયૌવનમા ન ઝડપાયું હોત તો તે પણ એક ઉચ્ચ પ્રકારના લેખિકા બની શકતે બાવીસ વર્ષની અલ્પ વયમાં એમણે દેહ છોડયો. પ્રભુએ એ બ્હેનનું જીવન લંબાવ્યુ હોત તો પિતાની અપૂર્ણ કૃતિઓ એમને હાથે પૂરી થઇ શકતે.

આમ એક બાજુએથી ભોગીન્દ્રરાવે પોતાની પ્રવૃત્તિઓને પૂર જોશમાં અમલમાં મૂકી ત્યારે બીજી બાજુએથી તેમને ચિંતા અને અશાંતિએ ઘેર્યા. આ ચિંતા અને અશાંતિનું કારણ તે પ્રમિલાબ્હેનની માંદગી. ઇ. સ. ૧૯૧૨થી ઇ. સ. ૧૯૧૫ સુધી પ્રમિલાબ્હેન ગંભીર મંદવાડ ભોગવી રહ્યા હતા અને સ્વાભાવિક ભોગીન્દ્રરાવનો સમય તીવ્ર ચિન્તા અને માનસિક ઉદ્વેગમાં ગયો. દિવસના ભાગમાં શાળાની નોકરી, સવારના નિયમિત લખવાનું—આ બધા ઉપરાંત પત્નીની ચાકરી અને માવજત કરવાની. પત્નીના આ મંદવાડથી તેમનુ સુખમય ગૃહજીવન દુઃખના વાદળાઓથી વ્યાપ્ત બન્યુ.

આટલું જતાય તેઓ હિંમત હાર્યા નહિ અને પત્નીની પૂરેપૂરી ચાકરી કરી આટલી બધી ઉપાધિઓ હોવા છતાં તેમની લેખન-પ્રવૃત્તિ તો જરાયે મંદ પડી નહોતી ઉલટું વર્તમાનપત્રો અને માસિકોની માંગણીઓ દિનપ્રતિદિન વધતી જતી હતી તેમનો સ્વભાવ કોઈની પણ માગણી બાજુએ ઠેલીને તેની અવગણના કરે એવો નહોતો આથી એક તરફ પત્નીની સખ્ત માંદગી છતાય તેમણે પોતાની લેખનપ્રવૃત્તિ અથવા જાહેરપ્રવૃત્તિમાં જરાયે મંદતા આવવા ન દીધી

આ સ્થળે એક અગત્યની નોંધ નહિ લેવી આવશ્યક છે ઈ સ ૧૯૦૯થી ભોગીન્દ્રરાવને સ્ત્રી-બોધ' પત્રના તે સમયના સંચાલક બ્હેન શીરીનબાઈ કાબરાજી સાથે પરિચય થયો હતો શીરીનબ્હેન ભોગીન્દ્રરાવની પ્રવૃત્તિઓમાં ઘણો રસ લેતા અને તેમના અતિશય આગ્રહથી ભોગીન્દ્રરાવ સ્ત્રી-બોધ' માટે લેખમાળા આપવાનું કબુલ કર્યું "સ્ત્રી-બોધ' સાથે આ પ્રમાણે જે સંબંધ બંધાયો તે તેમના જીવનના અંત સુધી ચાલુ રહ્યો અને પરિણામે "સ્ત્રી-બોધ" ને ભોગીન્દ્રરાવ જેવા સારા લેખકની સુંદર વાર્તાઓ નિયમિત પ્રકટ કરવાનો સુયશ મળ્યો ઈ સ ૧૯૧૩મા જાણીતા પારસી લેખિકા શ્રીમતી પુતળીબાઈ કાબરાજી 'સ્ત્રી-બોધ' ના તંત્રમા જોડાયા અને તેમણે તથા તેમના વિદ્વાન્ પતિ મી જહાંગીર કાબરાજીએ—જેઓ કેનેડ્રા હતા તેમણે—ભોગીન્દ્રરાવની વાર્તાઓ રસપૂર્વક વાચી જઈ રચનાત્મક સૂચનો કર્યા પરિણામે ભોગીન્દ્રરાવે નવલકથાલેખનને પોતાના સાહિત્યજીવનની સૌથી પ્રધાન પ્રવૃત્તિ બનાવી શ્રીમતી પુતળીબાઈ તથા મી. જહાંગીર કાબરાજી તરફથી ભોગીન્દ્રરાવને અનેરૂં પ્રોત્સાહન મળ્યું અને પરિણામે ટૉલ્સ્ટૉય પરથી રચાયેલી 'ચમેલી" ઈ સ ૧૯૧૩મા 'સ્ત્રી-બોધ' ના અંકોમાં ક્રમશ પ્રકટ થઈ આ વાર્તા હજી પુસ્તકાકારે પ્રકટ થઈ નથી એટલે ટૉલ્સ્ટૉયના રૂપાંતર તરીકે જોઈએ તેટલી જાણીતી થઈ નથી 'સ્ત્રી-બોધ" મા લેખો લખવા ઉપરાંત

પુતળીબાઇ તથા જહાંગીર જેવા વિદ્વાન્ અને સંસ્કારી પારસી દંપતીના સહવાસમાં આવવાથી તેમને એક અનન્ય લાભ મળ્યો અને તે પારસીઓના ગૃહજીવનના નિકટ અભ્યાસનો. પહેલેથી ભોગીન્દ્રરાવ cosmopolitan હતા, તેમને કૉલેજમાથી જ પારસીઓનાં જીવન માટે માન હતુઃ હવે તે દૃઢ થયુ. હિંદુઓએ પારસી બધુઓના જીવનમાથી ઘણા અગત્યના પાઠો શીખવાના છે એમ તેમની માન્યતા હતી અને આ મંતવ્ય જરાય ખોટું નહોતુ. આ પારસી મિત્રોના સહવાસને લીધે તેઓની વાર્તાઓમા હિંદુ નાયકો અને નાયિકાઓને પારસી મિત્રો અને સખીઓ હોય છે. "સિતારનો શોખ"માં તો આખીય વાર્તા પારસી સંસાર પર જ રચાયેલી છે "જ્યોત્સ્ના"મા નાદિરશાહ અને દીનબાઈ જેવા સુખી દંપતી હિંદુ મિત્રોને જરાય અળગા કરતા નથી. આવા તો ઘણાય દૃષ્ટાંતો મળી આવશે આમ ભોગીન્દ્રરાવનું પાત્રવર્તુલ મોટું થતુ ગયુ અને પાત્રોમાં વિવિધતા આવતી ગઇ મી અને મીસીસ કાબરાજી મુબઈ હોય ત્યારે ભોગીન્દ્રરાવને અવારનવાર મળતા અને તેમની બદલી ડીસ્ટ્રીકટમા થાય ત્યારે નિયમિત પત્રો લખતા. "સ્ત્રી-બોધ" મા ટુકી વાર્તાઓ ઉપરાંત ભોગીન્દ્રરાવની પ્રસિદ્ધ વાર્તાઓ "તરલા" અથવા "ઉર્મિનો આવેગ" (૧૯૧૪) અને "જ્યોત્સ્ના" (૧૯૧૬-૧૭) પ્રકટ થઇ. મી. જહાંગીર કાબરાજી સીવીલ સર્વિસની જોખમદારીભરી ફરજોમાથી પણ નિવૃત્તિ મેળવી પોતાનો અગ્રેજી સાહિત્યનો અભ્યાસ ચાલુ રાખતા અને તેમનો પ્રિય લેખક પણ ટૉલ્સ્ટૉય હતો આમ ભોગીન્દ્રરાવ અને મી. કાબરાજી—ટૉલ્સ્ટાયના બે ગાઢ અભ્યાસીઓ—એકમેક તરફ અનન્ય લાગણી રાખવા લાગ્યા "તરલા" જે વખતે "સ્ત્રી-બોધ" મા ક્રમશ છપાતી હતી તે વખતે તેના વસ્તુવિકાસમાં મી. કાબરાજીની અનેક સૂચનાઓ હતી.

ઇ. સ. ૧૯૧૩ના એપ્રિલ-મેમા પ્રમિલાબ્હેનને હવાફેરનો લાભ મળે એ આશયથી ભોગીન્દ્રરાવ રજામા લોનાવલા ગયા લોના-

વનના રમ્ય અને સુન્દર વાતાવરણ તરફ ભોગીન્દ્રરાવને પહેલેથી જ આકર્ષણ હતું એમની અનેક નવલકથાઓમા લોનાવલાનો પશ્ચાદ્ભૂમિ તરીકે ઉપયોગ થયો છે. આ ગાળામા એમણે "આસીસ્ટંટ કલેક્ટર" લખી તેમના મિત્ર શ્રી સુન્દરરાવ દીવેટીઆની સૂચનાથી અંગ્રેજી લેખક પેની કૃત 'The Inevitable Law' પરથી આ પુસ્તક લખાયુ મૂળ વાર્તા કરતા ભોગીન્દ્રરાવે "આસીસ્ટંટ કલેક્ટર" મા ઘણા સુધારાઓ કર્યા છે ભોગીન્દ્રરાવ જે કુશળતાથી અંગ્રેજી વાર્તાઓનુ આપણા સમાજ અને જીવનને અનુરૂપ રૂપાંતર કરી શકતા તે ખરેખર તેમના પ્રતિભાનો ખ્યાલ આપે છે રૂપાંતર કરવામા તેમની હથોટી એટલી સરસ જામી ગઇ હતી કે તેમા તેમને મૌલિક નવલકથાઓ કરતાયે સારી સફળતા પ્રાપ્ત થઈ આ પુસ્તક ઇ. સ ૧૯૧૪મા વડોદરાના સાપ્તાહિક પત્ર "સયાજી વિજય" નો ભેટ તરીકે બહાર પડ્યુ આ તકે એટલી નોંધ લેવી અસ્થાને નહિ ગણાય કે 'સયાજી વિજય" પત્ર તરફથી ઘણાએ પ્રથમ કોટિના લેખકો પ્રકાશમા આવ્યા છે આ પત્ર પ્રતિવર્ષે સામાજીક નવલકથાનુ એક પુસ્તક ભેટ તરીકે આપે છે શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇકૃત સુંદર નવલકથાઓની હારમાળા ગુજરાતને પ્રથમ "સયાજી વિજય" તરફથી જ મળી ભોગીન્દ્રરાવની પણ ત્રણ નવલકથાઓ—(૧)"આસીસ્ટંટ કલેક્ટર", (૨) "મોલીમીટર" અને (૩) "લગ્નબંધન"—'સયાજી વિજય"ના ઉપહાર પુસ્તકો તરીકે પ્રકટ થઇ હતી

આજ વર્ષમા એમના સફળ અનુવાદ "મોહિની"નુ લેખનકાર્ય થયુ ભોગીન્દ્રરાવની રૂપાંતર કરવાની શક્તિથી આકર્ષાઇ ઑક્સફર્ડ યુનીવર્સીટી પ્રેસની મુંબઇની શાખાએ તેમને મીસીસ હેનરી વુડ કૃત પ્રસિદ્ધ નવલકથા 'Danesbury House"નું ગુજરાતી રૂપાંતર કરવાનુ કામ સોંપ્યુ ઑક્સફર્ડ યુનીવર્સીટી પ્રેસના વ્યવસ્થાપકોને એટલી દૃઢ ખાત્રી હતી કે આ લેખક તેમને સરસ જ રૂપાંતર આપશે અને તેથી તેઓએ તે સમયમા—અને હાલ પણ—લેખકોને જે મહે-

નતાણુ મળતુ હતુ તેથીય વધુ સરસ મહેનતાણુ ભોગીન્દ્રરાવને આપ્યુ. આજે પુસ્તકોનુ પ્રકાશન જે ઝડપથી થાય છે અને જે સંખ્યામા પુસ્તકોનો પ્રચાર થાય છે તે જોતા હાલના સારા ગણાતા લેખકોને આપણા ગુજરાતી પ્રકાશકો જે રકમ આપે છે તેના કરતાં અનેક દરજ્જે સારી રકમ આજથી વીસ વર્ષ પર— જ્યારે પુસ્તકોનો ઉઠાવ આજના જેટલો સારો નહોતો—એક વિદેશી પ્રકાશન સંસ્થાએ ભોગીન્દ્રરાવને 'મોહિની" માટે આપી હતી. આપણા પ્રકાશકો આવી ઉદાર વૃત્તિ બતાવતાં ક્યારે શીખશે ? ઑકસ-ફર્ડ પ્રેસને ભોગીન્દ્રરાવની લેખનશક્તિ અને બુદ્ધિમત્તા માટે એટલો સારો અભિપ્રાય હતો કે તેમણે મૂળ અંગ્રેજી પુસ્તકને ગુજરાતીમા કયા ધોરણ પર ઉતારવું એ બાબતનો નિશ્ચય કરવાની પૂરેપૂરી છુટ એમને આપી હતી. ઈ. સ. ૧૯૧૩ના જુલાઇમાં ઑકસફર્ડ યુનીવર્સીટી પ્રેસના મેનેજર તરફથી લખાયેલા એક પત્રમાંનો નીચેનો ફકરો આ બાબત પર સારો પ્રકાશ નાખે છે—

> "In the matter of adaptation I wish it to be understood that we leave you a free-hand to rewrite the original into Gujarati in whatever manner you think best Whether you will keep the characters English or change them into Parsis I leave to your discretion, having every confidence in your capabilities to do a really good edition......"*

* મૂળ પુસ્તકનુ ગુજરાતીમા કેવી રીતે રૂપાન્તર કરવું એ બાબતમા અમો તમોને જે રીતે યોગ્ય લાગે તે રીતે કરવાની સર્વ છુટ આપીએ છીએ. પાત્રોને અંગ્રેજ જ રહેવા દેવા કે તેમને પારસીઓમા ફેરવવા તેનો નિર્ણય, કરવાનુ અમો તમારી બુદ્ધિ પર છોડીએ છીએ: કારણ કે અમને તમારી સુંદર વાતો રચવાની શક્તિમા સંપૂર્ણ વિશ્વાસ છે.

ભોગીન્દ્રરાવની લેખનશક્તિ માટે આ ટંક જેવો તેવો અભિપ્રાય ન ગણાય ઑક્સફર્ડ યુનીવર્સીટી પ્રેસે પાત્રોને અંગ્રેજો અથવા પારસીઓ રાખવાની સૂચના કરી પણ રૂપાંતરકારની નૈસર્ગિક પ્રતિભાએ આ બેમાંથી એકેય રસ્તો ન ગ્રહણ કરતા ત્રીજો જ રસ્તો ગ્રહણ કર્યો અને પરિણામે ગુજરાતને એક સરસ વાર્તા મળી ભોગીન્દ્રરાવે પાત્રોને ન તો અંગ્રેજ રાખ્યા અથવા ન તો પારસીઓ બનાવ્યા કિંતુ મીસીસ હેનરી વુડના સ્ત્રીપુરૂષો દક્ષિણિ હિંદુઓમાં પરિવર્તન પામ્યા અને આખીય વાર્તા દક્ષિણી સમાજના એક અગત્યના પ્રશ્ન પર અવલંબી સાહિત્યની દૃષ્ટિએ આ ફેરફારનું મૂલ્ય અવશ્ય વધ્યું

ઈ સ ૧૯૧૪માં યુરોપમાં વિગ્રહનો મહા દાવાનળ પ્રકટી નીકળ્યો અને ઑક્સફર્ડ પ્રેસની ઇંગ્લાંડની મુખ્ય પેઢીએ સમુદ્ર પારની તેની શાખાઓએ માથે લીધેલા સર્વ પ્રકાશનો બંધ કરવાનો હુકમ કાઢ્યો આ હુકમ અનુસાર મુંબઈની પેઢીએ ભોગીન્દ્રરાવને તરત જ પત્ર લખ્યો કે વડી ઑફીસના હુકમ પ્રમાણે "મોહિની" નું પ્રકાશન માંડી વાળવું પરંતુ ગુજરાતના સદ્ભાગ્યે આપણા એક અગ્રગણ્ય હિંદી કેળવણીકાર જેમણે "મોહિની" ની હાથપ્રત વાંચી હતી અને તેનાથી મુગ્ધ થયા હતા તેમણે મુંબઈની ઑફીસના મેનેજરને "મોહિની" નું સાહિત્યની દૃષ્ટિએ મૂલ્ય સમજાવ્યું અને ગમે તેમ કરીને તે પુસ્તક પ્રકટ કરવું એવો આગ્રહ કર્યો આથી "મોહિની" નું મુદ્રણકામ બંધ થયું હતું તે પુનઃ શરૂ થયું અને ઈ સ ૧૯૧૫ની સાલમાં એ નવલકથા બહાર પડી

મુંબઈમાં હવે ભોગીન્દ્રરાવનું નામ સારી રીતે જાણીતું થયું હતું તેમનું મિત્રમંડળ પણ દિનપ્રતિદિન વધતું જતું હતું શ્રી રણજીતરામ વાવાભાઈ, શ્રી કનૈયાલાલ મુન્શી શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયા શ્રી કાન્તિલાલ છગનલાલ પંડ્યા શ્રી રવિશંકર રાવળ વિગેરે ગુજરાતના અગ્રગણ્ય વિચારકો અને સાહિત્યસેવકો

તેમજ રા૦ અમૃતલાલ ઠક્કર ( ઠક્કર બાપા ), રા૦ જી. કે. દેવધર, ભગિની સમાજના ઉત્સાહી મંત્રી રા૦ કરસનદાસ જ. ચિતલિયા વિગેરે સમાજસેવકો તેમના મિત્રોમાં અગ્રસ્થાને હતા. નવા મિત્રો કરવાની અને તેમની મૈત્રિ જાળવી રાખવાની કળા તેમણે હસ્તગત કરી હોય તો તેમા અગત્યનો ભાગ ભજવનાર તેમનો સ્નેહભૂખ્યો સ્વભાવ હતો. રવિવારે અથવા જાહેર તહેવારે તેમનું મિત્રમંડળ "વિલસવિલા"માં મળતું અને ગુજરાતની અસ્મિતા પ્રકટાવવા અનેક યોજનાઓ કરતું. શ્રી. રણજીતરામની ગુજરાતી સંસ્કારિતાની ભાવના અને શ્રી. કનૈયાલાલ મુન્શીની અસ્મિતાની યોજનામાં ભોગીન્દ્રરાવ સક્રિય સહાનુભૂતિ દર્શાવતા એટલું જ નહિ પણ પોતાની રીતે એ બન્ને ભાવનાઓનો ગુજરાતી આલમમાં પ્રચાર કરતા. બાળ-સાહિત્ય અને સ્ત્રી-સાહિત્યના એ જાણીતા લેખક હોઇ તેઓ આ ભાવનાપ્રચારનું સત્કાર્ય સહેલાઇથી કરી શકયા.

ભોગીન્દ્રરાવનો સ્નેહાળ તથા સંસ્કારભૂખ્યો સ્વભાવ અનેક પ્રકારના અને વિવિધ સ્વભાવવાળા મિત્રો એકઠા કરી શકયો; અને આ ઘટનામાં જરાયે આશ્ચર્ય જેવુ ન હતું. એમના વ્યક્તિત્વમાં એક પ્રકારનું અંગત આકર્ષણ અથવા અંગત મોહિની—જેને આપણે Personal hypnotism તરીકે સારી રીતે વર્ણવી શકીએ—પ્રધાનપણે હોઈ તેમની સાથે કામ કરનારા અને તેમના પરિચયમાં આવનારા ગૃહસ્થો તેમના તરફ કુદરતી રીતે આકર્ષાતા. એમની સાથે કામ કરનાર એક મિત્ર કહે છે કે સિદ્ધાંતને ખાતર ભોગીન્દ્રરાવ ઘણાની સામે થયા હશે અથવા તો તેમના મિત્રોએ તેમનો ત્યાગ કર્યો હશે પરંતુ જ્યારે આ ગૃહસ્થો ભોગીન્દ્રરાવને પુનઃ મળવાનો પ્રસંગ પ્રાપ્ત કરતા ત્યારે તેઓ તેમનાથી આકર્ષાતા અને આગલો સર્વ વિરોધ ભૂલાતો. તેમના અન્ય ખાસ મિત્ર કહે છે તે પ્રમાણે " તેમની વ્યક્તિમાં જે શ્રેષ્ઠ હતું તે તેમનું હૃદય હતું; તેમનું હૃદય અતિશય સ્નેહયુક્ત અને હુંફાળું હતું...... તેઓનું સ્નેહી મંડળ ઘણું વિશાળ અને

વિવિધ હતુ તેનુ કારણ તેઓનો ગમભાવશીલ સ્વભાવ હતો તેઓ વ્યવહારિક અને શાણા હતા છતા બીજાને પોત નાથી જેટલા ઉપયોગી થઈ શકાય તેટલા થવા હમેશા તત્પર રહેતા એવા સ્નેહમય હૃદયો બીજાનો સ્નેહ સપાદન કરે એમા શુ આશ્ચર્ય ?'

આમ એક બાજુએ પત્નીની ગભીર માદગી અને બીજી બાજુએ જાહેર પ્રવૃત્તિઓથી રોગયના હોવા છતા ભોગીન્દ્રરાવે પોતાનુ લેખન કાર્ય તો અવિરત ચાલુ રાખ્યુ ઇ સ. ૧૯૧૭મા એમણે 'સ્ત્રી–બોધ'-મા "સ્નેહ કે મોહ ?"* નામે એક મૌલિક વાર્તા આપવી શરૂ કરી. આ વાર્તામા પણ એમનો પ્રિય વિષય—લગ્નના કોયડો—એમણે નવીન દૃષ્ટિએ ચર્ચ્યો હતો આદર્શ લગ્ન, સ્નેહ, મોહ, છુટાછેડા વિગેરે પ્રશ્નો એમા જે રીતે ચર્ચવામા આવ્યા છે તે જોતા ભોગીન્દ્રરાવના માનસનો તાદૃશ્ય ચિતાર આપતી એ એક અગત્યની વાર્તા છે એમ ખુશીથી કહી શકાય મૃદુલા" અને "ઉષાકાન્ત"મા લગ્નના જે પ્રશ્નો એમણે છેડ્યા હતા તે તેનો વિશેષ અને સવિસ્તર અભ્યાસ મળવાથી, આ પુસ્તકમા નવીન જ દૃષ્ટિકોણથી રજુ કરવામા આવ્યા છે આજ વર્ષમા શ્રી. મટુભાઇ કાટાવાળાના આગ્રહથી એમણે "સાહિત્ય" માસિકમા "લગ્ન—ધર્મ કે કરાર ?" નામક વાર્તા લખવા માડી (હજુ આ વાર્તા "સાહિત્ય"ની ફાઇલમા જ પડી રહી છે અને પુસ્તકાકારે પ્રકટ થઇ નથી) બાળકોને માટે લખાયેલી ક્ષત્રિય યુગની વાતો "બાલકુમાર" પણ આ વર્ષમા, એટલે ઇ સ ૧૯૧૬મા, બહાર પડી આ વાર્તા એક નવીન જ પ્રકારની કથા છે અને તેનુ વસ્તુ પ્રખ્યાત અગ્રેજી પુસ્તક "The Little Duke" પરથી લેવામા આવ્યુ છે ગુજરાતી શિશુઓએ આ પુસ્તકને સારો આવકાર આપ્યો

* આ વાર્તા ભોગીન્દ્રરાવના અવસાન બાદ "સયાજી વિજય" પરે "લગ્નબધન" એ નામથી ઇ. સ ૧૯૧૮મા પુસ્તકાકારે પ્રકટ કરી

"આસીસ્ટંટ કલેકટર"માં પોતે જે નવીન વિચારો દર્શાવ્યા હતા તેને લીધે ભોગીન્દ્રરાવને પણ ઘણા અભિનંદનપત્રો મળ્યા હતા, પરંતુ ઇ સ ૧૯૧૬મા તેમણે અથવા તેમના મિત્રોએ જેની ભાગ્યે આશા રાખી હશે એવી એક માગણી આવી વાંસદાના નામદાર મહારાજા સાહેબે ભોગીન્દ્રરાવને "આસીસ્ટંટ કલેકટર" વાચ્યા પછી એક પત્ર લખાવ્યો અને વાંસદે આવીને પોતાને મળી જવાનું આમંત્રણ આપ્યું અને પોતાના પ્રાઇવેટ સેક્રેટરીની જગ્યા ભરવાની હતી એ વાતનો નિર્દેશ પણ પત્રમા કરાવ્યો. ભોગીન્દ્રરાવ પહેલી તકે નામદાર મહારાજા સાહેબની મુલાકાતે જઇ આવ્યા અને તેમની ઉદાર માંગણીનો સાભાર અસ્વીકાર કર્યો—આ અસ્વીકાર કરવાનું મુખ્ય કારણ એ કે હવે તેઓ પોતાનું મુંબઈનું કર્તવ્યક્ષેત્ર છોડી જવા ઇચ્છતા નહોતા. એમને ઠેકાણે અન્ય કોઈ હોત તો આવી સુંદર તક પ્રથમ પ્રસંગે જ ઝડપી લીધી હોત, પરંતુ ભોગીન્દ્રરાવ આ પ્રલોભનથી ન આકર્ષાયા તે તેમની કર્તવ્યબુધ્ધિનુ દર્શન કરાવે છે. સમાજસેવા અને કર્તવ્યભાવનાને ખાતર તેમણે આપેલા અનેક આત્મભાગોમા આનાથી એક સુંદર ઉમેરો થાય છે.

હવે આપણે નીહાળવાના રહે છે તેમના જીવનના અંતિમ વર્ષના કાર્યો અને પ્રવૃત્તિઓ. ઈ. સ. ૧૯૧૭નુ વર્ષ તેમનાં ટુંક જીવનમાં અત્યંત અગત્યનું સ્થાન ભોગવે છે—અને તે નહિ કે તેમના અવસાનનું વર્ષ હતુ તેથી, પરંતુ અનેક સફળ પ્રવૃત્તિઓનું એ વર્ષ હતુ તેથી. આ વર્ષમા જ ભોગીન્દ્રરાવની પ્રવૃત્તિઓનો મધ્યાહ્નકાળ હતો તે અસ્તકાળમા પરિવર્તન પામ્યો. અનેક ઉપાધિઓને લીધે તેમનુ શરીર રોગગ્રસ્ત બન્યું હતું: પત્નીની માંદગી, આર્થિક મુંઝવણ, ધમધોકાર લેખનપ્રવૃત્તિ, અવિરત જાહેર પ્રવૃત્તિઓ, વિગેરે અનેક કારણોને લઇને તેમનું પહેલાનું સ્વસ્થ શરીર અસ્વસ્થતાનાં અનેક ચિહ્નો વ્યક્ત કરવા લાગ્યું. મિત્રોને આ અસ્વસ્થતાથી ઘણીય ચિંતા થઇ પરંતુ મિત્રોની ચિંતા ભોગીન્દ્રરાવની વિદ્યુતવેગી પ્રવૃ-

ત્તિઓને ગેરી વાકના માન અસમર્થ નીવડી આ વિષય પર વધુ લખતા પહેલા ઈ સ ૧૯૧૭ની પ્રવૃત્તિઓ નિરખી લઈએ

આ વર્ષની ખાસ નોધવાલાયક બે પ્રવૃત્તિઓમાથી એક પ્રવૃત્તિ ભોગીન્દ્રરાવના જીવનકાર્ય સાથે પ્રથમથી જ સકળાયેલી હતી તે મૂર્ત સ્વરૂપે પ્રકટ થઈ આ બે પ્રવૃત્તિઓ તે તેમનો (૧) ભગિની સમાજ સાથે નિકટનો સબધ અને (૨) તેમની સુદર સાહિત્ય કૃતિ "અજામિલ"નુ મુબઈના "ગુજરાતી" સાપ્તાહિકમા ક્રમશ પ્રકાશન આ બેની વિગતવાર નોધ લીધા વિના તેમના જીવનનો અભ્યાસ અધુરો ગણાય

શ્રી અમૃતલાલ ઠક્કર શ્રી ગોપાળરાવ દેવધર અને શ્રી કરસનદાસ ચીતળીયા જેવા પ્રથમ પક્તિના સમાજ સેવકોએ મહાન્ દેશભક્ત સ્વ ગોપાળ કૃષ્ણ ગોખલેના સ્મારક તરીકે ઈ સ ૧૯૧૬ મા 'ભગિની સમાજ" ની સ્થાપના કરી હતી આ સસ્થાના હેતુ ઓમા મુખ્ય હેતુ 'સ્ત્રી જાતિની ઉન્નતિ થાય એવા પ્રયાસ કરવા અને સ્ત્રી જાતિની ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સસ્થાઓને યથાશકિત સહાયભૂત થવુ" એ હતો તેના સાધનોમા—(૧) પત્રિકામાળા પ્રસિદ્ધ કરી તેનો પ્રચાર કરવો, (૨) વ્યાખ્યાનમાળાની જુદે જુદે સ્થળે ગોઠવણ કરવી, (૩) સ્ત્રી શિક્ષણ વર્ગોને મદદ કરવી અને વધારવા, અને (૪) ભગિનીભાવથી સમાજ સેવા કરવી અને અન્યને તેમ કરવા ઉત્તેજન આપી અનુકૂળતા કરી આપવી—આ ચાર મુખ્યત્વે હતા ભોગીન્દ્રરાવ જેવા સેવાભિલાષી આ સુદર કાર્યક્રમને યથાશક્તિ અપનાવવા ઉદ્યુક્ત બન્યા અને પરિણામે રા ચીતળીયાની પ્રવૃત્તિઓમા યથાશક્તિ સહાય આપવા લાગ્યા રા ચીતળીયાએ તેમની લેખિનીની સેવા પત્રિકામાળા માટે માગી અને ભોગીન્દ્રરાવે તે ખુશીથી અર્પણ કરી સ્ત્રી વર્ગ સેવાના વિશાળ ક્ષેત્રમા કેવી રીતે ભાગ લઈ શકે તેની યોજના બતાવતુ એક રસમય અને નાનુ પુસ્તક ભોગીન્દ્રરાવે તૈયાર કર્યું, અને 'ભગિની સમાજ" મદિર તરફથી એ "સ્ત્રીઓ અને સમાજસેવા" નામે પ્રકટ થયુ. આ નાની પુસ્તિકામાં

સ્ત્રીજીવનનાં અનેક પ્રશ્નો ચર્ચવામા આવ્યા છે. સ્ત્રીઓની સ્વતં-ત્રતા, ગૃહસેવા, ગરીબો પ્રત્યે ફરજ, વિધવાઓની સ્થિતિ, અનાથ અને અપંગોની સેવા, સ્ત્રીઓ અને જાહેર જીવન વિગેરે અનેક ઉપ-યોગી પ્રશ્નો સાદી અને સ્ત્રીઓ સમજી શકે તેવી સરળ ભાષામાં સંવાદરૂપે અથવા વાર્તારૂપે ચર્ચવામાં આવ્યા છે. આ ગ્રંથિકામાં એટલી બધી સન્માર્ગપ્રેરક સુચનાઓ કરવામા આવી હતી કે જેથી શ્રી. કરસનદાસ ચીતળીઆની વિનંતિથી મહાત્મા ગાંધીજીએ એ વાંચી જઈ એની પ્રસ્તાવના લખવાનું કામ ખુશીથી સ્વીકાર્યું. ગાંધીજી જેવા સમાજ અને જીવનનાં મહાન્ અભ્યાસી અને કાર્યકર્તાની કલમથી પ્રસ્તાવના પામવાનુ સદ્ભાગ્ય કંઈ ન્હાનુંસુનું ન કહેવાય. અને આ સ્થળે એ ધ્યાનમાં રાખવાનું છે કે ગાંધીજી પુસ્તકો માટે ઉપોદ્ઘાત ભાગ્યે જ લખે છે. " સ્ત્રીઓ અને સમાજસેવા "ના વાંચન પછી ગાંધીજી આ પ્રમાણે લખવા પ્રેરાયાઃ—

> " સુંદર અને સરળ ભાષામાં અને ટુંકાણમા ભાઈ ભોગીન્દ્ર-રાવ દીવેટીઆએ સ્ત્રીઓને લગતા ઘણા વિષયોને ચર્ચ્યા છે. પોતાના વિચારો આગ્રહપણે મૂકવાને બદલે તે સૂચના રૂપે જ મૂકયા છે એ ભાઈ દિવેટીઆના લખાણુની મને મુખ્ય ખુબી જણાઈ છે. સ્ત્રી વર્ગને, વળી પુરૂષ વર્ગને પણ, સામાન્ય દૃષ્ટિએ વાંચવાનાં પુસ્તકમાં આગ્રહ અંતરાય પાડે છે—અને તેમાંથી ભાઈ દીવેટીઆ બચી ગયા છે......ભાઈ દીવેટીઆએ રસીલી રીતે પોતાના વિષયો વાંચકવર્ગ પાસે મૂકયા છે એથી તેમના લેખો બહુ વંચાશે એવી આશા બાંધી શકાય છે. "

આ નાનકડા પુસ્તકમાં સ્ત્રીજીવન વિષયક એટલા બધા વિષયો સમાવ્યા હોવા છતાંય ભાષામાં જે સરળતા અને સાદાઈ જેવામાં આવે છે તે ભોગીન્દ્રરાવની લેખનશૈલીના એક સુંદર નમુના રૂપ છે. તેમણે પોતાની નવલકથાઓમાં સ્ત્રીની ઉન્નતિ માટે જે છૂટા છવા

વિચારો મૂકયા હતા તેના સર્વભારસંગ્રહ રૂપે આ પુસ્તિકા લખી છે સ્ત્રીઓની ઉન્નતિ માટે જીવન ગાળનાર એક સમાજસેવકના માનમની સૂચિ રૂપ આ પુસ્તક દર્શાવી આપે છે કે લેખકનું જીવન વધારે લબાયુ હોત તો તેઓ સ્ત્રીઓની આના કરતાંય મોટી કોટીની સેવા કરી શકતે

ઇ સ ૧૯૧૭ મા ભોગીન્દ્રરાવની પ્રકૃતિ લથડવા માડી તે અનેક કારણોને લીધે હતુ એ આપણે જોયુ પરતુ આ અસ્વસ્થ પ્રકૃતિને ન ગણકારતા તેમણે પોતાની સાહિત્યપ્રવૃત્તિઓ પૂરજોશમા વહેતી રાખી હતી આ વર્ષનું સાગમા મારુ લેખનકાર્ય તે "અજામિલ અથવા ગરીબનુ નસીબ ગરીબ" ભોગીન્દ્રરાવની અનુવાદશક્તિ આ પ્રયત્નમા એટલી સફળતા પ્રાપ્ત કરી શકી છે કે 'અજામિલ"ના ઘણા ખરા વાચકો તેને મૌલિક પુસ્તક જ માની લે છે પ્રખ્યાત ફ્રેન્ચ લેખક વિકટર હ્યુગોની અમર નવલકથા ' Les Miserables" પરથી આ વાર્તાનું સયોજન થયુ છે સયોજનકળામા પણ સર્જનશક્તિની આવશ્યકતા છે એ આ વાર્તા બતાવી આપે છે, કારણ કે "અજામિલ" અને "Les Miserables"ની વસ્તુ એક છે પણ તેનો વિકાસ ભોગીન્દ્રરાવે આપણા સસારને યથોચિત રીતે કર્યો છે આ પુસ્તકને અનુવાદ કહેવા કરતા સયોજન કહેવુ વધારે યોગ્ય લેખાશે એમા સયોજકની જે કુશળતા દેખાય છે તે સયોજકના સર્જક માનમની નિશાની રૂપે છે આ વાર્તા મુબઈના પ્રસિદ્ધ સાપ્તાહિક પત્ર "ગુજરાતી ' મા ભોગીન્દ્રરાવે તા ૨૧ મી જાન્યુઆરી ૧૯૧૭ થી શરૂ કરી અને તેમના અવસાનના બીજે અઠવાડીયે, ૭૬ પ્રકરણો છપાયા પછી, તા ૨ જી ડીસેબર ૧૯૧૭ ના અકમા અપૂર્ણ રહી બધ પડી આ વાર્તાના આકર્ષક તત્વોનુ અવલોકન હવે પછીના પાનાઓમા કરવાનુ હોવાથી એના ગુણદોષ વિષે અત્રે વધુ લખવુ અસ્થાને લેખાય. પોતાની માદગી છતા નિયમિત—દર અઠવાડીએ—આવી ઉચ્ચ કોટિની વાર્તાનુ લખાણ ચાલુ રાખવુ એ ભોગીન્દ્રરાવ જેવા સમર્થ લેખક જ કરી શકે અને

તે પણ આ એકજ પુસ્તકમાં તેમની આ વર્ષની લેખનપ્રવૃત્તિ સમાઇ જતી નથી એ વાત ધ્યાનમા રાખીએ તો આપણને તેમની લેખિની કેટલી પ્રચુર ( prolific ) હતી તેનો યોગ્ય ખ્યાલ આવશે. મંદવાડમાં પણ આવું સારૂં પુસ્તક લખી શકયા એ લેખકની પ્રતિભાને યશ આપવા બસ છે.

દીપક હોલવાઇ જાય તે પહેલા તે પૂર્ણ જ્યોતિથી ઝબકી ઉઠે છેઃ જીવનપ્રભા પણ વિલીન થતાં પહેલાં સંપૂર્ણ કળાથી ઝગમગી રહે છે. ૧૯૧૭ના વર્ષમાં ભોગીન્દ્રરાવે જે પ્રવૃત્તિઓ આદરી —અને દુર્ભાગ્યે ઘણી ખરી અધુરી જ રહી—તે હજીય આપણા રંક સાહિત્યના એક પ્રચુરતમ લેખકની પ્રબળ શકિતની સાક્ષી રૂપે છે. " અજામિલ " " ગુજરાતી " માં ક્રમશઃ પ્રકટી રહી હતી તે અરસામાં " સમાલોચક " ના પાનાઓમા યુવાનોના જીવન અને માનસનુ સુદર દિગ્દર્શન આપતી નવીન પ્રકારની વાર્તા " કૉલેજીયન " શરૂ થઇ ચૂકી હતી. આપણે આગળ ચોથા પ્રકરણમાં જોયુ કે ભોગીન્દ્રરાવને યુવાનો પ્રત્યે કૈંક વિશિષ્ટ પ્રકારની લાગણી હતી. આ લાગણીઓ અને આ ભાવનાઓ તેમણે " કૉલેજીયન " મા રજુ કરી. પરંતુ ગુજરાતનું નસીબ ગરીબ તે ગરીબ. આવી સરસ વાર્તા પણ અપુર્ણ જ રહેવા સરજાઇ હશે.

મુંબઈના દૈનિક પત્રો સાથે તો એમનો સંબંધ હવે દૃઢ થઈ ચૂકયો હતો. " કૈસરે હિંદ ", " મુંબઈ સમાચાર ", " પ્રજામિત્ર અને પારસી " વિગેરેની કટારોમાં ભોગીન્દ્રરાવ અનેક વિષયો પર લેખો લખતા અને ચર્ચા કરતા. પોતાની માંદગી છતાંય તેમણે "પ્રજામિત્ર અને પારસી " માં દર અઠવાડીયે " હિંદુ ચર્ચા " ના શીર્ષક હેઠળ અગત્યના પ્રશ્નો પર નોંધ લખવાનું સ્વીકાર્યું હતું. આ નાની સરખી નોંધો માત્ર હિંદુ જીવનને સ્પર્શી અટકતી નહોતી તે સમયનાં અનેક જ્વલંત પ્રશ્નોની એમાં માર્મિક ચર્ચા આવતી. આ બધી

નોંધો ભોગીન્દ્રરાવના માનસની એક નવીન બાજુ દર્શાવે છે. ગુજરાત એમને નવલકથાકાર અને સમાજસેવક તરીકે જ પિછાણે છે. આ બધી નોંધોનો વિગતવાર અભ્યાસ કરનાર તરતજ કહી શકશે કે ભોગીન્દ્રરાવમા એક સમર્થ પત્રકારના સર્વ લક્ષણો હતા. આ સર્વ નોંધોનો સંગ્રહ કર્યો હોય તો ગુજરાતને એક સારું નિબંધિકાનું પુસ્તક મળી રહે. આવી નોંધો તત્સમયના અગત્યનાં પ્રશ્નોની માર્મિક સમીક્ષા કરી અટકી જતી નહોતી પરંતુ આ પ્રશ્નોના યોગ્ય નિકાલ માટે માર્ગસૂચન કરતી. આ નોંધોની ઝાખી કરવા પૂરતો આપણે "પ્રજામિત્ર—પારસી ' નો એક અંક તપાસીશુ તો માલમ પડશે કે એક જ અઠવાડીયામા તેઓ કેવા કેવા પ્રશ્નો પર નોંધ લખતા. તા. ૧૨મી ઑગસ્ટ ૧૯૧૭ના અંકમા નીચેના આઠ વિષયો પર લાક્ષણિક ચર્ચા કરવામા આવી છેઃ—

(૧) હોમરૂલની મીટીંગ અને વિદ્યાર્થીઓ.
(૨) ઘરેણાની ઘેલછા.
(૩) દારૂની દુકાનો અને વિદ્યાર્થીઓનાં રહેઠાણ.
(૪) ધારાસભા અને સ્થાનિક સ્વરાજ્ય કૉન્ફરન્સ.
(૫) માતૃભાષા દ્વારા શિક્ષણ.
(૬) હિંદુ અનાથાશ્રમો.
(૭) ગુજરાત કેળવણી પરિષદ્.
(૮) અફીણની બાળાગોળી.

આ નોંધો ઉપરાંત તેમણે "પ્રજામિત્ર—પારસી" માં એક નવી વાતો આપવી શરૂ કરી હતી. આ વાતો તે "લલિતકુમાર, આઇ. એમ. એસ." આ કથા હિંદી વૈદકીય વિભાગમાં જોડાયેલા એક ગુજરાતી યુવકના જીવનને નવી દષ્ટિએ ચર્ચે છેઃ એ દર અઠવાડીએ પ્રસિદ્ધ થતી અને લગભગ એંસી પ્રકરણ પ્રકટ થયા બાદ લેખકના અવસાનથી તે અધુરી રહી.

આમ " અજામિલ ", " કૉલેજીયન " અને " લલિતકુમાર " એ ત્રણ નવલકથાઓ જુદા જુદા સામયિકોમાં પ્રકટી રહી હતી ત્યારે સ્ત્રી–જીવનને ચર્ચતી એક સુંદર નવલકથા " સ્ત્રી બોધ " પત્રમાં પણ ભોગીન્દ્રરાવે લખવા માંડી હતી. આ વાર્તા તે " જ્યોત્સ્ના ". ઇશ્વરકૃપાએ આ વાર્તા તેઓ પૂરી કરી શકયા.

આ ચાર નવલકથાઓ ઉપરાંત આ વર્ષમાં બીજા બે પુસ્તકો પ્રકટ થયા તે (૧) " સોલીસીટર " અને (૨) " બાલવાડી ". "સોલીસીટર " એક નાની પણ રસમય વાર્તા છે અને " સયાજીવિજય " ની ભેટ તરીકે પ્રકટી. જાહેરજીવનના અનેક પ્રશ્નો તેમાં છણવામાં આવ્યા છે. કલાવિધાનની દૃષ્ટિએ આ વાર્તા ભોગીન્દ્રરાવની વાર્તાઓમા ઉચ્ચ સ્થાન ભોગવશે. " બાલવાડી " એ તેમનું છેલ્લામાં છેલ્લુ બાલપુસ્તક તેમના મૃત્યુના એક જ મહિના પૂર્વે પ્રકટ થયું. આ પુસ્તક પ્રો. ગજ્જરની સૂચનાથી "Garden of Childhood" નામક અંગ્રેજી બાળસાહિત્યના એક પુસ્તક પરથી લખાયુ હતું. આ પુસ્તકની પ્રસ્તાવનાના નીચેના વાક્યો એના પ્રકાશન પર આવશ્યક પ્રકાશ નાખે છે —

> " સેવાસદનની પ્રાતઃસ્મરણીય ત્રિમૂર્તિ મલબારી, દયારામ અને પ્રો૦ ગજ્જર સાથે આ બહુ ઉપયોગી સંસ્થામાં કામ કરતા બાલસાહિત્યની વાત થઇ. શ્રીમતી જમનાબ્હેન, પ્રો૦ ગજ્જરના પત્ની સૌ. કાશીબ્હેન અને બીજા બ્હેનો સાથે " Garden of Childhood " નું પુસ્તક વાંચ્યું: બધાને ગમ્યું અને એ ત્રિમૂર્તિએ એનો ગુજરાતી અનુવાદ કરવા કહ્યું. .........પરમ સદ્‌ગત રણજીતરામે આ પુસ્તક અનેકવાર વાંચ્યું હતું ને પ્રસિદ્ધ કરવા આગ્રહ કરતા. નાનાલાલ કવિ અને અંજારિયા આ પુસ્તકની વાટય જોતા હતા......"

આ પુસ્તક એ પોતાનું છેવટનું બાલસાહિત્યનું પુસ્તક નિવ-

કરી એવો સ્વપ્નેય ખ્યાલ ન રાખનાર આશાવાદી લેખક બાલ-સાહિત્યની વધારે સેવા કરવા નીચેના શબ્દોમાં વચન આપે છે —

'પરમાત્માની કૃપાએ આપણા ભવિષ્યના ખીલતા પુષ્પો પ્રત્યે આપણે કર્તવ્ય શીખ્યા છીએ. ક્યાં છે ગુજરાતના વિદ્વાનો જેઓ બાળકોના મનનો, વૃત્તિનો, આપણા આર્ય-સંસ્કારનો વિચાર કરે અને દેશકાળને રુચિકર, ઉન્નત પથે લઈ જનાર બાળ સાહિત્ય ઉત્પન્ન કરે? એકાદ બેથી આ ભગીરથ પ્રયત્ન સફળ થાય એમ નથી. ગુજરાતના પ્રિય ભાઈઓ! હું તો પલ્લો વાળું. તમારા પ્રેમભાવથી પરમાત્મા શરીરબળ અને મનોબળ આપશે ને જીવન નભાવશે તો તમારા કુટુંબના બાળકોના સાહિત્યના કોડ પૂરા પાડવા લેખક વચન આપે છે.'

ગુર્જર બાળકોનું કેવું કમભાગ્ય? આ વચન આપ્યા બાદ ફક્ત એકજ મહિનાના અલ્પ સમયમાં વચન આપનારે સંસારલીલા સમેટી સુરગંગાને પેલે પાર જવા પ્રયાણ કર્યું.

ગુજરાતી પત્રકારિત્વમાં નવી દિશા ખોલતું સ્વ૦ હાજીમહમ્મદ અલારખીયા શિવજીનું માસિક "વીસમી સદી" આ સમયે અનેક સરદારી લેખકોને આકર્ષી રહ્યું હતું. જુના માસિકો પોતાની પુરાણી પ્રણાલિકાઓને ચીલે પ્રયાણ કરી રહ્યા હતા ત્યારે "વીસમી સદી" એ નવયુગના સંદેશવાહક લેખકોની અને કવિઓની સહાયતા મેળવી પત્રકારિત્વમાં નવચેતન પૂર્યા. શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી નૃસિંહ વિભાકર, શ્રી રણજીતરામ વાવાભાઈ, શ્રી ચંદ્રશંકર પંડ્યા, શ્રી ન્હાનાલાલ કવિ, શ્રી અરદેશર ખબરદાર પ્રભૃતિ લેખકો અને કવિઓ "વીસમી સદી" ને પોતાની કૃતિઓથી દીપાવતા. પોતાનું સમગ્ર મિત્રમંડળ આ નવા માસિકમાં લખે ત્યારે ભોગીન્દ્રરાવ જેવા ઉત્સાહિ સાહિત્યકાર પણ આ કાર્યમાં સહકાર આપવા તૈયાર થાય

તેમાં શું આશ્ચર્ય ? તેમની ટુંકી વાર્તાઓ "વીસમી સદી" માં અવારનવાર આવતી હતી.

આમ અનેકવિધ સાહિત્ય પ્રવૃત્તિઓ અવનવીન સ્વરૂપે પ્રકટી રહી હતી ત્યારે ઈ. સ. ૧૯૧૭ના એપ્રિલ મહિનામાં ભોગીન્દ્રરાવની તબીયત મિત્રમંડળ અને સ્નેહીવર્ગમાં ચિંતાનું કારણ બની રહી હતી. તેમના મિત્ર મિ૦ કાબરાજીના આમંત્રણને માન આપી તેઓ વૅકેશનમાં હવાફેર કરવા માટે બીલ્લીમોરા ગયા. અહીં મિ૦ કાબરાજી કલેક્ટર હતા. કાબરાજી કુટુંબ સાથેનો ભોગીન્દ્રરાવનો સંબંધ કેવો ગાઢ હતો તે આપણે જોયું છે. આ સંબંધ ઉત્તરોત્તર દૃઢ થતો હતો. પુતળીબાઈ અને તેમના વિદ્વાન પતિએ ભોગીન્દ્રરાવની સારી માવજત કરી અને તેમની તબીયત કંઈક સુધરી. ડૉક્ટરોએ તો તેમને કંઈ પણ પ્રવૃત્તિ કરવા માટે સ્પષ્ટ ના કહી હતી પરંતુ ભોગીન્દ્રરાવ જેવા ઉદ્યમશીલ માણસથી માંદગીને બિછાને પણ પ્રવૃત્તિહીન કેમ રહેવાય ! તેમણે તો યાહોમ કરીને ઝંપલાવ્યેજ રાખ્યું--પરિણામની જરાયે પરવા કર્યા સિવાય. અને આ યાહોમ કરવાની વૃત્તિ તેમના અનેક અંગત મિત્રોને પસંદ નહોતી પરંતુ જે વૃત્તિ ભોગીન્દ્રરાવના સ્વભાવની એક પ્રધાનવૃત્તિ હતી તે કેમ જઈ શકે ? જીવન કે મૃત્યુનો વિચાર પણ એમને ભાગ્યે આવતો ત્યાં તેઓ પોતાનો કર્તવ્યપ્રદેશ કેમ ત્યાગી શકે ? બીલ્લીમોરાથી તેઓ પોતાના સ્નેહી રા૦ રંગીલદાસ કાપડીઆને ત્યાં ગણદેવી હવાફેર ગયા. ત્યાં પણ તેમની કર્તવ્યભાવના કેટલી જાગ્રત હતી તે તેમના અને શ્રી૦ અમૃતલાલ વિ. ઠક્કર વચ્ચે ચાલેલા પત્રવ્યવહારમાંથી બરાબર માલમ પડી આવે છે. આ આખોય પત્રવ્યવહાર ભોગીન્દ્રરાવના જીવન પર જે પ્રકાશ નાખે છે તે દૃષ્ટિએ તે એમની આ જીવનરેખામાં અગત્યનું સ્થાન પ્રાપ્ત કરે એવો છે. શ્રી૦ અમૃતલાલ ઠક્કર જેવા પ્રથમ પંક્તિના કાર્યકર્તા એ પત્રવ્યવહાર પર જે હૃદયસ્પર્શી નોંધ આપે છે તે પ્રથમ વાંચવાથી પત્રનું યોગ્ય મૂલ્ય સમજાશેઃ—

ડશે એવો સ્વપ્ને ખ્યાલ ન રાખનાર આશાવાદી લેખક બાલ સાહિત્યની વધારે સેવા કરવા નીચેના શબ્દોમાં વચન આપે છે —

'પરમાત્માની કૃપાએ આપણા ભવિષ્યના ખીલતા પુષ્પો પ્રત્યે આપણે કર્તવ્ય શીખ્યા છીએ. ક્યાં છે ગુજરાતના વિદ્વાનો જેઓ બાળકોના મનનો, વૃત્તિનો, આપણા આર્ય-સંસ્કારનો વિચાર કરે અને દેશકાળને રુચિકર, ઉન્નત પથે લઈ જનાર બાલ સાહિત્ય ઉત્પન્ન કરે? એકાદ મેથી આ ભગીરથ પ્રયત્ન સફળ થાય એમ નથી. ગુજરાતના પ્રિય ભાઈઓ! હું તુ મહેનો વાળું? તમારા પ્રેમભાવથી પરમાત્મા શરીરબળ અને મનોબળ આપશે ને જીવન લંબાવશે તો તમારા કુટુંબના બાળકોના સાહિત્યના કોડ પૂરા પાડવા લેખક વચન આપે છે.'

ગુર્જર બાળકોનું કેવું કમભાગ્ય! આ વચન આપ્યા બાદ ફક્ત એકજ મહિનાના અલ્પ સમયમાં વચન આપનારે સંસારલીલા સમેટી સુરગંગાને પેલે પાર જવા પ્રયાણ કર્યું.

ગુજરાતી પત્રકારિત્વમાં નવી દિશા ખોલતું સ્વ૦ હાજીમહમ્મદ અલારખીયા શિવજીનું માસિક 'વીસમી સદી" આ સમયે અનેક સંસ્કારી લેખકોને આકર્ષી રહ્યું હતું. જુના માસિકો પોતાની પુરાણી પ્રણાલિકાઓને ચીલે પ્રયાણ કરી રહ્યા હતા ત્યારે "વીસમી સદી" એ નવયુગના સંદેશવાહક લેખકોની અને કવિઓની સહાયતા મેળવી પત્રકારિત્વમાં નવચેતન પૂર્યા. શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી નૃસિંહ વિભાકર, શ્રી રણજીતરામ વાવાભાઈ, શ્રી ચંદ્રશંકર પંડ્યા, શ્રી ન્હાનાલાલ કવિ, શ્રી અરદેશર ખબરદાર પ્રભૃતિ લેખકો અને કવિઓ "વીસમી સદી" ને પોતાની કૃતિઓથી દીપાવતા. પોતાનું સમગ્ર મિત્રમંડળ આ નવા માસિકમાં લખે ત્યારે ભોગીન્દ્રરાવ જેવા ઉત્સાહિ સાહિત્યકાર પણ આ કાર્યમાં સહકાર આપવા તૈયાર થાય

તેમા શું આશ્ચર્ય ? તેમની ટુકી વાર્તાઓ "વીસમી સદી" મા અવારનવાર આવતી હતી.

આમ અનેકવિધ સાહિત્ય પ્રવૃત્તિઓ અવનવીન સ્વરૂપે પ્રકટી રહી હતી ત્યારે ઈ. સ ૧૯૧૭ના એપ્રિલ મહિનામા ભોગીન્દ્રરાવની તબીયત મિત્રમડળ અને સ્નેહીવર્ગમા ચિંતાનુ કારણ બની રહી હતી. તેમના મિત્ર મિ૦ કામરાજીના આમંત્રણને માન આપી તેઓ વૅકેશનમા હવાફેર કરવા માટે બીજાપુર ગયા અહી મિ૦ કામરાજી કલેક્ટર હતા. કામરાજી કુટુંબ સાથેનો ભોગીન્દ્રરાવનો સમ્બધ કેવો સારો હતો તે આપણે જોયુ છે આ સંબધ ઉત્તરોત્તર દૃઢ થતો હતો. પુતળીબાઈ અને તેમના વિદ્વાન પતિએ ભોગીન્દ્રરાવની સારી માવજત કરી અને તેમની તબીયત કૈંક સુધરી. ડૉકટરોએ તો તેમને કંઈ પણ પ્રવૃત્તિ કરવા માટે સ્પષ્ટ ના કહી હતી પરંતુ ભોગીન્દ્રરાવ જેવા ઉદ્યમશીલ માણસથી માદગીને બિછાને પણ પ્રવૃતિહીન કેમ રહેવાય ? તેમણે તો યાહોમ કરીને ઝપલાવ્યેજ રાખ્યુ--પરિણામની જગાયે પરવા કર્યા સિવાય. અને આ યાહોમ કરવાની વૃત્તિ તેમના અનેક અંગત મિત્રોને પસંદ નહોતી પરતુ જે વૃત્તિ ભોગીન્દ્રરાવના સ્વભાવની એક પ્રધાનવૃત્તિ હતી તે કેમ જઈ શકે ? જીવન કે મૃત્યુનો વિચાર પણ એમને ભાગ્યે આવતો ત્યા તેઓ પોતાનો કર્તવ્યપ્રદેશ કેમ ત્યાગી શકે ? બીજાપુરથી તેઓ પોતાના સ્નેહી રા૦ રંગીલદાસ કાપડીયાને ત્યા ગણદેવી હવાફેર ગયા ત્યા પણ તેમની કર્તવ્યભાવના કેટલી જાગ્રત હતી તે તેમના અને શ્રી૦ અમતલાલ વિ ઠક્કર વચ્ચે ચાલેલા પત્રવ્યવહારમાથી સગામર માલમ પડી આવે છે. આ આખોય પત્રવ્યવહાર ભોગીન્દ્રરાવના જીવન પર જે પ્રકાશ નાખે છે તે દષ્ટિએ તે એમની આ જીવનરેખામા અગત્યનું સ્થાન પ્રાપ્ત કરે એવો છે. શ્રી૦ અમૃતલાલ ઠક્કર જેવા પ્રથમ પંક્તિના કાર્યકર્તા એ પત્રવ્યવહાર પર જે હૃદયસ્પર્શી નોધ આપે છે તે પ્રથમ વાચવાથી પત્રનું યોગ્ય મૂલ્ય સમજાશે —

" જે શકિતના ઉપર આ પત્ર લખાયો છે તેને ભાઇ ભોગીન્દ્રરાવની ખરી ઓળખાણ તેમની 'મોહિની' નવલકથા વાંચ્યા પછીજ થઈ. મુંબઇ શહેરનાં ગરીબોનાં જીવનનો તેમાં અદ્ભુત ચિતાર મને દેખાયો. ખાસ કરીને કામાટીપુરાની અનેક નાની નાની ગલીઓમાં તથા કીડીઆરાની માફક ચાલીમાં રહેતી દરિદ્ર પણ મહેનતુ ઘાટી કોમનાં જીવનનો, તથા પલાંઠી મારીને પોતાની ગાદી પર બેઠેલા તથા દારૂનાં પીપની ચળકતી ચકલી ખોલીને દારુ વેચનાર પારસી દુકાનદારનાં ચિત્રોએ મારા મગજ ઉપર ન ભૂંસાય તેવી છાપ પાડી. આ પુસ્તકના વાચનથી મને લાગ્યું કે લેખક સમાજસેવાનાં અને ગરીબોનાં દુઃખ તથા અજ્ઞાન ટાળવાના અદ્વૈત ભાવનાના મોટા હિમાયતી છે. મારે વીરમગામ તાલુકામા રામપુરા ગામે કંઇ સાર્વજનિક કામે જવું થતા, અને તે વખતે કાલાં-કપાસની મોસમ હોવાથી મારા જેવા કૃત્રિમ જીવનથી ટેવાઈ ગયેલાં શહેરી માણસને આ નાના ગામની પ્રવૃત્તિઓ ઘણી રસવાળી લાગી. તે પ્રવૃત્તિઓના ચિતારનો એક કાગળ ભાઈ ભોગીન્દ્રરાવને મે લખી કાઢયો; તેના ઉત્તરમાં આ પત્ર લખાયો છે. ગણદેવીમાં તેમના મિત્ર રંગીલદાસ કાપડીઆને ઘેર ભાઇ ભોગીન્દ્રરાવ ખાટલાવશ પડયા હતા તે જ સ્થિતિમાં આ પત્ર તેમણે લખ્યો હતો. તેમાં ભરેલા અનેક ઉમદા વિચારોથી આ પત્ર મેં પ્રાણની માફક સાચવી રાખ્યો હતો અને ગયા નવેંબરની આખરે તેમનું અવસાન થતાં આ પત્ર તેમના આંતર્જીવનનો પ્રકાશક છે એમ ધારી પ્રકટ કરવાની હિંમત કરી છે. સદ્ગત પત્ર જેવો હતો તેવો ને તેવો છાપ્યો છેઃ તેમાં કશો ફેરફાર કર્યો નથી. "*

* "નવજીવન અને સત્ય", ડીસેમ્બર ૧૯૧૭ના અંકમાથી પ્રકાશિત.

આપણે પણ એ પત્ર—"આંતરજીવનનો પ્રકાશક" પત્ર—"જેવો હતો તેવો ને તેવો" પ્રકટ કરીશું.

ગણદેવી, તા. ૨૮-૫-૧૯૧૭

સ્નેહી ભાઇ અમૃતલાલભાઈ,

જેને જેની લગની લાગી હોય તેને તે વસ્તુ મળતા, તન, મન, કે અર્થથી અશક્ત હોય તો પણ, એકદમ જાગૃત થાય તેમ તમારા પત્રે મારી સ્થિતિ કરી હતી. પંદરમી એપ્રિલ પછી મારી તબીયત અતિશય લથડની ચાલી હતી; તે લગભગ ખાટલાવશ જ. હુ દક્ષિણમાં બીજાપુર, કૃષ્ણા–ગોદાવરી સ્નાન કરી, રા. રંગીલદાસ કાપડીઆ અને મી. મનુભાઈ દેશાઇનુ આતિથ્ય લેવા સહકુટુંબ અહિં આવ્યો છુ.

પરમ દિવસે, એટલે બુધવારે, મુબઇ જઇશ. કાઇ પણ કામ કરવું નહિ એવો ડૉકટરોનો, સ્નેહીઓનો, હુકમ છે; પણ તમારો પત્ર વાચતાંજ કાઇ કાંઇ થયું. બીજાપુરમા મી. કાબરાજી કલેકટરની મદદથી જેલ કેદીઓ, ગરીબોના દુઃખ, સ્વરાજ્ય (સ્થાનિક) નુ તંત્ર જોયુ. જેટલે દરજજે મળ્યું છે, ત્યા નથી અભ્યાસ, નથી સત્તાધારીને વિવેકસર કહેવાની હિંમત, નથી વ્યક્તિત્વ અને નથી સ્વરાજ્ય માટે દાઝ. મારા પાડોશી, મારા બંધુ, હજી ગંદા, અજ્ઞાન, દુઃખી છે—પરમાત્માએ મને એમને અનુકૂળતા કરી આપવા સ્થિતિ આપી છે પણ કર્તવ્યપરાયણતા નથી. આનું પરિણામ તો એજ છે કે સ્વરાજ્ય માટેના નાલાયકનો ( unfit ) નો ઇલ્કાબ જેને આપવો છે તેને આપણે મદદ કરીએ છીએ.

જેલ વિગેરેનો વળી જુદો અનુભવ થયો બીજાપુરની જેલમાં છ મહિનાથી જન્મભરની ટીપવાળી સ્ત્રીઓને રહેવા તમો અને રા. ચિતલીયા રહો છો એવડા એ રૂમ છે. સદા બંધ રહે છે. આવ્યા ત્યારે નાહ્યા હતા ને જઇશું ત્યારે નાહીશું એ ન્યાયે બાઇઓ છુટશે ત્યારે શબવત્ જ બહાર નીકળશે. નથી કોઇ એમનામાં સંસ્કાર રેડનાર—

સિવાય કે મીશનરીઓ એક માઇને સાત વર્ષની ટીપ છે હજી હમણાજ આવી છે, એને એક છોકરો છે, જે આજકાલ બે વર્ષનો પૂરો થઈ ગયો નિયમ પ્રમાણે એને જેલમા ન રાખી શકાય માઇના નાતીના અને સગા, આપણી હિંદુસમાજ, એનો તિરસ્કાર કરે છે પણ મીશનરીઓ લેવા ફાંફા મારે છે સત્તાધારી સદ્ભાગ્યે હિંદુસમાજને બાળક સોપવા માગે. પણ આપણામા પ્રભુજ ક્યા છે?

ગમપુરા—વિરમગામનો મને પૂરો અનુભવ છે એમાંદ મહિનો નહિ પણ પાચ છ વર્ષ રહ્યો છુ કપાસ ઠાલા, એને ફાલવા લઇ જવા માટે ડેલાઓમા થતી સાગમારી વેપારી અને ફેક્ટરીવાળાની થોડુ આપી વધારે કામ કરાવવાની ટેવ અને પૈસાને માટે ગરીબ બાપડા ધાતા ભૂખ્યા બાળક વૃદ્ધ માબાપ અને પોતાનીજ શારીરિક અશક્તિ તરફ બેદરકાર રહેતા મે જોયા છે ફેક્ટરીમા કાયદો તૂટયો કહેવાય નહિ ન માટે Family System કેમ નાખે છે તે કાઇક સમજ્યો છુ દિવાળીના મેવા અને વિરમગામની નાની ગોદડીઓ—રજાઇઓ—મગાતા તપાસરાનો કોણ શ્રમ લે છે? ઑફીસર મંડળ પણ પૈસાને લોભે પોતાના ખાનગી સરકારી નોકરો પાસે ગમે તેમ ફુરસદ કઢાવી, આખી રાત કાલા ફોલાવી, કામ કરનારને કાઇ ન આપી, ઘરમા પૈસા નાખે છે એ મે આ સગી આખે જોયુ છે વિલાયતી પેઢીઓની માફક આપણી પેઢીઓ કામ કરતા ક્યારે શીખશે? તમને એમ નથી થતુ કે યુદ્ધને લીધે કપાસના ભાર આવે છે એટલે લોકની વૃત્તિ કપાસના વાવેતર તરફ ગઇ છે? પણ એ કરતા આયનીરીક રીતે અન્ન, શેરડી વિગેરેનુ વાવેતર થવુ જોઇએ આ ગામડાના જીવનમા કુદરતી હવા પાણી, મુબઈ જેવા શહેરના રોગી વાતાવરણનો અભાવ, ન હોત તો બીચારા લોકનુ શુ થાત? ફેક્ટરીના સાહેબોમા, મોટા ટીલા તાણી ફરનાર, દરેક મંદિરે ભટકનાર, સમાયક કરનાર વ્યાપારીમા હૃદ પ્રાણી, મનુષ્યપ્રેમ કે પ્રભુ પ્રેમજ જોતો નથી ટૉલ્સ્ટૉય ક્યાથી લાવવો?

કાલાં ફેલવાનો અનુભવ છે. તમારા મોસાળ ધોલેરામાં માસિક-રૂા. ૧૫) પંદરમાં મે ત્રણ વર્ષ નોકરી કરી છે. તમારા આ ભોગીન્દ્રે રૂા. ૧૫) માં એ અરણ્યજીવન ભોગવી, ત્યાં તે વખતે બંદર અને કસ્ટમહાઉસમાં કામ કરી, ફુરસદની વેળા બી. એ. નો અભ્યાસ કરી, ગામનાં છોકરાઓને સંસ્કૃત, વ્યાખ્યાનો, લાયબ્રેરી વિગેરેનો લાભ આપ્યો છે. અને હજીય સંભારે છે. મામદ ડુંગર, હીરજીભાઇ, ત્રિભોવનદાસ, નાગરદાસ વિગેરે અનેક શેઠીયાઓ આ પંદર રૂપીયાના કારકુન તરફ સદ્દભાવ રાખતા હતા. એજ તમારા ધોલેરામાં ચાર વાગે, ખોજાઓ ખાતામાં જતા તે વખતે, મીસીસ દ્રીવેદીઆ ઉઠી, એજ કાલાં સળગાવી, ધોલેરાના બકરી–ગાયનાં દૂધનો ચહા પાઇ જાગૃત કરતાં, ને છાણા અડાયાં ઉપર રોટલી શેકતાં. વીરડામાં વાટકે વાટકે પાણી મળતું અને સ્વામીનારાયણનું મંદિર, રાહા તળાવ કે ભીમ તળાવનાં ગરાસીઆની દંતકથા સાંભળી, જીવન નભાવતાં. બંદર ઉપર નાળીએર છોલવામાં અસ્પૃશ્ય વર્ગની ભાવના નથી રહેતી એ જોઈ છે. પરંતુ તંદુરસ્તી, અજ્ઞાન ટાળનાર નથી. મુંબઇની સભાઓ ગજવનારામાં, પત્રોમાં જોમ બતાવનારાઓમાં, શ્રી. અમૃતલાલ પઢિયાર કે ભોગીન્દ્રરાવનાં હૃદય, ભૂતદયા, મનુષ્ય પ્રેમ નથી. આ લોકો મૂર્ખ છે, અમે કહીએ તેમ ન કરે, એ તો તિરસ્કારનેજ પાત્ર છે—એમ કહેવાથી ન થાય. પરમાત્માની નજરે આપણે ક્યાં મૂર્ખા નથી ? એ આપણો તિરસ્કાર કરે તો ? આ ગરીબ અજ્ઞાન વર્ગને સમજાવવા, તમે કહો છો તેમ તમે, પઢિયાર કે કાંક મારા જેવા જોઇએ. મારે માટે સદ્દભાવ છે જાણી સંતોષ. એ મીશનરીઓનીજ મૂળ જરૂર છે. 'મોહિની'ના લેખકે અનુભવ લીધો છે, લ્યે છે અને એનું હૃદય બળે છે. પરંતુ દુર્ભાગ્યે, પ્રથમ, શરીર બહુજ નબળું છે.

અમૃતલાલભાઇ ! મોહમયી મુંબઇનો મોહ નથી એ તો તમો મારા જીવનથી જાણો છો. મોટા લોકમા, સભામાં ફરતો નથી:

અપ-ટુ-ડેટ વસ્ત્રો નથી અને મોટરની ભાવના નથી પણ મોહમયી મુંબઈ સિવાય છુટકો નથી એ માટે રમરૂમા વળી.

આ શરીરે મારી જે સેવા લેવી હોય તે સેવા આપવા હું તૈયાર છુ અનુકૂળતાએ તમારી સાથે રખડવા પ્રબળ ઇચ્છા છે. માત્ર દૂધનો બળેલો છાસ ફુકી મુગો જ રહું છુ, ને કહેતો નથી કારણ કામ કરૂ છુ બતાવનારા, અંજાવી નાખનારા, એટલા છે કે મારા જેવાનો ભાવ નથી તમારા જેવા પુણ્યાત્માજ મારૂ અતર નીરખી શકયા છે નાના નાના લીફલેટો, આવી નાની બોધક રમિલી વાતો, બહોળે હાથે વહેંચાવી જોઇએ. તમારી અને પઢિયારની પેઠે એમની પાસે જઇ એમના હૃદયમા પ્રેમનુ જોઇએ ત્યારે થાય આપણે ત્યા કયા છે વૃત્તિ ? પ્રભુ ! માફી નવા જમાનામા તો રૂા ૪૦) મા નહિ પણ નાનામા નાની જરૂરિયાત વિના સકોચે પૂરી પડતી હોય અને ફડોમાથી મળ્યે જતા હોય એવા મીશનરી જોઇએ ગોખલે મહાત્મા હતા છતા એમને વિશેષ અનુકૂળતા હોત તો સારૂ. મી પઢિયારને કે ભોગીન્દ્રને એવી અનુકૂળતા હોત તો વિશેષ કામ કરત નહિ કે હૃદયમા દાઝ નથી, ઇચ્છા નથી કે ભોગની તૃષ્ણા છે પણ બાળકોને કેળવવા, ભવિષ્યમા શાત જીવન ગાળવા, એટલુ તો જોઇએ

ગોપાળરાવનો અલખધૂન સર્વત્ર ફેલાયો છે એ ધૂનનુ સહગાન (Chorus) લઈ ફરીશુ ને આપણુ કર્તવ્ય કરીશુ. પરમાત્મા એવી ધૂન જગવનાર બાવા ઉત્પન્ન કરે !

તમારો પત્ર પ્રાણની માફક સાચવીશ આવા પ્રસગે હું સાભર્યો એજ મારી કદર અને માગ પ્રત્યેના ભાવનુ સર્ટીફીકેટ.

પરમાત્મા શરીર સારૂ કરે ને પછી તમારી સેવામાં હાજર છુ. સૌ પ્રમિલા અને બાળકોએ તમને પ્રમાણ લખાવ્યા છે,

લી૦ સ્નેહાધીન,
ભોગીન્દ્રરાવ ર. દીવેટીઆ.

ભોગીન્દ્રરાવના હૃદયની સર્વ ઉન્નત ભાવનાઓનું તાદૃશ્ય દિગ્દર્શન કરાવનાર આ પત્ર પર વિવરણની જરાયે આવશ્યકતા રહે છે ખરી ? એમનું જીવન લંબાયુ હોત તો તેઓ ગરીબો અને પીડિતોની સેવા કરવા વધારે દરજ્જે શક્તિમાન થતે. ગરીબો અને દુ:ખીઓના જીવનનો જે સૂક્ષ્મ અભ્યાસ તેમણે કર્યો હતો તેને લીધેજ તેમની વાર્તાઓમાં માનવતા અને ગરીબો પ્રત્યે સમભાવ અને સહાનુભૂતિ પાને પાને દેખાઇ આવે છે. મનુષ્યપ્રેમ પર જ પ્રભુપ્રેમ અવલંબે છે એ સત્ય તેઓ કદાચ વિસર્યા નહોતા એ આ સ્વયં-પ્રકાશિત પત્રમાથી માલમ પડી આવે છે. કહેવાતા સ્થાનિક સંઘો—Local Self Government Bodies—લોકો, દુ:ખી જનતા, તરફની પોતાની ફરજ બજાવવા કેવી રીતે અશક્ત નીવડે છે તે વિષે જે કરૂણ ધ્વનિ આ પત્ર પાડે છે તે ભોગીન્દ્રરાવના જાહેર જીવનના વિચારો પર સારો પ્રકાશ પાડે છે. તેઓ શાંત કાર્યકર્તા હતા અને "બતાવનારા" કે "અંજાવી નાખનારા" માફક તેઓ ડીંડીમ વગાડી કાર્ય કરવામા જરાયે માનતા નહિ. પ્રભુની વિશાળ સૃષ્ટિમા ભૂતદયા અને પ્રેમની ભાવના એક સરખી હોવી જોઇએ એવુ ખરા અંત:કરણથી માનનાર ભોગીન્દ્રરાવ કોઇની પણ અવગણના કરતા નહિ—ભલે પછી તે ગરીબ મજુર હોય કે અનાથ અપગ. આ એમના હૃદયની ઉદારતા બતાવી આપે છે. ખરેખર ! એમના હૃદયના સદ્‌ગુણો એમની બુદ્ધિના સદ્‌ગુણોને ય બાજુએ મૂકે એવા હતા.

પરંતુ બુઝાતા દીપકની આ છેલ્લી જ્યોતિરેખા હતી. ભોગીન્દ્રરાવના જીવનની ત્યાર પછીની કથા એક વિષાદિકાની માફક કરૂણ છે. ગણદેવીથી તેઓ મુંબઇ આવ્યા ત્યારે તેમની તબીયત કંઇક સુધારા પર આવી હતી. પરંતુ મુંબઈ આવ્યા પછી ટુંક સમયમાં તેમના સ્નેહબીના હૃદયને એક તીવ્ર આઘાત પહોંચવાનો હતો. શ્રી. ગજ્જુજીતરામ વાવાભાઈ મહેતા તેમના મિત્ર કેવા સંજોગોમાં બન્યા તે

આપણે જોયુ સમય જતા આ મૈત્રીનો સુદૃઢ રીતે વિકાસ થયો આ મૈત્રી વિચાર અને ભાવનાની સંવાદિતા (harmony of thoughts) પર રચાયેલી હતી ગુજરાતની અસ્મિતા અને સંસ્કારિતાની ઉચ્ચ ભાવના પ્રકટાવવામા રણજીતરામે એક દિશાએ પ્રયત્ન કર્યો ત્યાર ભોગીન્દ્રરાવે અન્ય દિશાએથી એ પ્રયત્નમા સહકાર આપ્યો ઇ સ ૧૯૧૭ ના મે-જુનમા રણજીતરામ શેઠ નરોત્તમ મોરારજીના સુપુત્ર સાથે જુહુના મણીય દરિયા કિનારે નિવાસ કરતા હતા તા ૪ થી જુનના દિવસે જુહુના દરિયામા ન્હાતા પડતા રણજીતરામ ડૂબી ગયા અને ગુજરાત સમસ્તમા આ અકાળ અને કારમા મૃત્યુથી ગ્લાનિ વ્યાપી રહી ભોગીન્દ્રરાવને આ સમાચાર મળતા તેઓનુ હૃદય કંપી ઉઠયુ અને ગંભીર માદગીમા માડમાડ સ્વસ્થતા પ્રાપ્ત કરી રહેલા તેમના મનને ભયંકર આઘાત પહોચ્યો—અને આ આઘાતની અસર તેમના પોતાના અવસાન સુધી પહોચી

આ સમયે નિષ્ણાત ડૉકટરોના ઉપચારો ચાલુ હતા, પરંતુ જ્યા જીવનના તેલ ખૂટયા હોય ત્યા ડૉકટરોના ઔષધોપચાર શુ કામ આવે ? જુલાઇની આખરે ડોકટરોએ તેમને સર્વ નાની મોટી પ્રવૃત્તિઓ તદ્દન બંધ કરવાની ફરજ પાડી અને ફરી પાછા મુબઇ—માતાકુંજ—છોડી હવાફેર જવા સલાહ આપી પરિણામે તેઓ પોતાના મિત્ર શ્રી૦ ન્હાનાલાલ કવિને ત્યા રાજકોટ ગયા તબીયત જરાક સુધરવા આવી કે તેઓ તરત રાષ્ટ્રનગરમા મુબઈ પાછા ફર્યા અને માદગીને બીછાનેથી પણ સાહિત્યદેવીની આરાધના ચાલુ રાખી થોડાક દિવસ બાદ તેમના રોગે પાછો ઉથલો માર્યો અને આ ઉથલો છેવટનો જ નિવડયો આપ્તજનો, સ્નેહીઓ અને મિત્રમંડળની ભાવભીની શુશ્રૂષા છતાય જીવનદીપક હોલવાતો ગયો

તા -૬મી નવેમ્બરની સાજે માદગીએ ગભીર સ્વરૂપ ધારણ કર્યું મુંબઈનિવાસી તેમના સર્વ મિત્રો અને સ્નેહીઓ તેમની

યારી આસપાસ વીંટળાઈ વળ્યા : જે મિત્રોની સાથે જીવનકાર્ય
ાગળ ધપાવ્યું હતુ તેમની છેલ્લી વિદાય લેતા હોય તેમ તેમણે
ર્વની સાથે વાર્તાલાપ કર્યો. શ્રી. હિંમતલાલ અંજારિયા, શ્રી.
દ્રશંકર પંડ્યા વિગેરે મિત્રમંડળની આંસુભીની આંખો તેમના
દયની વ્યથા બતાવી રહી હતી.

—અને તા. ૨૭ મી નવેમ્બર ૧૯૧૭ નો દિવસ તેમના જીવનનો
ંતિમ દિવસ નિવડયો. તે દિવસે પ્રભાતના સમયે પૂર્ણ દીપ્તિ
સારી તેમનો જીવનદીપ બુઝાયો.

ફક્ત બેતાળીસ વર્ષની નાની વયમા ભોગીન્દ્રરાવે ગુજરાતી
ાહિત્ય તથા સમાજની અનન્ય સેવા કરી જીવનનો ત્યાગ કર્યો.
મની જીવનદોરી ટુંકી બની તેનું પ્રધાન કારણ તેમની ઝડપી અને
સ્ખલિત સાહિત્યસેવા અને અન્ય જાહેર પ્રવૃત્તિઓ. પણ આ
વૃત્તિઓની પાછળ જે ઉદ્દામ ભાવના હતી તેણે તેમના આત્માને
વટની ઘડી સુધી સામર્થ્ય અર્પ્યું. તેમનું અવસાન થયુ પરંતુ
ાવનાઓની સિદ્ધિ નીરખીને જ. ગુજરાતી વાઙ્મયને તેમની આ
સ્ખલિત સાહિત્યસેવાથી જે મહાન્ ફાયદો થયો તેને વિષે તો આ
છીના પાનાઓ સવિસ્તર કહેશે એટલે અત્રે તેનો ઉલ્લેખ કરવો
નાવશ્યક છે.

તેમના આ અકાળ દેહોત્સર્ગથી તેમના સંસ્કારી પત્ની અને
હાલસોયા બાળકો—મૃણાલિની અને પ્રદ્યોત—કકળી ઉઠયા તે
વિસે સમસ્ત ગુજરાત આંસુ સારી રહ્યું.

× × × ×

ભોગીન્દ્રરાવ દીવેટીઆની જીવનરેખાના આ અલ્પ દર્શન પછી
મની વિદ્યુતવેગી પ્રવૃત્તિઓ, ઉત્સાહભરી ભાવનાઓ અને ઉન્નત
ાદર્શો પ્રત્યે સ્વાભાવિક માનની લાગણી ઉત્પન્ન થાય છે. બેતાળીસ

વર્ષના અલ્પ જીવનમા તેમણે શુ શુ કરી બતાવ્યુ એની નોધજ સાહિત્યના અભ્યાસીનુ મસ્તક એમના પ્રત્યે નમાવવા બસ છે તેઓ તો ઇગ્રેજ કવિના વ્વનની સત્યતા પૂરવાર કરતા ગયા—

One glorious hour of crowded life,
Is worth in age without a name

વિકસતી પુષ્પકલિકા અને ઉગતી ચન્દ્રરેખામા સુવાસ અને રશ્મિના પરિપૂર્ણ તત્ત્વો હોતા નથી તે છતાય તે કલિકાનો વિકાસ અને તે ચન્દ્રરેખાનો જ્યોતપુજ ખરેખર આલ્હાદનીય અને આકર્ષક નિવડે છે સુવાસ અને પ્રકાશના પૂજકોને આ અલ્પાશોમા તેની ઉત્કટતાના જેટલોજ—બલ્કે તેથીય વધુ—આનદ આવે છે

ભોગીન્દ્રરાવનુ જીવન આ પ્રકારનુ હતુ—મગળ અને સૌમ્ય તથા વિજળીના ઝબકારા જેવુ દ્રુતગામી પણ ભભકભર્યું

એક વિષાદિકાના સર્વ તત્ત્વો એ જીવનમા હતા—કારૂણ્ય અને કમનીયતા, વ્યથા અને વિશાળતા, આર્દ્રતા અને ઉચ્ચતા

—— o ——

## પ્રકરણ પહેલું

--:○:--

### નવલકથા અને તેનો વિકાસ

ભોગીન્દ્રરાવ વર્તમાન ગુજરાતી સાહિત્યમાં નવલકથાકાર તરીકે પ્રખ્યાત છે. આપણે તેમની નવલકથાઓનો સવિસ્તર અભ્યાસ આરંભીએ તે પહેલાં તેમણે નવલકથા લખનની પ્રવૃત્તિ શરૂ કરી તે પૂર્વે નવલકથાનો સાહિત્યના એક પ્રધાન અંગ તરીકે કેવી રીતે વિકાસ થયો તે જાણવું આવશ્યક છે. આ અવલોકન દ્વારા બરાબર સમજાશે કે ભોગીન્દ્રરાવ દીવેટીઆએ નવલકથા સાહિત્યનો કેટલો વિકાસ સાધ્યો.

"નવલકથા" એ શબ્દ તળ ગુજરાતી નથી. એમાંનું "નવલ" પદ સંસ્કૃતમાંથી લેવામાં આવ્યું કે અંગ્રેજી શબ્દ novel પરથી યોજવામાં આવ્યું એ વિષે વિદ્વાનો હજી એકમત થયા નથી. "નવલ" એટલે નવું: નવી કથા એટલે નવલકથા ? આ અર્થ કરતાં અંગ્રેજી શબ્દ novel પરથી જ આ "નવલ" લેવામાં આવ્યું હશે એ વધારે શક્ય લાગે છે. જે હોય તે. પરંતુ હાલ "નવલકથા" શબ્દ અંગ્રેજી novelના પર્યાય તરીકે વાપરવામાં આવે છે.

અને ઉપરોક્ત કથનને વધારે પુષ્ટિ એ કારણસર મળે છે કે વ્યવસ્થિત નવલકથા સાહિત્યના એક ઉપયોગી અંગ તરીકે ગુજરાતમાં અંગ્રેજી શિક્ષણના પ્રચાર બાદ જ ખેડાવા લાગી છે. ગુજરાતમાં અંગ્રેજી શિક્ષણના પ્રચાર પૂર્વે આખ્યાનો અને કથાઓ હતા પરંતુ એ નવ-

લકથાના તત્ત્વો પર ઘડાયા નહોતા એટલે આ સ્થળે સ્વીકાર કરવો જોઇએ કે હાલ નવલકથા જે સ્વરૂપમા નજરે પડે છે તે અંગ્રેજી નવલકથાના અભ્યાસને આભારી છે આનો કોઈ એમ અર્થ કરવાની ઉતાવળ ન કરે કે અંગ્રેજોના આગમન પહેલા આપણુ ગુર્જર સાહિત્ય વાનાવિહોણું હતુ આપણે ત્યા "કથા" અને વૃત્તાન્ત" હતા પરંતુ "નવલકથા" નહોતી.

ત્યારે ગુજરાતી સાહિત્યમા નવલકથાનો પાયો ક્યારે અને કયા સજોગોમા નખાયો ? એ રસમય પ્રશ્ન એક છુટા લેખને માગી લે છે ભોગીન્દ્રરાવની સાહિત્યસેવાની નોંધ લેતી એક નાની પ્રથિકામા એ પ્રશ્નનો સવિસ્તર ઉત્તર આપવાનુ સ્થાન ન હોય માટે આપણે આપણા મુખ્ય વિષયને ધ્યાનમા રાખી આ પ્રશ્ન પર વિચાર કરવો પડશે

"નન્ના" તરીકે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા પ્રસિદ્ધ થઈ ચૂકેલી ત્રિમૂર્તિ (નર્મદાશકર લાલશકર, નવલરામ લક્ષ્મીરામ અને નદશકર તુળજાશકર) જાગ્રતિયુગની પુરોગામી હતી નર્મદાશકરનુ જે સ્થાન કાવ્યસાહિત્યમા છે, નવલરામનુ જે સ્થાન વિવેચનસાહિત્યમા છે તેનાથીય વધુ નાનદનુ સ્થાન નદશકરનુ નવલકથાસાહિત્યમા છે એમને ગુજરાતી નવલકથાના પિતા તરીકે ઓળખીએ તો તેમા જરાયે અતિશયોક્તિ નથી ઇ સ ૧૮૬૬મા એમની નવલકથા "કરણઘેલો"નુ પ્રકાશન થયુ અને તે સાથે પ્રથમ ગુજરાતી નવલકથા જન્મી અંગ્રેજી સાહિત્યમા રીચર્ડસનની "પામેલા" અને ફીલ્ડીંગની "ટૉમ જોન્સ"નુ જે સ્થાન છે તે જ સ્થાન "કરણઘેલો" ગુજરાતી સાહિત્યમા ભોગવે છે આ વાર્તા લખાયા પછી જ નવલકથાનુ ક્ષેત્ર ખેડાવા માડયુ, અને નુતન ગુજરાતની સસ્કારી પ્રજાને સાહિત્યનો એક નવો પ્રયોગ પ્રાપ્ત થયો

આજથી લગભગ સાત દશકાઓ પહેલા રચાયેલુ આ પુસ્તક

હજીય ગુજરાતી વાંચકોનું પ્રિય પુસ્તક રહ્યું છે અને આજે એની મહત્તા કિંવા ઉપયોગિતામાં લેશ માત્ર પણ ઘટાડો થયો નથી એજ એનાં યોગ્ય મૂલ્યાંકન કરવા સમર્થ છે. રૂપસુંદરી, માધવ, દેવળદેવી વિગેરે પાત્રો એમનાં સર્જનકાળે જેટલાં જીવંત હતાં તેટલાંજ જીવંત હમણાં છે.

નવલકથાના ત્રણ મુખ્ય વિભાગ છેઃ [૧] ઐતિહાસિક, [૨] સામાજીક, [૩] રોમાંચક અથવા અદ્દભુતતત્ત્વયુક્ત. ઐતિહાસિક નવલકથા એકાદ ઐતિહાસિક ઘટના પર ચણાયેલી હોય છે પરંતુ એ પ્રકારની નવલકથાના સર્જનમાં જેમ દેખીતો લાભ છે તેમ ગેરલાભ પણ છે. આ ગેરલાભ તે એ કે લેખક પોતાની મરજી પ્રમાણે કલ્પનાના અશ્વો દોડાવી શકતો નથી. ઐતિહાસિક સત્યોની ચારે સીમાથી તે બંધાયેલો છે. ' કરણઘેલો " આ વર્ગમાં સ્થાન લે છે. ઐતિહાસિક નવલકથાના લેખનમાં લેખકને પાત્રોનાં વિધાનમાં કેટલી સ્વતંત્રતા લેવાનો અધિકાર છે તે વિષે બે મત છે. આપણા સમર્થ નવલકથાકાર શ્રી. કનૈયાલાલ મુનશી—જેમના પર ઐતિહાસિક પાત્રોની વિકૃતિ કરવાનો આરોપ અનેક સ્થળેથી મૂકવામાં આવ્યો છે—આ બાબતમાં નિશ્ચિત માન્યતાઓ ધરાવે છે અને આ માન્યતાઓના પ્રતિપાદનમાં તાજેતરમાં [ ૧૯૩૩–૩૪ ] લાડી ખાતે ભરાયેલા સાહિત્ય સંમેલનમા એક વિદ્વત્તાપૂર્ણ નિબંધ* વાંચ્યો છે. એ નિબંધમાં દર્શાવેલા સર્વ વિચારો સાથે સહમત થઇ શકાય એમ નથી તે છતાંય તેમના સંપ્રદાયના વિચારોના અભ્યાસ માટે એ આવશ્યક છે. ઐતિહાસિક પાત્રોનાં સર્જન પર એ અગત્યનો પ્રકાશ નાખે છે

સામાજીક નવલકથા સંસારના અનેક અગત્યના પ્રશ્નોને, અથવા કોઇ ખાસ એકાદ બે પ્રશ્નોને, મધ્યબિંદુ તરીકે સ્વીકારી એની આસપાસ વણાયેલી હોય છે. આવી વાર્તાઓનો મુખ્ય ઉદ્દેશ સમા-

* " ઐતિહાસિક પાત્રો અને તેમનું નિરૂપણ "—કનૈયાલાલ મુનશી.

જનાં ચિત્રો રજુ કરવાનો હોય છે અને જેટલે દરજ્જે તેઓ સમાજનાં તાદૃશ્ય પ્રતિબિંબ ઉતારી શકે તેટલે દરજ્જે તેમની સફળતા લેખી શકાય. રોમાંચક પ્રકારની વાર્તાઓમા અલૌકિક તત્ત્વ પ્રધાન ભાગ ભજવે છે અને અંગ્રેજીમા જેને romance તરીકે ઓળખવામા આવે છે તે પ્રકારની નવલકથાઓને આ વર્ગમા મૂકી શકાય.

પરંતુ આ ત્રણે વર્ગો એકમેક સાથે એટલી સુદૃઢ રીતે સંકળાયેલા છે કે તેમની યોગ્ય વ્યાખ્યા આપવી મુશ્કેલ પડે અને વર્ગીકરણ પણ સહેલાઇથી ન થઇ શકે ઘણીય ઐતિહાસિક વાર્તાઓમા સામાજીક વાર્તાના તત્ત્વો દેખાય છે અને ઘણીય સામાજીક વાર્તાઓ ઇતિહાસની અનેક ઘટનાઓની ઝાખી કરાવે છે. અને અલૌકિક તત્ત્વ તો અનેક સામાજીક તેમજ ઐતિહાસિક નવલકથાઓમા દેખાય છે. આ પ્રમાણે નવલકથાઓના સુનિર્મિત ચોકઠાઓ ( Watertight compartments ) સહેલાઇથી ન પાડી શકાય.

આપણે સામાજીક નવલકથા પ્રત્યે વિશેષ લક્ષ આપીશું: કારણ કે ભોગીન્દ્રરાવ એક કુશળ સામાજીક નવલકથાકાર હતા. તેમણે સામાજીક નવલકથાઓનું જ ક્ષેત્ર વિશેષ પ્રમાણમા ખેડયુ છે.

"સામાજીક નવલકથા" એ શબ્દપ્રયોગ અહીં વ્યવસ્થિત નવલકથાના અર્થમા લેવાયલો છે—અને નહિ કે તેના પ્રાથમિક અર્થમાં આ દૃષ્ટિએ જોઇશું તો સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠ કૃત "સાસુ વહુની લઢાઈ" ને પ્રથમ સામાજીક નવલકથા લેખવી પડશે. સાધારણ હિંદુ કુટુંબના રોજના સામાન્ય બનાવો અને તે ઉપરથી ઉત્પન્ન થતી વિવિધ લાગણીઓનુ એમા સુંદર ચિત્ર છે. પરંતુ એક વ્યવસ્થિત નવલકથાના તત્ત્વો એમાં નથી. મહીપતરામ કૃત "વનરાજ ચાવડો" પણ એક સારી વાર્તા છે પરંતુ ઐતિહાસિક નવલકથા તરીકે "કરણઘેલો" એના કરતા ઉચ્ચ સ્થાને બિરાજે છે. નંદશંકરના પુસ્તકમા જે સુંદર કલાવિધાન છે તે મહીપતરામના પુસ્તકમાં જણાતું નથી.

આ પછી ગુજરાતને એક પ્રથમ પંક્તિના નવલકથાકાર મળ્યા અને તે સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. એમની મહાન્ નવલકથા "સરસ્વતીચંદ્ર" જગતકાદમ્બરીઓમાં ય ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકે એવા સુંદર અંશોથી પરિપૂર્ણ છે. પૂર્વ અને પશ્ચિમની ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનાં સંઘટ્ટનને પરિણામે નવગુજરાતનું ઘડાતું જીવન એ સફળતાથી રજુ કરે છે. "સરસ્વતીચંદ્ર" ને ખરૂં જોતા સામાજીક-રાજકીય-ધાર્મિક નવલકથા ગણી શકાય—કારણ કે એક સામાજીક નવલકથાના આવશ્યક અંગો ફક્ત બીજા ભાગમાં —"ગુણસુંદરીનું કુટુંબજાળ" માં—દેખાય છે. વસ્તુ, પાત્રાલેખન, પાત્રવિકાસ, શૈલી અને સંસ્કારિતાની દષ્ટિએ હજીય "સરસ્વતીચંદ્ર" ગુર્જર નવલકથાઓમમાં ધ્રુવતારક સમાન છે. "સરસ્વતીચંદ્ર"-નાં ચાર ભાગને બહાર પડતાં પંદર વર્ષ લાગ્યા (ઇ. સ. ૧૮૮૭ થી ૧૯૦૨). ત્યારપછી જે જે નવલકથાઓ રચાઈ તેમાં થોડે કે વધુ અંશે "સરસ્વતીચંદ્ર" નો પ્રભાવ દેખાયા વિના રહેતો નથી. ગુજરાતી સમાજને આ નવલકથાના ચાર ભાગથી નવીન જ દષ્ટિ-બિંદુ મળ્યુ—પરિણામે જાણ્યે અજાણ્યે નવીન લેખકવર્ગ "સરસ્વતીચંદ્ર" ની ધાટીની નવલકથા લખવા પ્રેરાયો. "સરસ્વતીચંદ્ર" ની સર્વવ્યાપક અસરમાંથી તે સમયના અન્ય લેખકો ભાગ્યે છૂટી શકયા.

"સરસ્વતીચંદ્ર" ના ચારે ભાગ પૂરા થતાં પંદર વર્ષ લાગ્યા એ દરમ્યાન નવલકથાનું ક્ષેત્ર સારી રીતે ખેડાતું રહ્યું. સ્વ૦ દોલતરામ કૃપારામ પંડયા કૃત "કુસુમાવલી", સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ રચિત "ગંગા—એક ગુર્જર વાર્તા" અને સ્વ. મણિલાલ નભુભાઇ દ્વિવેદી કૃત "ગુલાબસિંહ" ત્યાર પછી પ્રકટ થયાં. "કુસુમાવલી" એક ઉચ્ચ કોટીની romantic વાર્તા છે પરંતુ તેની ભાષા સો એ સો ટકા સંસ્કૃતમય હોવાથી સાધારણ વાચક વર્ગ ભાગ્યેજ એનું રસાસ્વાદન માણી શકે. "ગંગા—એક ગુર્જર વાર્તા" માં સામાજીક

તેમજ ઐતિહાસિક અંશો છે અને નવનકથા તરીકે પુસ્તક સુવાચ્ય છે ' ગુનાસમિહ " સ્વતત્ર નવનકથા નથી તેનું વસ્તુ બુલ્વર લીટનની " ઝેનોની " પરથી લેવાયલુ છે છતાય આપણા નવલકથા સાહિત્યમા એનુ સ્થાન અવસ્ય ઉચ્ચ લેખાશે આજ અરસામા પ્રગ્ટ થયેલી ર૦ છગનનાલ કાકોરદાસ મોદીની "ભગવતી" પણ એક સારી નવનકથા છે

નવનકથાના વિકાસ પરત્વે લખતા આ સ્થળે સ્વર્ગસ્થ નારાયણ હેમચન્દ્રનુ નામ વિસરવુ ન જોઇએ ગુજરાતી સાહિત્યને તેમના તરફથી અનેક વાતાઓ મળી છે—જો કે એમાની ઘણી ખરી બગાળી માથી લેવાયલી છે તેમની ભાષા શાસ્ત્રીય નહિ હોય પરતુ સરળ અને સહેલી તો હતી જ મહાન્ બગીય નવનકથાકાર બકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયની સુદર કૃતિઓનો એમણે ગુજરાતને પ્રથમ પરિચય કરાવ્યો ત્યાર પછી ગુજરાતી નવનકથા બગાળી નવલકથાની છાયામા વધારે ને વધારે આવતી ગઇ બકિમબાબુ વિરચિત ' દુર્ગેશનદિની", " વિષવૃક્ષ " વિગેરે નવલકથાઓના ગુર્જર અનુવાદો હજીય લોકપ્રિય છે આમ બગાળ અને ગુજરાતને નિકટ લાવવાનો યશ સ્વ નારાયણ હેમચદ્રને ઘટે છે બગાળી નવલકથાએ ગુજરાતી નવનકથાના ઘડતરમા જે ફાળો આપ્યો છે તે કઇ જેવો તેવો ન ગણાય હિદના કોઈ પણ અન્ય પ્રાતના સાહિત્યે ગુજરાતી નવનકથા પર આટલી પ્રબળ અસર કરી નથી

આ રીતે સામાજીક નવનકથાના બીજારોપણ ગુર્જર સાહિત્યમા સફળતાપૂર્વક થઇ રહ્યા હતા એટલીવારમા તો પદ્યયુગનો આરભ થયો ર૦ નરસિહરાવ ભોળાનાથ, સ્વ રમણભાઇ નીલકઠ, 'કાન્ત", " કલાપી ' પ્રભૃતિ પ્રથમ પક્તિના કવિઓએ ગુજરાતનુ ધ્યાન પદ્યસાહિત્ય તરફ ખેચ્યુ અને પરિણામે નવનકથાને સ્વાભાવિક ગૌણ સ્થાન મળ્યુ

પરંતુ નવલકથાનો સાહિત્યના એક પ્રધાન પ્રયોગ તરીકેનો સ્વીકાર થઈ ચૂક્યો હતો. આ સમયે નવલકથાના વિકાસમાં પ્રોત્સાહન આપનાર અનેક બળો પ્રવર્તી રહ્યા હતા—જેમાંના મુખ્ય નીચે પ્રમાણે ગણાવી શકાય:—

(૧) અંગ્રેજી સાહિત્યની શ્રેષ્ઠ નવલકથાઓનો સંપર્ક અને તેને પરિણામે ગુજરાતને મળતાં સુંદર અનુવાદો.

(૨) બંગાળી નવલકથાનો ગુજરાતી વાચકસમૂહને પરિચય અને તેની સીધી તેમજ આડકતરી અસરો.

(૩) સંસારસુધારા પ્રત્યે ઉત્પન્ન થયેલી વૃત્તિ. આ વૃત્તિને લીધે સમાજના અગત્યના પ્રશ્નોને ઉદ્દેશી નવલકથાઓ રચાવા માંડી. રા. રામમોહનરાય જશવંતરાય, ભોગીન્દ્રરાવ દીવેટીઆ વિગેરે લેખકોએ આ સમાજોન્નતિને પરિપોષક અનેક વાર્તાઓ ગુજરાતને અર્પી.

(૪) રાષ્ટ્રીય ભાવનાનો પ્રચાર અને અસ્મિતાનો ઉદય. આ ભાવનાએ ભોગીન્દ્રરાવ, રણજીતરામ વાવાભાઈ, કનૈયાલાલ મુનશી આદિ લેખકોને નવીન દૃષ્ટિબિંદુ સમર્પ્યું અને તેથી ગુજરાની વાર્તાસાહિત્યમાં સંસ્કારિતા અને અસ્મતાની ભાવનાથી ભરપુર નવલકથાઓ સરજાઈ—જો કે રણજીતરામને* નવલકથાકાર ભાગ્યે કહી શકાય.

(૫) છેલ્લું બળ તે વર્તમાનપત્રોનો પ્રચાર અને તેને લીધે તેમાં નિયમિત રીતે આવતી વાર્તાઓ. સામયિકો અને વર્તમાનપત્રોએ વાર્ષિક ભેટો દાખલ કરવાની પ્રથા પાડી તેનાથી પણ નવલકથાનો સારો વિકાસ થયો. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇના તંત્રીપદ હેઠળ ચાલતા સાપ્તાહિક પત્ર "ગુજરાતી" એ ઐતિહાસિક નવલકથાઓના કેટલાક સારા પુસ્તકો ઉપહાર તરીકે આપ્યા. અમદાવાદના પત્રોએ પણ આ દિશામાં સારો ફાળો આપ્યો છે. "પ્રજાબંધુ" અને "ગુજરાતી પંચ" તરફથી ભેટના પુસ્તકો તરીકે કેટલીક

* એમની નવલકથા "સાહેબરામ" અપૂર્ણ છે.

સુલેખિત નવલકથાઓ પ્રસિદ્ધ થઈ મુબઈનું "ગુજરાતી" પત્ર જ્યારે ઐતિહાસિક વાર્તાઓની હારમાળા આપી રહ્યું હતું ત્યારે અમદાવાદના "ગુજરાતી પંચે" ભેટના પુસ્તક તરીકે સામાજીક નવલકથા આપવાની સુપ્રથા પાડી વર્તમાન ગુજરાતી સાહિત્યને અનેક ઉચ્ચ કોટિના પુસ્તકો આવી રીતે સાંપડયા. ભોગીન્દ્રરાવ કૃત "મૃદુલા" અને "ઉષાકાન્ત", રા કનૈયાલાલ મુન્શીની "પાટણની પ્રભુતા" અને રા. રમણલાલ વસંતલાલ દેશાઈ કૃત "જયન્ત", "કોકિલા", "પૂર્ણિમા" આદિ નવલકથાઓ ભેટના પુસ્તકો તરીકેજ ગુર્જર પ્રજાને ચરણે ધરવામા આવી હતી એ વાતનુ અત્રે વિસ્મરણ ન થવુ જોઈએ પ્રતિવર્ષ ભેટ આપવાની આ પ્રથાએ નવલકથાના વિકાસમા સુંદર ફાળો આપ્યો છે—અને હજીય આપે છે.

પ્રસ્તુત ઓગણીસમી સદીના છેલ્લા દસકામા અમદાવાદમાં કેટલાક ઉત્સાહી મિત્રોએ "બધુ સમાજ"ની સ્થાપના કેવા સંજોગોમા કરી તે આપણે આ આ પુસ્તિકાના પ્રથમ ખંડના ત્રીજા પ્રકરણમા નીહાળ્યુ "સુદરી સુબોધ" ના પ્રાકટ્ય પછી રા. રામમોહનરાય જસવતરાયે એના પ્રથમ વર્ષના ઉપહારપુસ્તક તરીકે "યોગિની" લખી આ સુંદર નવલકથા તે સમયની નવલકથાઓમા નવી ભાત પાડે છે સ્ત્રીજીવનના અનેક પ્રશ્નો "બધુ સમાજ" ના સભ્યોએ અપનાવ્યા હતા. "યોગિની"મા આ પ્રશ્નોની રસિક ચર્ચા કરવામા આવી છે. "યોગિની" ૧૯૦૪ મા પ્રકટ થઈ અને તેના અનુસધાન તરીકે "બાલા" ૧૯૧૧ માં પ્રકટ થઇ. "બાલા"મા સુંદર આદર્શોને જીવનમા કેવી રીતે મૂકી શકાય તે દર્શાવવામા આવ્યુ છે પરંતુ આ બે નવલકથાઓ ગુજરાતને મળી તે વચ્ચે બારસો સાત વર્ષનો ગાળો વીત્યો અને આ સાત વર્ષમા બે લેખકોએ પોતાની સાહિત્યસેવાના સાધન તરીકે નવલકથાનો ઉપયોગ કરવાની શરૂઆત કરી. આ બે લેખકો તે રા શિવુભાઇ બાપુભાઇ દુર્કાળ અને ભોગીન્દ્રરાવ દીવેટીઆ. ઇ. સ. ૧૯૦૭માં

શિવુભાઇ કૃત સુંદર અને મૌલિક નવલકથા "અલક્ષ્યજ્યોતિ" પ્રકટ થઈ. "અલક્ષ્યજ્યોતિ" પર "સરસ્વતીચંદ્ર"ની પ્રબળ છાયા પડી છે તે છતાય તે સમયના વાર્તાસાહિત્યમા તેણે ઉચ્ચ સ્થાન મેળવ્યુ હતું. અંધશ્રદ્ધા, દાનનો દુરૂપયોગ, સ્ત્રી કેળવણી વિગેરે પ્રશ્નોની આસપાસ ગુંથાયેલી આ નવલકથા લખ્યા પછી શિવુભાઇની લેખિની તરફથી ગુજરાતને "કપિંજલા", "પદ્મનાભ", "કુંજબાળા", 'મંજરી" વિગેરે નવલકથાઓ પ્રાપ્ત થઇ. "અલક્ષ્યજ્યોતિ" પ્રકટ થઇ તેજ વર્ષમાં—ઇ. સ. ૧૯૦૭ મા—ભોગીન્દ્રરાવની "મૃદુલા' પણ પ્રકટ થઇ. ત્યાર પછીના આઠ દસ વર્ષમાં તો ભોગીન્દ્રરાવની સાહિત્યસેવા પૂર્ણ પરાકાષ્ટાએ પહોચી સામાજીક નવલકથાઓની પરંપરા શરૂ કરવાનુ સઘળુંય માન ભોગીન્દ્રરાવ દીવેટીઆને ઘટે છે. આજ અરસામા રા. રણજીતરામ વજુભાઇ દીવેટીઆ કૃત "પ્રિયકાન્ત" પ્રકટ થઇ. આમા પણ સ્ત્રી કેળવણીનો પ્રશ્ન લેવામાં આવ્યો છે. પ્રિયકાન્ત વાર્તાનો નાયક છે અને તે સુંદરી નામક એક નવયૌવના સાથે લાબા સમયથી સહવાસમાં આવ્યો છે પ્રિયકાન્ત અને સુંદરીના હૃદયમાં પ્રકટ થતી ઉર્મિઓ દ્વારા લેખક પ્રસંગના અનેક ચિત્રો રજુ કરે છે.

નવલકથા સાહિત્યનો ત્યાર પછીનો વિકાસ તો હજી આપણી દષ્ટિ સમક્ષ હોઇ તાજો જ છે એટલે એના પર વધુ લખવાની આવશ્યકતા નથી. ઇ. સ. ૧૯૧૫ પછી ગુજરાતને રા. કનૈયાલાલ મુનશી જેવા સમર્થ નવલકથાકાર તરફથી અનેક અપ્રતિમ નવલકથાઓની હારમાળા મળી રા. મુનશીનુ નવલકથાસર્જન એટલુ વિશાળ છે કે તેની નોધ લેવાને માટે આખો નિબંધ જોઇએ. "પાટણની પ્રભુતા" અને "વેરનો વસુલાત" થી માડી "શિશુ અને સખી" તથા "સ્નેહસંભ્રમ" સુધીની તેમની સર્વ વાર્તાઓ ગુજરાતી વાચકવર્ગને સુપરિચિત છે; અને જે વખતે નવલકથાનો જાણે ત્યાગ કર્યો હોય

તેમ રા. મુનશી જીવનમંત્રની શોધમાં હતા ત્યારે વર્તમાન ગુજરાતને બીજા એક પ્રતિભાવાન નવલકથાકાર મળી રહ્યા. શ્રી. રમણલાલ વસંતલાલ દેશાઈએ પોતાની "દિવ્ય ચક્ષુ", "પૂર્ણિમા" આદિ અ ક કૃતિઓથી સામાજીક નવલકથાનો જે વિકાસ કર્યો છે તે ગુજરાતી સાહિત્યને કોઇ પણ અભ્યાસી વિસરી શકશે નહિ.

આમ ભોગીન્દ્રરાવ પછી રા. કનૈયાલાલ મુનશી અને રા. રમણલાલ દેશાઇ નવલકથાઓની પરંપરા ચાલુ રાખી રહ્યા અને પરિણામે આપણું નવલકથાસાહિત્ય સુંદર રીતે વિકસ્યુ. હમણાં જે રીતે રા. મુનશી અને રા. દેશાઇ નવલકથામર્જનમા અદ્વિતીય (અનૂતીય!) ભાગ ભજવી રહ્યા છે ને પ્રમાણે ચાલુ રાખશે તો ગુર્જર-નવલકથામદિરનો કીર્તિધ્વજ હિંદનાં અન્ય પ્રાંતોમાંયે ફરકશે.

---

## પ્રકરણ બીજું

— ○ —

### "મૃદુલા" અને "ઉપાકાન્ત"

ઇ. સ. ૧૯૦૭ની સાલમા "સુંદરી સુબોધ" માસિક પત્રની ચોથા વર્ષની ભેટ તરીકે "મૃદુલા" પ્રકટ થઇ ત્યારે ગુજરાતી નવલકથાસાહિત્યે વિકાસને માર્ગે અનેક પગલા આગળ ભર્યા. "મૃદુલા" એ તેના લેખકની પ્રથમ કૃતિ હતી અને કોઈ પણ લેખકની પ્રથમ કૃતિને તત્સમયના—તેમજ ભવિષ્યના—સાહિત્યમા ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવા માટે અનેક વિશિષ્ટતાઓની આવશ્યકતા રહે છે 'મૃદુલા'મા આ વિશિષ્ટતા અનેક રૂપે દૃશ્યમાન થયા વિના રહેતી નથી આ નવલકથાને વિવેચકોએ તેમજ વાચકોએ, સાક્ષરોએ તેમજ સામાન્યોએ, સત્કારી તેના અનેક કારણોમા બે પ્રધાન કારણો આ હતા. (૧) સરળ પણ અસરકારી ભાષામા તત્સમયના શિક્ષિત વર્ગના મનોમન્થન કરનાર જવલંત પ્રશ્નોનુ નિરૂપણ અને (૨) આર્ય ગૃહજીવનના—અને તેમાયે ખાસ કરીને નારી જીવનના—તાદૃશ્ય ચિત્રોનુ સુંદર અને રમ્ય આલેખન નવલકથાના કલાવિધાનની દૃષ્ટિએ આ નાનાશા પુસ્તકમા ક્ષતિઓ નથી એમ નહિ—શોધનારને અનેક જડી આવશે—પરંતુ જે પ્રયોજનોની સિદ્ધિ અર્થે પુસ્તકનુ નિર્માણ થયુ હતુ અને જે વર્ગ માટે એ લખાયુ હતું તે બે દૃષ્ટિબિંદુઓથી નિહાળતા આ પુસ્તકની ઉપયોગિતામા હજીયે ન્યૂનતા થઇ નથી પરંતુ ગુણદોષનુ વિવેચન કરતા પહેલા આપણે વસ્તુની કંઇક ઝાંખી કરીશુ ?

વિનોદરાય અને શાન્તિગૌરીની સસ્કારી પુત્રી મૃદુલાને આ વાર્તાની નાયિકા કલ્પેલી છે. માતાપિતા ઉપરાત મૃદુલાના વડિલ બધુ પ્રબોધચદ્ર અને ભાભી તિલોત્તમા તેમજ મોટી બ્હેન બુદ્ધિદા તેના શિક્ષણ અને ચારિત્ર્યવિકાસ માટે ઘણી જ કાળજી રાખે છે. અન્ય બાળકીઓની માફક તેને બાલ્યાવસ્થામા જ વિવાહની ઝુસરીમા નાખવામા આવી નથી. આના બે કારણો છેઃ મોટી પુત્રી બુદ્ધિદાના અકાળ વૈધવ્યથી વિનોદરાય અને શાન્તિગૌરીના જીવનમા અકથ્ય વિષાદ વ્યાપ્યો છે અને તેથી તેઓ ન્હાની મૃદુલાને કોમળ વયમા લગ્નની શૃખલાઓ પહેરાવવા ઇચ્છતા નથી બીજુ કારણ એ છે કે સુશિક્ષિત માતા લગ્ન વહેલા કરવામા જરાયે ડહાપણ નીરખતી નથી. વિનોદરાય મૃદુલા માટે અનેક રીતે મુઝાય છે અણઘડ અને દોઢડાહ્યા સગાન્હાલાઓ આ મુઝવણમા વૃદ્ધિ કરે છે, પરંતુ શાન્તિગૌરી તો પોતાના દૃઢ વિચારોને વળગી રહે છે વ્યવહારૂ પતિ પત્નીને કહે છે—

> "શાન્તિ, બુદ્ધિદાને જોઇ મારૂં હૃદય ઉભરાઇ જાય છે. મૃદુલાને જોઈ શુ કરવુ તે સુઝ પડતુ નથી ..... .....કાકી મૃદુલાનો વિવાહ કરાવવા આદુ ખાઇ મડ્યા છે અને મામા પણ એજ વિચારના છે"

પરતુ શિક્ષિત પત્ની અને વ્હાલભોયી માતા આ મુંઝવણનો પોતાના દૃઢ નિશ્ચયથી અંત આણે છે. કાકી કે મામાના સદુપદેશની દરકાર ન કરતા તે કહે છે.—

> "અત્યારથી વિવાહ કરી સાસરાનો લ્હાવો લેવડાવી છોકરીને શું બાયલી કરવી છે ? પદર પદર સોળ સોળ વર્ષના છોકરાઓ જેઓ દૃઢ મનના અને સ્થિર વર્તનના થયા નથી, જેઓ સર્વ રીતે સારા નીવડશે કે કેમ એ કહી શકાય એમ નથી, તેઓઓમાથી મૃદુલાને માટે વર ખોળવો એ શું

સહેલું કામ છે ? અત્યારથી વિવાહ કરવાથી આપણી ચિંતાનો અંત આવશે ?...........પ્રથમ મૃદુલાને સંસ્કારી કરો અને પછી એના વિવાહની વાતો કરો."

આમ આ પતિ-પત્ની મૃદુલાને મોટી કરે છે અને ઉચ્ચ શિક્ષણ આપે છે. સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીની "સ્નેહમુદ્રા"મા આલેખેલો "હિન્દુ લોકનો ચાલ *" તેમના વિચારો ફેરવી શકવા અસમર્થ નિવડે છે.

શુદ્ધિદાના લગ્ન જુગલકિશોર નામક શિક્ષિત યુવક સાથે થયા હતા. "શુદ્ધિદા સાસરે જતી થઇ અને સારા પગલાંની ગણાવા લાગી· સ્નેહાળ અને કોમળ અંતઃકરણની હોવાથી પતિને જોતાં અડધી અડધી થઇ જતી.........વાર્તાવિનોદ કરી પતિને આનંદિત કરવાની ખાસ ચીવટ રાખતી. પતિને માટે પિયેર દિવસોના દિવસો ન જતી. સાસુ વગેરેના શબ્દો સાંભળતી પણ પતિને સંતોષતી." આમ થોડોક સમય સુખી ગૃહસંસાર ચાલે છે. પરંતુ સર્વ રીતે સારા પણ તબીયતે નબળા જુગલકિશોરનું અકાળ મૃત્યુ થવાથી શુદ્ધિદાનું સૌભાગ્ય નષ્ટ થાય છે. જે શુદ્ધિદા લગ્ન પછી સારા પગલાની ગણાતી તે જ શુદ્ધિદા હવે સાસરેથી હડધૂત થાય છે અને પિતાને ઘેર આવીને રહે છે ગૃહસેવા અને સમાજસેવામાં ચિત્ત પરોવી પોતાનું દુઃખ વિસરવા મથે છે.

મૃદુલાની ભાભી તિલોત્તમાના પિયેરીયાં નવાજ વાતાવરણની અસર નીચે આવેલા છે તિલોત્તમાના પિતા ડૉક્ટર અવિનાશની પ્રેક્ટીસ રાજકોટમાં ધમધોકાર ચાલે છે. તેનો નાનો પુત્ર રવીન્દ્ર મેડીકલ કૉલેજમાં અભ્યાસ કરે છે અને નાની પુત્રી વિદુલા સર્વ

* "ઓ દુષ્ટ હિંદુ આચાર! ભૂલાવ્યો મુજને.
આ હિંદુ લોકનો ચાલ સહુએ માર્ગ એક લેવાનો,
જઇ જતાની પાછળ કુવે પડી મરવાનો."
—"સ્નેહમુદ્રા."

રીતે આગ્લ વાતાવરણમા ઉછરી છે. વિદુલા જે પ્રકારના સ્વતંત્ર વર્તનમા ઉછરે છે તે વર્તન રાજકોટના ઘણા લોકોની આખમાં આવતુ પરતુ માતાપિતા આ લોકાપવાદને જરાયે ગણકારતા નથી. પરિણામે વિદુલા એક તરંગી—કઈક અંશે સ્વચ્છંદી—યુવતી બને છે અને અવારનવાર રાજકોટના રેસકોર્સ પર સાઈકલ દોડાવે છે. જીવનના મહાન પ્રશ્નો પર વિચાર કરવાની ય એને દરકાર નથી

આમ પરસ્પર ભિન્ન સ્વભાવની બે યુવતીઓનો પરિચય કરાવ્યા બાદ લેખક આપણને કથાનાયકનો પરિચય કરાવે છે. પ્રદ્યોતકુમાર કૉલેજમા ઉચ્ચ અભ્યાસ કરતો એક આશાસ્પદ યુવક છે અને ડૉક્ટર અવિનાશની પત્ની કમળાનો ભાઈ થાય છે તેના આદર્શો ઉચ્ચ છે અને પોતાના જેવા વિચારવાળા મિત્રો—પેસ્તનજી, કરીમમહમદ વિગેરે—સાથે મળીને દેશોદ્ધાર કરવાની ઇચ્છા રાખે છે. તેના પિતા ગરીબ છે પ્રદ્યોતમા મહત્વાકાક્ષા છે પણ લોલુપતા નથી પોતાની ભાણેજ તિલોત્તમાને મળવા તે વારવાર વિનોદરાયને ઘેર જતો અને પરિણામે ભાણેજના હાથ નીચે સસ્કાર પામતી મૃદુલાને જોઈ તે તેના પ્રત્યે આકર્ષાય છે. નણદને પોતાના મામા સાથે પરણાવી સુખી કરાવવાના તિલોત્તમાના અભિલાષને વિનોદરાય તેમજ શાન્તિગૌરી સર્વ રીતે પ્રોત્સાહન અર્પે છે. અભ્યાસકાળ વિત્યા બાદ અને પ્રદ્યોત ગ્રેજ્યુએટ થયા પછી આ બન્ને યુવાન હૃદયો લગ્નની પવિત્ર ગ્રથિથી એક થાય છે.

બીજી બાજુ તરગી માનસ, વિલક્ષણ વર્તન અને અસ્થિર સ્વભાવની વિદુલાને યોગ્ય પતિ મળતો નથી. બહુ શોધ કર્યા પછી નલિનાક્ષ નામે દેશી રાજ્યના એક દિવાનના એકમાત્ર પુત્ર પદ્મનાભ પર અવિનાશ અને કમળાની દૃષ્ટિ પડે છે અને વિદુલાના લગ્ન તેની સાથે કરવામાં આવે છે. પદ્મનાભ તદ્દન સકુચિત વિચારનો છે અને પ્રથમ પત્નીના અવસાન બાદ વિદુલા જેવી નવયુગની પત્ની મળવાથી

મુંઝાય છે અને ભવિષ્યનાં સુખનો વિચાર કરે છે બિચારી વિદુલા ! સાઈકલ પર ફરનારી એ સ્વતંત્ર માનસની યુવતી પદ્મનાભ જેવા જુના વિચારના પતિને મેળવી પડયું પાનું નિભાવી લેવા પ્રયત્ન કરે છે. મૃદુલા અને પ્રદ્યોતનો સુખી ગૃહસંસાર આ દંપતીનાં જીવન પર જાદુઇ અસર કરે છે—અને, હિંદુ સમાજમાં મોટે ભાગે બને છે તેમ. પરણ્યા પછી કેટલેક વર્ષે વિદુલા અને પદ્મનાભમાં પ્રેમનો આવિર્ભાવ થાય છે. આ પરિવર્તન માટે પતિપત્ની મૃદુલાનો આભાર માને છે.

મૃદુલા-પ્રદ્યોત, વિદુલા-પદ્મનાભ જેવા યુગ્મોની ઝાંખી કરાવ્યા બાદ લેખક એક નવા યુગ્મને રજુ કરે છે. ડૉ. અવિનાશનો નાનો પુત્ર રવીન્દ્ર મુંબઈમાં વૈદ્યકીય ડીગ્રી પ્રાપ્ત કરી ઉચ્ચ અભ્યાસાર્થે ઇંગ્લંડ જાય છે: પરદેશગમન કરતાં પહેલાં તેના વિવાહ નલિનાક્ષની પુત્રી અને પદ્મનાભની નાની બ્હેન હિરણ્યમયી સાથે થયા હોય છે. વિલાયતમાં સુધરેલી આંગ્લ લલનાઓ નિરખી દેશી સ્ત્રીઓ પર તેને અણગમો ઉત્પન્ન થાય છે. નથી પરવા તેને ઘરની કે નથી પરવા તેને ભાવી પત્નીની. હિરણ્યમયી, પદ્મનાભ કરતા જુદા સ્વભાવની હોઇ, તેને રવીન્દ્રની આ ઠંડી વર્તણુકથી ઘણું લાગી આવે છે. તે પોતાનું હૃદય મૃદુલા પાસે ખુલ્લું કરે છે અને મૃદુલા રવીન્દ્ર તથા હિરણ્યમયીનું જીવન સુધારવાનું માથે લે છે. રવીન્દ્રનો સ્વાભાવિક ગર્વ પિતાની શ્રીમંતાઇ અને પોતાના ઉચ્ચ અભ્યાસને લીધે ઘણો પોષાયો છે. પરંતુ કેમ જાણે આ ગર્વનું ખંડન કરી રવીન્દ્રને નમ્ર ન બનાવવો હોય તેમ વિધિ તેના પર એક મહાન્ અણધારી આફત તોડી પાડે છે. રાજકોટમાં ડૉ. અવિનાશ અને કમળા નિદ્રાવશ હોય છે ત્યારે મધ્યરાત્રિએ બંગલાને ભયંકર આગ લાગે છે: આ આગમાં અવિનાશ અને કમળાનો નાશ થાય છે. રવીન્દ્રને તારથી આ ખબર મળતાં તે તરત જ સ્વદેશ આવે છે. ઘેર આવતાં જ તેને માલમ પડે છે કે પિતા તો મોટું કરજ મૂકીને મૃત્યુ પામ્યા છે. કુદરતનાં આ

મહાન્ કોપથી તેનુ અભિમાન નષ્ટ થાય છે મૃદુલાના પ્રયત્નથી હિરણ્યમયી પણ હવે રવીન્દ્ર માટે સર્વ રીતે યોગ્ય બની હોય છે આમ એક મહાન્ અકસ્માતની છાયા નીચે રવીન્દ્ર તથા તેની પત્ની લગ્નની ગભીરતા સમજે છે અને તેઓ પણ, વિદુના પદ્મનાભ માફક, પોતાના સુખી સસાર માટે મૃદુલાનો આભાર માને છે

વાર્તામા ઉપપ્રસગો અને ઉપપાત્રોનો અભાવ નથી પરિણામે વાર્તાપ્રવાહમા સ્ખલન આવે છે મહીના, શીરીન, મજુલા, કુમુદચદ્ર, પેસ્તનજી, કરીમમહમદ વિગેરે સ્ત્રી અને પુરુષ પાત્રો એકથી વધુ પ્રસગે દેખા દે છે પરતુ વાર્તાવિકાસમા અગત્યનો ભાગ ભજવતા નથી

કમળા અને અવિનાશનો કરૂણ અંત નારા થયો તેને બહુ દીવસ વીત્યા નથી એટલામા એક બીજી કરૂણાજનક ઘટના બને છે તિલોત્તમાને પ્લેગ થવાથી તેનુ અવસાન નિપજે છે પ્રમોધને માટે આ આઘાત કઈ જેવા તેવો નથી તે છતાય તે ફરીથી લગ્ન ન કરવાનો દૃઢ નિશ્ચય કરે છે અને બુદ્ધિદાની માફક પોતાની સર્વ શક્તિઓનો સમાજસેવામા ઉપયોગ કરવા ઉદ્યુક્ત થાય છે જો બુદ્ધિદા વૈધવ્ય પામ્યા પછી સર્વ પ્રલોભનો દૂર ઠેલીને, સમાજસેવામા પોતાનુ જીવન અર્પણ કરે તો પ્રમોધ વિધુરાવસ્થા પામતા તેવુ શા માટે ન કરી શકે? શુ પુરૂષે અન્ય લગ્ન કરવુ આવશ્યકજ છે? 'પ્રમોધનુ હૃદય મૃદુ હતુ બુદ્ધિદાના વૈધવ્યે બુદ્ધિદા પ્રત્યેની તેના સાસરીયાની વર્તણુકે, પ્રમોધને હિંદુ સમાજમા વિધવાને પડતા દુખોનુ ભાન કરાવ્યુ હતુ, પુત્ર કરતા પુત્રીના જન્મની હલકી સ્થિતિનુ મનન કર્યું હતુ અને આ સર્વ કારણોથી સામાજિક સુધારા કરવાના વિચાર આવ્યા કરતા હતા. તિલોત્તમાના અકાળ મૃત્યુથી પ્રમોધના ઉપર જૂદીજ અસર થઈ " આ સર્વને લીધે પ્રમોધ પત્નીનુ અવસાન થતા સમાજસેવક બન્યો આમ આ ભાઇબ્હેનના દૃષ્ટાતથી એક આદર્શ વિધવા અને આદર્શ વિધુર સમાજસેવામા કેવો રીતે ઉપયોગી થઇ શકે તેના ચિત્રો રજુ કરવામા આવ્યા છે

પ્રદ્યોત પણ દેશસેવા અને સમાજસેવાની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા માટે પ્રજાકીય સમિતિ તરફથી નીકળતાં એક પત્રમા જોડાય છે. અંતમા પ્રદ્યોત–મૃદુલાના સુખી અને રસિક દાંપત્યજીવનની ઝાંખી સાથે વાર્તાનું પર્યવસાન થાય છે.

વસ્તુની આ આછી રૂપરેખા પરથી માલમ પડશે કે તેમાં નથી કંઈ નવીનતા કે નથી કંઈ આકર્ષકતા. હિંદુ સંસારમા પ્રતિદિન બનતાં ચિત્રોનું એમા તાદૃસ્ય આલેખન છે અને આ આલેખનદ્વારા લેખક પોતાના પ્રિય વિષયોને ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી રજુ કરે છે. આ પ્રયત્નથી પ્રયાગકાર્યની દૃષ્ટિએ નવલકથાને સફળતા પ્રાપ્ત થઇ છે પરંતુ તેને લીધે વસ્તુસંકલનામા અનેક કલાક્ષતિઓ ઘૂસવા પામી છે. આમાંની મુખ્યનું આપણે નિરીક્ષણ કરીશું —

સૌથી પ્રથમ તો નવલકથાના નામ પરત્વેજ છે. વાર્તાનું નામાભિધાન "મૃદુલા" શા માટે ? અન્ય કંઇ શા માટે નહિ ? મૃદુલાએ અન્ય પાત્રો કરતાં કાંઇ ખાસ વિશેષત્વ બતાવ્યું હોય અને નાયિકા તરીકે પોતાનું યોગ્યત્વ સિદ્ધ કર્યું હોય એવુ લાગતુ નથી. મૃદુલા વાર્તાના વિકાસમા જે ભાગ ભજવે તે જ ભાગ બુદ્ધિદા, વિદુલા કે તિલોત્તમા ભજવે છે ત્યારે મૃદુલા તરફ આટલો બધો પક્ષપાત શા માટે ? હા, મૃદુલા પહેલેથી આખી છેલ્લે સુધી રહે છે ખરી પણ તે તો માત્ર અકસ્માત છે એમ ન કહી શકાય ? વખતે એમ પણ હોય કે વાર્તાના ઉત્તર ભાગમા ખાસ કરીને મૃદુલાના પ્રયત્નોને લીધે વિદુલા–પદ્મનાભ, હિરણ્મયી–રવીન્દ્ર, મંજુલા–પ્રહ્લાદ એ ત્રિયુગ્મ સુખી થાય છે એ ઘટનાને લીધે જ લેખક વાર્તાનું નામ "મૃદુલા" રાખવા પ્રેરાયા હશે.

ઉપલી અગભીર બાબતને માફ કરતા પુસ્તકમા જે વાત ખુંચે છે તે પાત્રપ્રચુરતાની. નવલકથાના શરૂઆતના પ્રકરણોમાંથી જ અનેક વિવિધ સ્વભાવના પાત્રો રજુ કરવામા આવે છે. આ પાત્રો વાર્તાના

વિકાસમાં નહિ જેવો ફાળો આપે છે: કેટલીક વખત તો તેઓ વાર્તાપ્રવાહને કુંઠિત કરે છે. રવીન્દ્ર, કુમુદકાંત, પેસ્તનજી, કરીમમહમદ, શીરીન, સકીના, મંજુલા, હિરણ્યમયી વિગેરેના પાત્રો વાર્તામાં ન આવ્યા હોત તો ચાલી શકતે; એમની હાજરી વિના પણ વાર્તા-પ્રવાહ સરળ રીતે વહ્યો હોત. આ પાત્રબાહુલ્યને લીધે વાર્તાનાં કુદરતી વિકાસમાં સ્ખલન આવે છે. ત્યારે આટલા બધા પાત્રો રજુ કરવાનું શું કારણ? આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવો અઘરો નથી. ભોગીન્દ્રરાવ પ્રધાનતઃ સમાજસુધારક હતા અને પછી કલાકાર. એમની સુધારાની અને ઉન્નતિની ભાવનાઓએ આ પાત્રોનું સર્જન કર્યું. અને આ પાત્રો દ્વારા અનેક ઉપયોગી પ્રશ્નો—જેવા કે સ્ત્રીઓનું કર્તવ્ય, રાષ્ટ્રીય જાગ્રતિ, વિધવાઓની સ્થિતિ, હિંદુ-મુસ્લીમ ઐક્ય વિગેરે—ચર્ચવામાં આવ્યા. આમ આ પાત્રો વસ્તુસંકલનામાં ઉપયોગી થવા માટે સર્જાયા નથી પરંતુ લેખકના વિચારો રજુ કરવા માટે સર્જાયા લાગે છે. પોતાના સર્જનનું પ્રયોજન સાર્થક કર્યા સિવાય અન્ય ભાગ તેઓ ભજવતા હોય એમ લાગતું નથી.

આ પાત્રબાહુલ્યને લીધે બીજી એક કલાક્ષતિ એ આવી છે કે મૃદુલા, બુદ્બુદ, પ્રદ્યોત, વિદુલા વિગેરે પ્રધાન પાત્રોનું જે રીતસર આલેખન થવું જોઇએ, જે ખીલવણી થવી જોઇએ, તે થઇ શક્યાં નથી. "મૃદુલા" પ્રકટ થઇ ત્યારે કેટલા વિવેચકોએ એમ મત આપ્યો હતો કે લેખકમાં પાત્રનો બરાબર વિકાસ કરવાની શક્તિ ન હોવાને લીધે પાત્રની સંખ્યામાં વૃદ્ધિ કરી એ દોષને ઢાંકવા પ્રયત્ન કર્યો છે. આ મત કંઇક અંશે ખરો ગણીએ તો પણ લેખક પાત્રોનો વિકાસ ન કરી શકયા માટે જ તેમણે પાત્રોની સંખ્યા વધારી છે એમ કહેવું લેખકને અન્યાયકર્તા છે: આના કરતાં તો, ઉપર કહ્યું તે પ્રમાણે, લેખકે પોતાના અનેક પ્રકારના વિચારોના વાહન માટે આ પાત્રો સર્જ્યા છે એ મત વધારે યોગ્ય લેખાશે. અલબત્ત, લેખક થોડા પાત્રોથી

નિપુન કામ કરવાની કળા સાધી શક્યા હોત તો આ ક્ષતિ ન આવતે આ પ્રકારનુ પાત્રબાહુલ્ય પાત્રવૈવિધ્યની દૃષ્ટિએ ભલે ઇચ્છનીય હોય પરંતુ મુખ્ય પાત્રોના કર્તવ્યપ્રદેશમા એનાથી અંતરાય આવે છે

ત્રીજી ક્ષતિ એ લાગે છે કે વાર્તાપ્રવાહ એકધારો વહેતો નથી છુટા છુટા ચિત્રોની દૃષ્ટિએ વાર્તાના પ્રકરણો સરસ છે પરંતુ નવનકથાવિધાનની દૃષ્ટિએ વાર્તાસંકલનામા જે સાતત્ય (Continuity) જોઇએ તે ' મૃદુલા "મા જણાતુ નથી બુદ્ધિદાનુ વૈધવ્ય, તિલોત્તમાનુ અવસાન વિગેરે મુખ્ય પાત્રોના જીવનના અગત્યના બનાવો રજુ કરવામા જે વસ્તુગુ થણી જોઇએ તે દેખાતી નથી કેટલાક ઉપપ્રસગોના સર્જનમા ઉતાવળ થઇ લાગે - ઉદાહરણ તરીકે ડૉ૦ અવિનાશના મકાનમા આગ લાગે છે તે રવીન્દ્રનો ગર્વ ઉતારવા માટે જ લગાડવામા આવી હોય એવુ સ્પષ્ટ લાગતુ નથી ? આ આગવાળો કરૂણ પ્રસગ બન્યા બાદ અતિ ટુંક સમયમા ડૉ૦ અવિનાશના ઘણા નીકટના કુટુંબીજનો એકમેકને ઉજાણી—પાર્ટી—આપવાની ગોઠવણ કરે તે અવાસ્તવિક લાગતુ નથી ? તેવી જ રીતે વિદુલાના સ્વભાવમા જે મહાન્ પરિવર્તન દેખાડવામા આવ્યુ છે તે પણ અયોગ્ય લાગે છે– અને આમ લાગવાનુ કારણ પાત્રની યોગ્ય ખીલવણીનો અભાવ જે વિદુના માઠલ પર ફરવામા જ આનદ અનુભવતી તે વિદુલા પતિને અનુકૂળ સહધર્મચારિણી કેવી રીતે બની શકી ? મૃદુલાને લીધે વિદુલાનો સ્વભાવ આટલે દરજ્જે સુધર્યો એ કારણ માનસશાસ્ત્રની દૃષ્ટિએ, સ્વીકારવુ અયોગ્ય લાગે છે વિદુલાના માનસમા થતા પરિવર્તનનો વિકાસ બતાવ્યો હોત તો વિદુલાનુ પાત્રાલેખન વધુ સુદર નીવડતે

આવી આવી ન્યૂનક્ષતિઓ "મૃદુલા"મા પ્રવેશવા પામી છે તેનો સપૂર્ણ ખ્યાલ લેખકને હશે અને તેથીજ તેઓ પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામા સ્પષ્ટ રીતે કહે છે —

"વસ્તુ અપરિપક્વ લાગે તો ક્ષન્તવ્ય ગણાશે.. ........."

"પુસ્તક વાચી રહ્યા પછી, **અસંબદ્ધ વસ્તુ, સંકલનાની ખામી** અથવા એવાજ દોષો જણાય તો **લેખક કેવી રીતે** કહે છે તેને બદલે શું કહે છે તે જ જોવા વિનતિ છે."

આ દોષોના કારણો આપણે નિહાળ્યા. સમાજસેવાભિલાષી લેખકે સમાજ અને સ્ત્રીઓની ઉન્નતિને લગતા અનેક પ્રશ્નોનુ નિરાકરણ વિવિધ પાત્રો દ્વારા કરાવ્યુ અને આને લીધે જ "અસબદ્ધ વસ્તુ" તેમજ "સંકલનાની ખામી" વિગેરે દોષો પ્રવેશ્યા નવલકથામા અનેક સિદ્ધાંતો દાખલ કરવાનો ઉદ્દેશ તો લેખક કબુલ કર્યા વિના રહેતા નથી –

*"ઇચ્છા વા અનિચ્છાએ કેટલાક સિદ્ધાંતો (Problems) દાખલ કરવામા આવ્યા છે અને તે ઉપર જનસમાજનો કેળવાયેલો વર્ગ વિચાર કરશે અને કરવા યોગ્ય કરશે તો લેખક ઉપકૃત થશે"

આ સિદ્ધાંતોમા પ્રધાન સિદ્ધાંત સ્ત્રીની ઉન્નતિ છે તે પણ લેખક સ્વીકારે છે—

*"દેશની ધાર્મિક, રાજકીય, સામાજીક કે કોઇ પણ જાતની ઉન્નતિ કરવી હોય તો સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામના શબ્દોમા 'સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે' અને વ્યક્તિની ઉન્નતિમા જ સર્વની ઉન્નતિ સમાયેલી છે એ જ આ લેખકનુ માનવુ છે"

સ્વાભાવિક પ્રશ્ન ઉઠશે કે આવી ક્લાક્ષતિઓ હોવા છતાય "મૃદુલા" આટલી લોકપ્રિય કેમ નિવડી ? એમા એવા કયા વિશિષ્ટ તત્ત્વો છે કે જેને લીધે તેણે આપણા સામાજીક નવલકથાસાહિત્યમા ઉચ્ચ સ્થાન મેળવ્યુ ?

---

* "મૃદુલા"—બીજી આવૃત્તિ પ્રસ્તાવના, પૃષ્ઠ ૮.

' મૃદુલા " સુદરીસુબોધ માસિકપત્રની ભેટ તરીકે પ્રસિદ્ધ થઇ અને તે ખાસ સ્ત્રીઓના વાચન માટે જ લખાઇ હતી. આથી શૈલી અને ભાષામા જે સરળતા અને સાદાઇ છે તેને લીધે તે સ્ત્રી વાચકોને તેમ જ સામાન્ય વર્ગને માટે સુવાચ્ય નિવડી. "મૃદુલા ની અગાઉ ઘણીય સામાજીક નવલકથાઓ લખાઈ હતી પરતુ તેમાની ઘણીખરીમા ભારેભાર સસ્કૃત શબ્દરચના અને આડબરયુક્ત ભાષા હોવાથી વિદ્વદ્વર્ગ જ તેનો આનદ લઇ શકતો. સ્વ૦ દોલતરામ પડયાની "કુસુમાવલિ" આ પ્રકારની નવલકથા છે, આ નવલકથાનો વસ્તુ ઘણીજ સુદર છે, વર્ણનો પણ સારા છે તે છતા તેમા "કાદમરી"ના અનુકરણમા વપરાયેલી સસ્કૃતમય ભાષાને લીધે હજી સુધી સસ્કૃત સાહિત્યથી અજ્ઞાન ઘણાય ગુજરાતી વાચકો--પુરૂષો તેમજ સ્ત્રીઓ--તેનુ રસાસ્વાદન માણી શકયા નથી. આથી ઉલ્ટુ 'મૃદુલા"ની ભાષા જે વર્ગ માટે લખાઇ છે તે વર્ગ સહેલાઇથી સમજી શકે છે ભાષા સાદી અને સરળ છે પણ સસ્કારિતા અથવા અર્થગંભીરતાનો અભાવ નથી, કૃત્રિમ શબ્દરચના પણ ભાગ્યેજ નજરે પડે છે સહેલી અને સચોટ ભાષા દ્વારા ભોગીન્દ્રરાવ સમાજના ઉપયોગી પ્રશ્નોને છેડી શક્યા છે

લેખકની સૂક્ષ્મ અવલોકનશક્તિના ઘણાયે સુદર નિદર્શનો 'મૃદુલા " આપે છે ભોગીન્દ્રરાવને નાનામા નાની વસ્તુનુ પણ યોગ્ય નિરીક્ષણ કરવાની ટેવ હતી અને તેથીજ તેમની વાર્તાઓમા સુદર અવલોકનો—માનવસ્વભાવ તેમજ સૃષ્ટિસૌંદર્યના—સ્થળે સ્થળે વેરાયેલા છે આ વાર્તામા માનવસ્વભાવના સૂક્ષ્મ નિરીક્ષણના જેમ સુદર ચિત્રો છે તે જ પ્રમાણે કારૂણ્યમિશ્રિત ચિત્રો પણ છે આમાનુ એક આપણે જોઇશું. ડૉ૦ અવિનાશના બગલાને આગ લાગે છે, ચારે બાજુએ અગ્નિશિખા જોઇ કમળા મુઝાઇ જાય છે તે પ્રસગનું ચિત્ર આ પ્રમાણે છે

"કમળા અને અવિનાશ ગાડાની મદદે દોડવા લાગ્યા યોગરદમ તાપ એટલો વધતો જતો હતો કે તે મદદ થઇ શકતો નહિ ડૉ૦ અવિનાશ અને કમળા 'હાય, શુ કરશુ' ' 'વ્હાલી રસ્તો બતાવ' એમ બબડતા, દુખથી ભેટતા, આસુ પાડતા અને સાયકાળના ચક્રવાક મિથુન પ્રમાણે પાછા છુટા પડતા જ્યાંથી ખૂણો આવવા લાગી, બારીઓ તોડવા તૈયારી કરાતી હાય એમ લાગ્યુ, બાકુ પડયુ પણ એ બાજુનો રસ્તો ગરમ થઇ ગયો હતો"

આ પ્રમાણે પતિપત્ની મરણોન્મુખ ઉભા હતા પરતુ મૃત્યુને સમક્ષ જાતા પતિને પોતાનો જીવ બચાવવાની લગની લાગી અને—

વ્હાલો છે જીવ પોતાનો વ્હાલાથીય વધુ, ખરે!
જુવો ન્હામે પ્હણે સિહ સુતી સિંહણ છોડીને 'x

એ ન્યાયે ડૉ૦ અવિનાશ કમળાને ધક્કો મારી બહાર નીકળવા ધસ્યો 'વ્હાલા! આપણે બેયે જઇએ છીએ' એટલુ બોલી કમળા બળગતી બારસાખ ઉપર પડી અને બેભાન થઇ ડૉ૦ અવિનાશ ભાગેલા બારણામાથી બહાર, નીકળવા જાય છે તેવામા જ બળગતી છત એના પર પડી"

વર્ણનાત્મક દૃષ્ટિએ આ આખોય ફકરો જેટલો સુદર છે તેનાથીય વધુ સુંદર તેમા ભરેલા માનવસ્વભાવના ગાઢ અભ્યાસને લીધે છે જે પતિ–પત્ની, થોડીક ક્ષણો પહેલાજ, "સાયકાળના ચક્રવાક મિથુન પ્રમાણે" ભટતા અને છુટા પડતા તેમાના એક—પતિએ—અન્યને (પત્નીને) આગમા બળવા દઇ પોતાનો જીવ પહેલો બચાવવાની યોજના કરી –ભલે અતે તે મૃત્યુ પામ્યો

આ ઉપરાત કેટલાક સુદર વર્ણનો છે તે પણ લેખકની અવલોકન શક્તિ બતાવી આપે છે ચોપાટી, રાજકોટ, વેરાવળ વિગેરે સ્થળોના

x કનાપી

વર્ણનો એટલાં તાદૃશ્ય છે કે વાચકને એમજ લાગે કે તે પોતાની દૃષ્ટિ સમક્ષ આ સ્થાનોને નિરખી રહ્યો છે. મુંબઇનું ચોપાટી જેણે જોયું નથી તેને નીચેના વર્ણનથી એ સ્થાનનો આબેહુબ ખ્યાલ આવશે અને જેણે જોયું છે તે આ ચિત્રના સત્યની સાક્ષી પૂરશેઃ-

"દરેક ઋતુમાં અને મુખ્યત્વે કરીને ઉન્હાળામાં સધ્યાકાળથી ચોપાટી સ્વર્ગ સમાન બની રહે છે. રેલ્વે ક્રોસીંગથી તે વાલકેશ્વર જવાના ઢોળાવ સુધી ફુટપાથની લગોલગ ન્હાની મોટી બગીઓ, લેન્ડો, ડૉકયાર્ડ વિગેરેની ઠઠ જામી રહેલી હોય છે. ભાટીયાઓ, મારવાડીઓ, પારસીઓ, મુસલમાન અને યુરોપીયનો કોઇક ગાડીમાં તો કોઇક ફરતાં નજરે પડે છે. ભિન્ન ભિન્ન કોમની સ્ત્રીઓ રંગબેરંગી કપડાં પહેરી ફરતી નજરે પડતાં મેઘધનુષ્યના રંગનો આભાસ થઇ રહે છે. રબ્બર ટાયરની ગાડીઓ તથા વિક્ટોરીયાનો આવજાવ થઇ રહે છે. સાઇકલો, ઘોડાઓ, ન્હાના છોકરાંની ગાડીઓનો તો સુમાર જ હોતો નથી. કૉલેજના વિદ્યાર્થીઓ, વકીલો, ડૉકટરો, વ્યાપારીઓ અને પ્રેમી જોડાં પોતપોતાને ગમતી વાતો કરતાં આમ તેમ ફરે છે, ગડેરી વેચનારનાં તીણા અવાજ વખતો વખત કાને પડે છે. ફુટપાથ પર પડેલી પત્થરની બાંકો ઉપર કેટલાક મહેલાણીઓ નાટકનાં શૃંગારી ગાયન ગાય આનંદ કરતા હોય છે."

આ ચિત્રમાં વર્ણવેલી સ્થિતિ હજીયે પ્રવર્તે છે. ફક્ત ફેરફાર એટલો થયો છે કે "બગીઓ, લૅન્ડો, ડૉકયાર્ડ"ને સ્થાને મૉટરોની હારમાળા નજરે પડે છે અને "નાટકનાં શૃંગારી ગાયન"નું સ્થાન હવે, મુંબઇમાં નાટકો ઓછાં થતાં, ટૉકી ચિત્રપટોના ગાયનોએ મેળવ્યું છે!

'મૃદુલા'નું સર્જન થયું ત્યારે જે રાજકીય, સામાજીક અને ધાર્મિક બળો પ્રવર્તી રહ્યા હતા તેની ઝાંખી આપણે આ પુસ્તકનાં

પ્રથમ ખડમા કરી આ સર્વ બળોથી ઉત્પન્ન થતી અમરના સુંદર અને ભાવવાહી ચિત્રો 'મૃદુલા'મા જે તાદૃશ્યતાથી અને સરળતાથી રજુ કરવામા આવ્યા છે તેને લીધે 'મૃદુલા' તે સમયના સમાજનુ યથાર્થ પ્રતિબિબ રજુ કરે છે સ્ત્રીઓની ઉન્નતિ વિધવાઓની સ્થિતિ અને તેમનો કર્તવ્યપ્રદેશ, સામાજીક અન્યાયો, સ્વદેશપ્રીતિ બાળવિવાહ, હિંદુ-મુસ્લીમ ઐક્ય પરદેશગમન વિગેરે જ્વલત પ્રશ્નોના નિરૂપણ જે રીતે કરવામા આવ્યા છે તે લેખકની ઉદાત્ત ભાવના અને સસ્કારીની સાક્ષી રૂપ છે આવી રીતે 'મૃદુલા" એક Problem novel -ધ્યેયલક્ષી નવલકથા—બની અને લેખકે ધ્યેય લક્ષી નવલોની હારમાળા શરૂ કરવાનુ માન મેળવ્યુ ભોગીન્દ્રરાવના પુરોગામીઓએ—ખાસ કરીને સ્વ ગોવર્દ્ધનરામ ત્રિપાઠીએ—જે અકુર પ્રકટાવ્યા હતા તેમાથી ભોગીન્દ્રરાવે એક સુદર વેલ સર્જી.

પાત્રાલેખનમા કેટલેક ઠેકાણે ભલે કચાશ હોય પણ લેખક એમા જે સહૃદયતા આપી શકયા છે તેને લીધે અનેક પાત્રો હજીય સજીવ છે બુદ્ધિદાના ન્હાનાશા આલેખનમા જે કારૂણ્ય છે તેનાથી સ્વ "કાન્ત" (મણિશકર રત્નજી ભટ્ટ) પણ આકર્ષાયા હતા તેઓ લખે છે—

> ..બુદ્ધિદાનો નાનો 'સ્કેચ' ઘણો કરૂણ અને ઉન્નત છે"*

બુદ્ધિદાનુ આખુયે આલેખન સહૃદયતાપૂર્વક થયુ છે તિલોત્તમાના અવસાન પછી પ્રબોધના મોઢામા જે શબ્દો મૂકવામા આવ્યા છે તે આ સહૃદયતા સારી રીતે બતાવી આપે છે

> 'પુત્રીને પથરો શા માટે કહેવો ? પુત્રવતી વિધવાને જે માન મળે છે તે પુત્રીવતી વિધવાને શા માટે ન મળે ? હિંદુ સસારમા પુત્રને વારસ ગણ્યો છે ને પુત્રીને શા માટે નહિ

* કાન્તનો પત્ર, તા ૧૧-૧૦-૧૯૦૭

ગણી હોય ? વાગ્મ નથી ગણી તેથીજ ત્હેના હક્કો જાય છે અને તે હક્કો જાય છે એટલે જ હિંદુઓ પુત્રીને બદલે પુત્રજન્મને મોટા લેખે છે અને આમ જ હોવાથી પુત્રીઓને હલકી લેખવામા આવે છે. . .સ્ત્રી જાત હલકી લેખાય છે, આપનો ભાગે મનાય છે વિધવા થતા તેના દુ ખની અવધિ આવે છે જે સાસરીયામા ગૃહદેવી લેખાતી તે જ સાસરીયામા શ્વાનવત્ લેખાય છે . . "

સ્ત્રીઓની ઉન્નતિ સિવાય દેશોન્નતિ શક્ય નથી એ બતાવવા માટે મૃદુલા ઉપરાત તિલોત્તમા, મણીના, શિગ્નિ વિગેરે સ્રોપાત્રોનુ સર્જન થયુ છે આ મરકાગી યુવતીઓની સેવાભાવનાના અનેક સુરમ્ય ચિત્રો પુસ્તકના મૂલ્યમા વધારો કરે છે આ સ્ત્રીમડળ બાળકેળવણીથી માડી સ્વદેશની ઉન્નતિ સુધીના જીવન અને સમાજને ઉપયોગી કાર્યોમા જે સક્રિય ફાળો આપે છે તે દ્વારા ગુર્જર ભગિનીઓની સેવાભાવનાને લેખક સુયોગ્ય અર્ધ્ય આપે છે

આ બધી નવીનતાઓ અને વિશિષ્ટતાઓને લીધે હજીયે ગુજરાતી નવલકથાઓમા—ખાસ કરીને સ્ત્રીઓ માટે લખાયેલી નવલકથા ઓમા—'મૃદુલા'નુ સ્થાન ગૌરવભર્યું છે એમાના પ્રશ્નો હજીય સમાજને માટે એટલા જ ઉપયોગી છે એ સત્ય એની તાજેતરમા પ્રકટેલી નવી આવૃત્તિ માટે જવાબદાર છે.

હવે આપણે ' ઉષાકાન્ત 'નુ નિરાક્ષણ કરીશુ ?

* * * *

' મૃદુલા " પછી અલ્પ કાળ ને અતરે ' ઉષાકાન્ત " પ્રકટ થઇ આનુ પ્રકાશનકારણ પણ " મૃદુલા " માફક ભેટપુસ્તક નિમિત્તનુ હતું. અમદાવાદના " ગુજરાતી પચ ' પત્ર તરફથી સામાજીક નવલકથાઓ ભેટ તરીકે આપવામા આવતી હતી ઇ સ ૧૯૦૭મા

એ પછી 'અનક્ષ્યજ્યોતિ' પ્રકટ કરી ત્યારે ૧૯૦૮ મા 'ઉષાકાન્ત' બહાર પાડી

'મૃદુલા' અને 'ઉષાકાન્ત' મા સમાનતાના અનેક અંશો છે એકજ વર્ષમા લખાયેલા આ નવલ યાયુગ્મા એક કરતા વધારે રીતે સામ્ય હોય એમા આશ્ચર્ય જેવુ જરાય ન લેખાય પરંતુ લેખકની કલાનો આ અલ્પ સમયમા જે વિકાસ થયો છે તે સાધારણ અભ્યાસીને પણ પ્રથમ વાચને જ જણાઇ આવ્યા વિના રહેશે નહિ પ્રથમ પુસ્તકમા જે સ્પષ્ટ કલાક્ષતિઓ તરી આવે છે તેમાની ઘણી ખરી દ્વિતીય પુસ્તકમાથી અદૃશ્ય થઇ છે નવલકથાના કલાવિધાનની દૃષ્ટિએ પણ 'ઉષાકાન્ત' એક ઉચ્ચ કોટિની નવલકથા છે વસ્તુ તો હજીય ગૃહસમાજ હિંદુસમાજ અને દેશના મહાપ્રશ્નોની આસપાસ ગુથાયેલી છે—પરંતુ આ વસ્તુગુથણીમા જે કલા અને સૌન્દર્યના તત્વો છે તે કોઇ પણ નવલકથાકારને યશ અપાવે તેમ છે 'મૃદુલા'મા જે કચાશ હતી તે અહી જણાતી નથી

વૃદ્ધ પ્રિતમલાલ અને તેમના પત્ની દયાકોરના એક જ દિવસે થયેલા અવસાન બાદ તેમનો વડિલ પુત્ર ધીરજલાલ તેમના નાના સતાનો ઉષાકાન્ત અને ઇન્દુમતીને મોટા કરે છે ધીરજલાલને ત્યા ઉષાકાન્ત ઇન્દુ સમોવડા પુત્રપુત્રી છે અને તેમના નામ પ્રભાકર અને કાન્તિ આ ચારેય બાળકો ધીરજલાલની પત્ની ગુલાબના હાથ હેઠળ ઉછરી મોટા થાય છે ગુલાબ સકુચિત મનની હોઇ પ્રભાકર કાન્તિને જે લાડમા ઉછેરે તે લાડમા ઉષાકાન્ત ઇન્દુને ઉછેરતી નથી એટલુ જ નહિ પણ તેમને પૂરૂ ખાવાનુય આપતી નથી ધીરજલાલ પોતાના નાના ભાઇ–બ્હેનની આ સ્થિતિ જોઇ મુઝાય છે અને વારવાર પત્નીને ઠપકો આપે છે પરંતુ ગુલાબ જવાબ આપતા અચકાતી નથી

તમેય શુ જેમ આવે તેમ બોલ્યા કરો છો? તમારી ઇન્દુને કોણે આપવાની ના કહી? આખો ડાબો ભલેને એ ખાલી

કરો! પ્રભાકર અને કાન્તિનાં શરીર જુઓ અને ઉષાકાન્ત અને ઇન્દુનાં શરીર જુઓ.' બધાને માટે એમ વમાણા કરીયે તો ઉઠી જાઇએ એમ ધારી એ એને દૂધ ને વસાણું આપવા માંડયું હતું. છોકરાંએ કોણ જાણે કેવાં છે કે એકલાં ખાતાં જ નથી!"

આમ વર્ષોના વર્ષો વીતી જાય છે. ઉષાકાન્ત તેમજ પ્રભાકર મોટા થઇ, હાઇસ્કુલનું શિક્ષણ પુરૂં કરી, કૉલેજમાં વધુ અભ્યાસાર્થે જોડાય છે. આ કાકા-ભત્રિજા વચ્ચે એટલો બધો સ્નેહ છે કે તેઓ ભાગ્યેજ એકમેકથી વિખુટા પડે છે. પ્રભાકરની મનોવૃત્તિ કૉલેજમાંથી જ વિજ્ઞાનના શિક્ષણ પ્રત્યે લાગેલી હોય છે. "તે ઘડીકમાં કીડીયો જ જોયાં કરે છે; ઘડીકમાં ગંધકનો તેજાબ ને જસતના કકડા ને એવું એવું લઇ કાંઇ કર્યા કરે છે. ખાવાનું કે પિવાનું ભાન જ નથી." ગુલાબને આ વર્તનમાં વિચિત્રતા જણાય છે અને તેના અભિપ્રાય પ્રમાણે આ એક જાતની "ઘેલછા" છે; આને માટે તે ઉષાકાન્તના સહવાસને નિંદે છે. ઉષાકાન્તને લીધે જ પોતાના પ્રભાકરને આ ઘેલછા લાગી છે એવો ગુલાબનો દૃઢ મત છે. તેનો વિચાર તો પ્રભાકરના વિવાહ કરી નાખવાનો હતો પરંતુ લગ્નની વાત નીકળતાં જ પ્રભાકર માતા પર ગુસ્સે થતો અને કહેતો કે પહેલા અભ્યાસ તો પૂરો થવા દો.

એક સુંદર સંધ્યાકાળે ઉષાકાન્ત અને પ્રભાકર સાથે ફરવા ગયા હોય છે ત્યાંથી રાત્રે ઉષાકાન્ત એકલોજ પાછો ફરે છે: પ્રભાકર કંઇ કામ બતાવી "પાછળથી આવું છું" એમ કહી રોકાય છે. ઉષાકાન્તને એકલો જોતાંજ ગુલાબ ધુંવાપુંવા થઇ જાય છે: તેના મનમાં અનેક અમંગળ શંકાઓ થાય છે અને દુભાગ્યે આ શંકાઓ ખરી પડે છે. એક પાડોશી બે કાગળો લઇને આવે છે અને ધીરજલાલને આપે છે. આ કાગળો પ્રભાકરના હોય છે—એક પિતા પર,

બીજે ઉપાકાન્ત પર પત્રોમા તે જણાવે છે કે વિજ્ઞાનના વધુ અભ્યાસાર્થે તે પ્રો પ્યુ સાથે વિલાયત જાય છે અને અભ્યાસ પૂરો કરી પછી તે સ્વદેશ પાછો નહીં માટે તેની ચિંતા કરવી નહિ પત્રમા ઉમેર્યું હતુ કે તે સ્વેચ્છાપૂર્વક હિંદુસ્થાન છોડી જાય છે માટે ઉપાકાન્તને ઠપકો આપવો નહિ આ પત્રો વાચી આખાય કુટુંબમા ગ્લાનિ પ્રસરી રહે છે 'ગુલાબના નેત્રમાથી અશ્રુની ધારા ચાલવા લાગી અને એ ધારાથી મેડીમાનો દેવતા છમ–છમ–છમ થઈ ઓલવાવા લાગ્યો" ઉપાકાન્ત ઉન્મત્ત બની જાય છે ગુલાબ ઉપાકાન્તને વીનવે છે કે તેણે પ્રભાકરને ગમે તેમ કરીને શોધવો અને ઘેર પાછા ફરવાનુ કહેવુ ઉપાકાન્ત અમદાવાદથી રાતની ગાડીએ મુંબઈ જવા નીકળે છે

આજે મુંબઈના કનાક બંદર પર (તે સમયે મેનાર્ડ પીઅર બંધાયુ ન હતુ) અજબ ધામધૂમ થઈ રહી છે વિલાયતની મેઇલ સ્ટીમર આજે ઉપડતી હોવાથી બંદર પર પોતપોતાના સ્નેહીઓને વળાવવા, અનેક પ્રકારના સ્ત્રીપુરૂષોનો સમૂહ જામ્યો છે માલકરામની પત્ની શિવલક્ષ્મી અને તેની ચૌદેક વર્ષની સુન્દર પુત્રી સરોજ બંદર પર શિવલક્ષ્મીનો ભાઈ જે વિલાયત જતો હતો તેને વળાવવા આવ્યા છે માલકરામ અલ્લાહાબાદમા લશ્કરીખાતામા 'કૉમીસેરીયેટ' છે અને શિવલક્ષ્મી સરોજને લઈને ખાસ મુંબઈ આવી છે સરોજ એક સદ્ગુણી તેમજ સ્વરૂપવતી યુવતી છે "નાનપણથી જ સ્વદેશથી દૂર રહેલી અને ન્યાતજાતના માણસોથી વિમુક્ત હોવાથી બાયલાપણાથી મુક્ત હતી છતા સ્ત્રીના ગુણો વિકસવા માંડ્યા હતા. નિર્દોષતાથી ભરેલી હતી અને માતા–પિતાના સ્નેહ અને અંકુશથી ઉછરેલી સરોજ, સરોજની માફક સૌન્દર્યવાન તેમજ સદ્ગુણરૂપી સુગંધયુક્ત થઈ હતી" સ્ટીમરમા એક અજાણ્યો ગુજરાતી યુવક એક યુરોપીયન પ્રોફેસર સાથે જતો હતો એ ઘટના ઘણાનુ ધ્યાન ખેંચે છે આ યુવક તે પ્રભાકર એ કહેવાની આવશ્યકતા છે ખરી? સ્ટીમર ઉપડી ગઈ કે તરત જ

એક યુવાન દોડતો દોડતો આવે છે પણ સ્ટીમર હમણાં જ ઉપડી ગઇ એ સમાચાર મળતાં તેનું મુખ નિસ્તેજ થયું અને તેની આંખમાં ઝળઝળીયાં આવ્યા. શિવલક્ષ્મીના હૃદયમાં આ યુવકને આ સ્થિતિમાં જોઇ અનુકંપા ઉત્પન્ન થાય છે અને તે બધું પૂછી લે છે. પ્રત્યુત્તરમાં આ યુવાન કહે છે કે પોતાનું નામ ઉપાકાન્ત અને પોતે પ્રભાકરને મળવાની ઘેર લઇ જવા આવ્યો હતો. શિવલક્ષ્મીને દયાશંકર સાથે સારો સંબંધ હતો અને તેઓ એકજ જ્ઞાતિના હતા—તેથી તે ઉપાકાન્તને બરાબર ઓળખતી. સરોજે માતાને મોંઢે આ ઉપાકાન્તનું નામ ઘણીય વેળા સાંભળ્યું હતું. તેને પોતાની દૃષ્ટિ સમક્ષ ઉભેલો જોતાં તેના "હૃદયમાં ધબકારા" થાય છે અને "આંખોમાં નવીન તેજ" છવાય છે! શિવલક્ષ્મી અને સરોજનાં આગ્રહથી ઉપાકાન્ત તેમની સાથે તેમને ઉતારે જાય છે. પરંતુ પ્રભાકરને છેવટે ન જ મળાયું એ વસવસો મનમાં રહી જાય છે. ઉપાકાન્ત સરોજ તરફ આકર્ષાય છે અને તેના હાથની મીઠી રસોઇ જમતાં—"ઉન્હી ઉન્હી પુરી અને ભીંડાનું શાક" ખાતાં—આ આકર્ષણ દૃઢ સ્વરૂપ ધારણ કરે છે. આ આકર્ષણમાંથી પ્રેમનાં અંકુર જન્મે છે. વધુ રોકાઇ જવાનાં આગ્રહભર્યાં દબાણ છતાંય તે રાત્રે ઉપાકાન્ત અમદાવાદ જવા નીકળે છે. તેના મનની સ્થિતિ અકથ્ય હતી. "વિક્ટોરીયામાં બેઠાં બેઠાં પાછળ જોઇ બારીમાંથી દેખાતી સરોજની આંખો દેખાઇ ત્યાં સુધી જોઇ અને ઉન્હી ઉન્હી રસોઇનો સ્વાદ તો મનમાં જ રહી ગયો."

ઉપાકાન્ત પ્રભાકરને મળ્યા સિવાય પાછો ફર્યો એ જાણતાં જ ગુલાબ ક્રોધની મૂર્તિ સમી બની રહે છે. અધુરામાં પુરું તેને ખબર પડે છે કે ઉપાકાન્ત મુંબઇમાં સરોજ અને શિવલક્ષ્મીને ત્યાં ઉતર્યો હતો. આથી બળતામાં ઘી હોમાય છે. તેના મનમાં એમ જ થાય છે કે ઉપાકાન્ત જાણી જોઇને પ્રભાકરને ન મળ્યો. ગુલાબના મનમાં આમ લાગવાનું કારણ એમ છે કે તે સરોજને પ્રભાકર માટે લાવવા કયારનીય ઇચ્છા રાખે છે. તેણે શિવલક્ષ્મીને આ બાબતસર કાગળ પણ

લખ્યો હતો પરંતુ માના પોતાને ગમે તે 'લફરૂ' વળગાડી દેશે તે બીકથી તેમજ વધુ અભ્યાસ માટે પ્રભાકર વિલાયત ચાલ્યો ગયો અને એ વાત એમને એમ રહી ઉપાકાન્ત પર ગુલાબને ઘણોજ ગુસ્સો આવે છે અને તે ધીરજલાલને ફરીયાદ પણ કરે છે ધીરજલાલને પણ ઉપાકાન્તની આ વર્તણુંક ગમતી નથી

આ પ્રમાણે એક બાજુ ભાઇ–ભાભી ઉપાકાન્ત પર ગુસ્સે થયા હોય છે ત્યારે બીજી બાજુએ તે બી એ ની પરીક્ષામા નિષ્ફળ નીવડે છે આ નિષ્ફળતા તેને વધુ સાલે છે અને તેનો આનંદ નષ્ટ થાય છે ગુલાબ આ તક જવા દે એવી નહોતી તે ઉપાકાન્તને મહેણા મારે છે કે આખો દિવસ સરોજના વિચાર કરવા અને પરીક્ષામા પાસ થવુ એ કયમ બને ? દાઝયા પર આ ડામથી ઉપાકાન્ત નિષ્ફળ બને છે તે સરોજને ચાહતા શીખ્યો હતો પરંતુ ગુલાબનો વિચાર પ્રભાકર માટે છે એ જાણતા તે કુટુંબમા કલેશ ન થવા પામે તે માટે તે સરોજને ભૂલી જવા પ્રયત્ન કરે છે. તે હિંદ સેવક સમિતિમા જોડાય છે અને સમિતિની અલ્લાહાબાદની શાખાના મંત્રીની મુલાકાતાર્થે તેને અલ્લાહાબાદ મોકલવામા આવે છે આમ સરોજથી દૂર રહેવા ઇચ્છતો ઉપાકાન્ત અલ્લાહાબાદમા આવે છે અને શિવલક્ષ્મીને ત્યા ન ઉતરતા મી અરૂણિરામ ( અલ્લાહાબાદ શાખાના મંત્રી ) ને ત્યા ઉતરે છે શિવલક્ષ્મીને ત્યા કદીયે ન જવુ એવો તે દૃઢ નિશ્ચય કરે છે તેનુ હૃદય તેને સરોજ પ્રત્યે આકર્ષે છે પણ તેની બુદ્ધિ તેને ના કહે છે અરૂણિરામને ત્યાજ તે રહે છે અને ગુજરાતમા હિંદ સેવક સમિતિનુ કામકાજ કેવી રીતે વધારી શકાય તે માટે તેઓ યોજના ઘડે છે અરૂણિરામ, થોડા દિવસ બાદ, એક સ્નેહસંમિલન યોજે છે અને તેમા અલ્લાહાબાદના પ્રતિષ્ઠિત સજ્જનો અને સન્નારીઓને નિમંત્રવામા આવ્યા હોય છે બાલકરામ અને તેમના કુટુંબને પણ નિમંત્રણ મળ્યુ હોય છે આમ સરોજથી દૂર ને દૂર રહેવા

ઇચ્છતો ઉપાકાન્ત આકસ્મિક સંજોગોમાં સરોજને મળે છે અને તેનું હૃદય અંગ્રેજ કવિના શબ્દોનો પ્રતિધ્વનિ પાડે છેઃ—

" Accident brought us to the same city,
Accident brought us to the same place. "*

સરોજ તરફ ચિત્રલક્ષ્મી ઉપાકાન્તને પોતાને ત્યાં ન ઉતરવા માટે મીઠો ઠપકો આપે છે. અન્યોન્યનાં આ અણધાર્યાં પુનર્દર્શનથી સરોજ અને ઉપાકાન્તના હૃદયના તારો ઝણઝણી ઉઠે છે. સરોજને વિસરવા મથતો ઉપાકાન્ત સરોજની લાવણ્યમૂર્તિને સ્નિગ્ધ દૃષ્ટિએ નિહાળી રહે છે.

હવે આપણે અમદાવાદના બનાવો તરફ નજર કરીશું.

રમેન્દ્રની સાથે ઉપાકાન્તને અલાહાબાદ જતા પહેલાં મૈત્રી થયેલી. રમેન્દ્ર એક શિક્ષિત યુવાન હતો પરંતુ દુર્ભાગ્યે તેની પત્ની મંજુ બહુ શિક્ષિત ન હોવાથી તે ઘણો અસંતુષ્ટ રહેતો. ઉપાકાન્તના પ્રોત્સાહનથી રમેન્દ્ર મંજુને કેળવે છે અને પતિપ્રેમની ભૂખી મંજુ પણ રમેન્દ્રના જીવનમાં રસ લેતી થાય છે—અને તેમનું પરિણીત જીવન ત્યાર પછી સુખમાં વ્યતીત થાય છે. આને માટે પતિ–પત્ની ઉપાકાન્તનો ઉપકાર ભૂલતા નથી. મંજુની નાની બ્હેન સરલાનું કોઇ ન હોવાથી તે બ્હેન–બનેવીને ત્યાં જ રહે છે અને બનેવીના હાથ નીચે ચોગ્ય કેળવણી પામે છે અને વખત જતાં એક સંસ્કારી કન્યા બને છે.

આ બાજુ ગુલાબ કાન્તિ તથા ઇન્દુના લગ્ન માટે તૈયારીઓ કરી રહી હોય છે. કાન્તિ અને ઇન્દુ બન્ને વચ્ચે ઘણો ફરક છે : કાન્તિ ગુલાબનાં હદ ઉપરાંતના લાડથી સ્વચ્છંદી બને છે જ્યારે માતાવિહોણી ઇન્દુ ગૃહકામ ઉપરાંત ભરતગુંથણ, ચિત્રકળા વિગે-

* દૈવયોગે અમે એક જ શહેરમાં આવ્યા અને દૈવયોગે અમે એક જ સ્થળે મળ્યા.

રેમા પ્રવિણના પ્રાપ્ત કરે છે એક બોડે ચઢાવેની છે જ્યારે અન્ય આગ્રાકિત છ કાન્તિના વિવાહ સરીત ધીમત સાથે કર્યા હોય કે જ્યારે ઇન્દુના વિવાહ પિનાકી નામક ઉચ્છૃખલ વિદુર સાથે કરવામા આવ્યા હોય છ ઉપાકાન્તનો વિચાર ઇન્દુનુ ધીમત સાથે ગોઠવવાનો હતો પરતુ આમા પણ ગુલામ આડ આવી પરિણામે ધીમતને કાન્તિ આપવામા આવી ઉપાકાન્તને આ વિવાહથી વણુ જ લાગ્યુ હતુ આ લગ્નમા મરોજ વહુ તરીકે મહાલી શકે અને પોતે માસુપદના લહાવો લઇ શકે એ કારણસર ગુલામ પ્રભાકરના વિવાહ સરોજ સાથે જલ્દી કરવાને માટે ઉત્સુક હતી પરતુ શિવલક્ષ્મીનો વિચાર ઉપાકાન્ત માટે હોવાથી તેણે ગુલામને ઉડાવનારો જવાબ આપ્યો લગ્ન પ્રમગે ઉપાકાન્તથી આવી ન શકાયુ એટલે ગુલામને નક્કી એમ જ થયુ કે ઉપાકાન્ત જાણી જોઇને ન આવ્યો અને તેણે જ અ'લાહાબાદ જઈ શિવલક્ષ્મીનો વિચાર ફેરવ્યો હશે નિર્ણીત તિથિએ કાન્તિ ધીમત અને ઇન્દુ પિનાકીના લગ્ન થયા અણઘડ કાન્તિ ધીમતના આદર્શોને પહોચી ન શકી જ્યારે શકાશીલ સ્વભાવનો અને વિલાસી પિનાકી ઇન્દુના સ્નેહભૂખ્યા હૃદયની કિમત ન કરી શક્યો આમ આ દેહલગ્ને ભલે શારીરિક કજોડા ન મનાવ્યા પરતુ માનસિક કજોડા તો બનાવ્યા જ

અલ્લાહાબાદમાનુ કામ આટોપી ઉપાકાન્ત હિદ સેવક સમિતિના અગેના પ્રચારકાર્ય માટે અમૃતસર જાય છે ત્યા સુવર્ણમદિર પાસેના તળાવમા ડૂબતા એક છોકરાને બચાવવા જતા તેનો પગ લપસે છે અને માથામાથી લોહીની ધારાઓ વહેવા માડે છે પહેલા તો તેણે આ ઘાને મચક ન આપી પરતુ જ્યારે તાવ રહેવા મડ્યો એટલે તે અલ્લાહાબાદ પાછો ફર્યો અને નબળી તબીયતને અગે માલકરામને ત્યા ઉતર્યો અહીં સરોજ વ્હાલપૂર્વક એની શુશ્રૂષા કરે છે માદગીને બિછાનેથીય એ સરોજની ઝખના કર્યા કરે છે સરોજ જેવુ રત્ન પોતાના હાથમાથી પ્રભાકર ઝુટવી જશે એ એકના એક વિચારે

તેની મનઃશાંતિ લુપ્ત થઇ. આમ શારીરિક વ્યાધિ સાથે માનસિક ચિંતા લાગુ પડવાથી તેની તબીયત ઘણી ગંભીર બની. ડૉક્ટરોએ સગાંવ્હાલાંને તાર કરવાની સૂચના આપી અને ધીરજલાલને તાર કરવામાં આવ્યો. તાર મળતા તરત જ રમેન્દ્ર અલ્લાહાબાદ જાય છે, અને ઉષાકાન્તના રોગની સર્વ સ્થિતિ જાણી લે છે. આખો દિવસ તે સરોજની ઝંખના કર્યા કરે છે અને આ માનસિક વ્યાધિને લીધે તેનો જીવનદીપ બુઝાશે એ વિચારથી રમેન્દ્રના મનમાં ઘણી ગ્લાનિ વ્યાપે છે. અને તે પ્રભાકરને આ મર્મ વાતથી વાકેફ કરવાનો નિર્ણય કરે છે અને તેને ઇગ્લંડ વિગતવાર પત્ર લખે છે.

ઇગ્લંડમાં પ્રભાકરનો વિજ્ઞાનનો અભ્યાસ પૂરો થયા પછી તે પ્રૉફેસર પ્યુની સાથે હિંદુસ્થાનમાં એક પ્રયોગશાળા સ્થાપવાની યોજના કરી રહ્યો હોય છે ત્યાં તેને રમેન્દ્રનો પત્ર મળે છે અને એમાંની વિગત વાચતા એ રડમશ બની જાય છે. હા, એનો પોતાનો વિચાર સરોજ સાથે વિવાહ કરવાનો હતો; તે માટે તેણે પોતાની માતા ગુલાબને અનુમતિ પણ આપી હતી, પરંતુ તેને ખબર નહોતી કે સરોજનો પોતાનો વિચાર ઉષાકાન્ત માટે હતો અને ઉષાકાન્તની માંદગીનું એક કારણ સરોજની ઝંખના હતું: તેની માતા પોતાને માટે સરોજ લાવવા આવા કાવાદાવા કરતી હશે એનો તેને ભાગ્યે ખ્યાલ આવ્યો હતો. રમેન્દ્રના પત્રે સર્વ સ્પષ્ટ કર્યું. તે તરતજ પહેલી સ્ટીમરમાં સ્વદેશ પાછો ફરે છે અને બારોબાર અલ્લાહાબાદ જાય છે. પોતાના પ્રિય ઉષાકાન્તને બચાવવા તે અપૂર્વ આત્મત્યાગ કરે છે. તે સત્વર કહે છેઃ—

"ઉષાકાન્ત ! તું કાંઇ પણ વાતની ચિંતા કરીશ નહીં, હોં.... હું પરણવાનો જ નથી. સરોજ તારી જ છે હોં ! સરોજ મારી બ્હેન થાય !"

આ અજબ આત્મત્યાગનું ધાર્યા કરતાંય સુંદર પરિણામ આવ

છે મરોજની સ્નેહભરી સાગ્વારથી અને પ્રભાકર તથા ગ્મેન્દ્રના સહવામથી ઉષાકાન્તનો તાવ ઉતરવા માડે છે અને થોડા મમયમા તે સારો થઇ જાય છે તબીયત ઠીક થતા બધા અમદાવાદ જવા નીકળે છે મરોજ અને ઉષાકાન્ત વિવાહથી જોડાય છે

પ્રભાકરનુ જીવનધ્યેય વિજ્ઞાન હતુ અને વિજ્ઞાનના વિકામ માટે તે લોનાવલામા એક પ્રથમ પક્તિની પ્રયોગશાળા સ્થાપે છે તેના મત પ્રમાણે ગ્સાયણશાસ્ત્રનો અભ્યામ કરવાથી અને રમાયણના અનેક ઉપયોગથી સ્વદેશી ઉદ્યોગ હુન્નગ્ને જરૂગ્ મહાન્ લાભ થશે જે વસ્તુઓ વિદેશમાથી મગાવવી પડે છે તે હવે સ્વદેશમા મની શકશે આ ઉદ્દેશની મિદ્ધિ અર્થે તે લોનાવલા પ્રયોગશાળામા દિવસોના દિવસો ગાળ્યા કરે છે અને ત્યા જ રહે છે તેને વિજ્ઞાન સિવાય અન્ય કશાનીય પરવા નથી પરતુ સમય જતા તે મજુની બ્હેન મરલા સાથે વિવાહથી જોડાય છે.

ઇન્દુની મહનશીલતા અને સેવાથી પિનાકીનો સ્વભાવ સુધારે છે મજુ અને સરોજના મહવામને લીધે અન્તિમા ગેરમાર્ગ પ્રકટે છે અને તે પણ ધીમતનુ જીવન સુખી કરવા યત્ન કરે છે આમ આ નાકડમાકડુ નળગાડેના યુગલહ્રદયના મમાર્ગ અને સુખી નીવડે છે

સરોજ–ઉષાકાન્ત અને સરલા–પ્રભાકરના લગ્ન થાય છે લગ્નની પૂર્ણાહુતિ બાદ ઉષાકાન્ત, પ્રભાકર અને ગ્મેન્દ્ર કલ્યાણગ્રામ નામક એક આદર્શ સસ્થાની યોજના કરે છે અને આ કાર્યમા તેમને સરોજ, મરલા અને મજુનો સુદર મહકાર પ્રાપ્ત થાય છે

આ રીતે વાર્તાનો અત આવે છે

વાર્તાની આ રૂપરેખા પરથી વાચક જોઇ શકશે કે "મૃદુલા"મા જે મિદ્ધાન્તો ચર્ચવામા આવ્યા હતા—પરતુ અનેક કારણસર જેનો

યોગ્ય વિકાસ થઈ શક્યો નહોતો—તે જ પ્રશ્નો વધુ વ્યવસ્થિત સ્વરૂપમાં "ઉષાકાન્ત"માં નજરે પડે છે. તદુપરાંત "મૃદુલા"માં જે સીધું પ્રચારકાર્ય થયું હતું તે અહીં, કલાના અંશોથી મઢાયેલું હોઇ, અવાસ્તવિક લાગતુ નથી. બીજી અનેક કલાક્ષતિઓ દૂર થઇ છે. અહીં ઉપયોગી અને આવશ્યક પાત્રોનુંજ સર્જન કરવા માટે લેખકે કાળજી રાખી છે જ્યારે "મૃદુલા"માં તો વાર્તાપ્રવાહમાં ભંગ પાડે એવી પાત્રપ્રચુરતા ઘુમવા પામી હતી. થોડા પાત્રોથી વધારે કામ લેવાની કળા અહીં ખીલવવામાં આવી છેઃ પરિણામે નવલકથાના વસ્તુના કુદરતી વિકાસમાં જરાય અંતરાય આવતો નથી. એક વર્ષનાં ટુંક સમયમાં થયેલો આ ઉપયોગી ફેરફાર બતાવી આપે છે કે કલાવિધાન જેવા નવલકથાલેખનનાં એક ઉપયોગી તત્ત્વ પર લેખકની હથોટી બેસી ગઈ છે.

"ઉષાકાન્ત"માં રમેન્દ્ર અને તેની પત્ની મંજુ સિવાય અન્ય કોઈ અગત્યના ઉપપાત્રો નથી : પરંતુ આ ઉપપાત્રયુગલની મદદ વિના વાર્તાનો વિકાસ થવો મુશ્કેલ પડતે—તેથી એ દૃષ્ટિએ રમેન્દ્ર-મંજુનુ સર્જન કરવામાં લેખકનું કૃત્ય વ્યાજબી ગણી શકાય. મંજુની બ્હેન સરલાનો પ્રવેશ આ દંપતી સિવાય સંભવી શકતે નહિ. પ્રભાકર વાર્તામા એક અગત્યનુ પાત્ર છે અને સરોજ સાથે તેના લગ્ન થવા અશક્ય હોવાથી લેખકને તેને માટે એક યુવતી શોધવી પડે છે આ યુવતી તે મંજુની બ્હેન સરલા : તેના બનેવી રમેન્દ્રે તેને એવી કેળવણી અને સંસ્કાર અર્પ્યા છે કે જેથી તે પ્રભાકર જેવા પતિને યોગ્ય નિવડી શકે. આ રીતે રમેન્દ્ર તથા મંજુ વાર્તાના સંકલનમાં સહાયભૂત થઇ પડે છે. આ બે સિવાય અન્ય કોઇ અગત્યના ઉપપાત્રો હોય તો તે કાન્તિ અને ઇન્દુ. પરંતુ લેખકે આ પાત્રોનો વિકાસ કરવા ધાર્યા નથી એવું તો શરૂઆતના પ્રકરણોથી લાગે છે. કાન્તિ તથા ઇન્દુના પાત્રો અણવિકસ્યા રહેવાથી વાર્તાપ્રવાહમા સ્ખલન આવતુ નથી. જો લેખકે કાન્તિ અને ઇન્દુનો

મરોજ કે મરલા માફક વિકાસ કર્યો હાત તો નવનકથામા એક કે એને બદલે ચાર ચાર પૂર્ણ ખીલેના સ્ત્રીપાત્રો એક સાથે આવતે અને એટલે દરજ્જે મુખ્ય સ્ત્રીપાત્રોની મહત્તા ઓછી થતે આના ઉપરથી કોઈ એમ અનુમાન ન બાધે કે કાન્તિ અને ઇન્દુના પાત્રો માત્ર શોભાના ગાડીના જેવા છે ના, વસ્તુસ્થિતિ એમ નથી કાન્તિ અને ઇન્દુ દ્વારા આપણને ધીમત અને પિનાકીનો પરિચય કરાવવામા આવે છે. પિનાકી-ઇન્દુ અને ધીમત-કાન્તિ—આ બન્ને દપતી-યુગમમા જે અસમાનતાઓ આવે છે તે વડે લેખક હિંદુ લગ્નની એક કરુણ પણ ગભીર બાજુ બતાવે છે અને આત્મલગ્ન તથા દેહલગ્ન વચ્ચેની સીમારેખા દોરે છે

હવે આપણે “ ઉષાકાન્ત ”મા આવતા મુખ્ય પાત્રો સબધી વિચાર કરીશુ ઉષાકાન્ત પુસ્તક સાથે સકળાયેલા પોતાના નામને સાર્થક બનાવે છે બીજા કોઈ પણ પાત્ર કરતા ઉષાકાન્તના પાત્રનુ જે રીતે આલેખન થયુ છે તે બતાવી આપે છે કે લેખકને આખીય વાર્તાનુ મધ્યબિંદુ આ પાત્રની આસપાસ રચવુ હતુ લેખકે આ ઉદ્દેશમા સફળતા મેળવી છે શરૂઆતના પ્રકરણોથી જ ઉષાકાન્ત કાર્યપ્રવાહમા એવી રીતે સકળાય છે કે જેથી તે વાચકોની દૃષ્ટિ સમક્ષ--પરોક્ષ વા પ્રત્યક્ષ રીતે—છેક પહેલેથી છેલ્લે સુધી રહે છે યોગ્ય અને સ્પષ્ટ રેખાઓમા દોરાયેલા આ પ્રધાન પાત્રનુ સર્જન એવુ અસરકારક નિવડ્યુ છે કે તે એક જીવત પાત્ર બની રહે છે

ઉષાકાન્તમા પ્રભાકર જેવી ઉર્મિલતા ( Sentimentality ) નથી તેનામા અનુકપા અને સહૃદયતા છે પણ આ બન્ને ભાવો તેને ઉર્મિલ બનાવી શક્તા નથી ભામીના અનેક કઠોર મહેણા છતા તે પોતાના કર્તવ્યપથથી વિમુખ થતા નથી તેનામા રહેલી અનુકપા તેના હૃદયને એટલુ મૃદુ બનાવે છે કે તે સમાજની અસમાનતાઓ અને અન્યાયો, શ્રીમતોની બેજવાબદારી અને ગરીબોનુ પીડન જોઇ

કંપી ઉઠે છે આને લીધે શરૂઆતથી જ તે ગરીબોનો બેલી બને છે. આ પ્રમાણે લેખક વાર્તાના મુખ્ય પાત્ર પાસે પોતાના જ હૃદયના ભાવો વ્યક્ત કરાવે છે—પરંતુ પોતે પરોક્ષ રહીને જ. આટલે દરજ્જે તેઓ ઉપદેશકવેડામાંથી બચે છે તેઓ સમાજસેવાની પોતાની પ્રિય ભાવનાને તદ્દન છોડી શકતા નથી એટલે કેટલેક ઠેકાણે તો કૃત્યો વાર્તાના મૂળ વસ્તુને આગળ વધારવામાં ઉપયોગી થતા નથી; પરંતુ સમાજના દુ:ખથી અલિપ્ત રહેનાર કલાકાર થવાની તેમને ઇચ્છા કદીય થઇ નહોતી. અને ઉષાકાન્ત સામાજીક વિષમતાઓ સામે ઝૂઝવાને બદલે બેસી રહે તો તેના સર્જનનું શું પ્રયોજન? જો તે ગરીબોના દુ:ખ દૂર કરવામાં સહાયભૂત ન થાય—સંસારની કટુતાઓ દૂર કરવામાં મદદ ન કરે—તો નવલકથા સાથે તેનું જોડેલું નામ કેવી રીતે વ્યાજબી ગણી શકાય? પરિણામે મીલમજુરોની કંગાળ ચાલીઓ જોઇ ઉષાકાન્તને દયા આવે છે, મીલમજુરના એકમાત્ર "ગુલાબના ફુલ જેવા" પુત્રને શ્રીમંત શેઠીયાની ગાડી નીચે ચગદાઇ અવસાન પામતો જોઇ તેનું હૃદય રડી ઉઠે છે, જેલના કેદીઓની કરૂણ હાલત જોઇ તેની સુધારણા માટે તે મથે છે આવા આવા અનેક પ્રસંગો નિરખી તે સમાજ તથા દેશની સેવામાં પોતાનું સારૂ ય જીવન વ્યતીત કરવાનો નિશ્ચય કરે છે. આને પરિણામે ગુજરાતમાં તે હિંદસેવકસમિતિની સ્થાપના કરવામાં સહાયભૂત નિવડે છે.

મનોજના પ્રવેશ સાથે પ્રેમનો સનાતન ત્રિકોણ રજુ થાય છે આ ચાલાક યુવતીમાં, તેની ઉમરની અન્ય બાળાઓ માફક, ભિરૂતા કે નિર્બળતા નથી. ગુજરાતથી દૂર સંયુક્ત પ્રાન્તમાં રહેવાથી તેને એક મોટો લાભ એ થાય છે કે તેનું દૃષ્ટિબિંદુ વિશાળ બને છે. ઉચ્ચ શિક્ષણે તેની બુદ્ધિ ખીલવી છે અને સુસંસ્કારોએ તેનું ચારિત્ર્ય વિકસાવ્યું છે. પરંતુ તેનો વિવાહ કોની સાથે થશે—પ્રભાકર કે ઉષાકાન્ત સાથે? આ પ્રશ્નના ઉત્તર પર તેનું ભાવી જીવન અવલંબી

રહે છે. પ્રભાકરના આત્મત્યાગથી તેનો માર્ગ મગળ થાય છે ઉષાકાન્ત જેવા સેવાભિલાષી પતિ સાથે લગ્નગ્રંથિથી જોડાઇ તે પીડિતોના—ખાસ કરીને સમાજથી હિણાયેલી સ્ત્રીઓના—ઉદ્ધાર અર્થે જીવન ગાળે છે. સરોજના પાત્રાલેખનમા મૃદુલા કરતા કઇ ખાસ વિશિષ્ટતા નથી મૃદુલા માફક સરોજ પણ સમાજસેવાને અપનાવતી એક નવીન યુગની ગુજરાતી યુવતીનો સુદર નમુનો છે આવી યુવતીઓને લીધે કેટલાય કલુષિત ગૃહજીવનમાથી કકાસ દૂર થઈ આનદ પ્રસર્યો હશે તેના અસરકારક ચિત્રો લેખક રજુ કરે છે

પ્રભાકરને તેનો પિતા ઉર્મિલ કહે કે પરતુ આ ઉર્મિલ યુવક જે અપૂર્વ સ્વાર્થત્યાગ કરે છે તે આખીય નવલકથામા અનેરી ભાત પાડે તેવી ઘટના ગણી શકાય તેને સરોજ નહોતી ગમતી એમ નહોતું તે છતાય પોતાના બાલ્યાવસ્થાથી મિત્ર ગણેલા ઉષાકાન્તને બચાવવા તે પોતાનુ સુખ જતુ કરતા અચકાતો નથી "સરોજ મારી બ્હેન થાય હો!" એ શબ્દોજ નવલકથાને કરૂણતામા પલટાતી અટકાવે છે આ વિરલ કૃત્ય દ્વારા પ્રભાકર પોતાના હૃદયની વિશાળતા બતાવી આપે છે આ સિવાય પ્રભાકર અન્ય દિશામા જે કર્તવ્ય આદરે કે તે તો સુવર્ણાક્ષરે નોધવાયોગ્ય છે એકપે હાથે તે નુ પ્રયોગશાળાની સ્થાપના કરે છે વિજ્ઞાનને પોતાનુ આખુય જીવન આપવાની ધગશવાળા પ્રભાકર જેવા યુવકો ગુજરાતની કીર્તિ માત્ર ભારતવર્ષમા નહિ પણ સાગય વિશ્વમા પ્રસારશે આવા વિજ્ઞાનવીરનુ ચિત્ર આપી લેખકે માત્ર તત્મમયના નહિ પણ ભવિષ્યના ગુજરાતનીયે સેવા બજાવી છે

જે મહાપ્રશ્નોની સમીક્ષા "મૃદુલા" મા આદરવામા આવી હતી તે આ નવલકથામા વિકસિત સ્વરૂપે નજરે પડે છે સ્ત્રીજીવનને લગતા અનેક પ્રશ્નો ચર્ચવામા આવ્યા છે પરતુ લેખક પ્રસ્તાવનામા સ્વીકારે કે તે પ્રમાણે —

"સ્ત્રીઓ સંબંધીના કેટલાક પ્રશ્નો આવ્યા હશે, ત્હેનું પિષ્ટ-પેષણ પણ થયું હશે: પરંતુ એ પ્રશ્ન એવો ગંભીર છે કે એ સંબંધી પુનરૂક્તિ થતી જ નથી એમ માન્યતા છે."

લેખકનો પ્રિય વિષય હિંદુ લગ્નસંસ્થાનો હોઇ લગ્નજીવનને લગતાં અનેક સુંદર તેમ જ કરૂણ ચિત્રો લેખકે દોર્યા છે. મંજુ-રમેન્દ્રનાં પરિણીત જીવનમાં જે કલુષતા હતી તે ઉષાકાન્તના પ્રયત્નથી દૂર થાય છે એ આપણે જોયું. ઉષાકાન્તનો આભાર માનતાં રમેન્દ્ર જે શબ્દો કહે તે કેટલાં સત્ય છે!

"આજથી મારા જીવનમાં ઉત્સાહ વધ્યો છે......આજે મારી ભ્રાન્તિ દૂર થઈ છે. બી. એ., એમ. એ. અથવા સ્વરૂપવાન પત્નીની જરૂર નથી પણ હૃદયની સુંદરતાની જરૂર છે. એ સુંદરતા નૈસર્ગિકરૂપે તો હોય છે જ. જો તે ખીલવવામાં આવે તો ખીલી શકે એમ છે."

આપણે ત્યાં શારીરિક કજોડાં ન થાય તે માટે જેટલી સંભાળ લેવામાં આવે છે તેટલી બુદ્ધિનાં કજોડાં ન થાય એ માટે લેવામાં આવે છે ખરી! માનસિક કજોડાંનાં દુષ્પરિણામ બતાવવામાં લેખકે સારી સફળતા પ્રાપ્ત કરી છે એમ ઇન્દુ-પિનાકી તથા કાન્તિ-ધીમતનાં સંસારનાં દર્શન પછી કોણ નહિ કહે? ઇન્દુ—તેજસ્વી અને બુદ્ધિમની ઇન્દુ—પિનાકી જેવા અસંસ્કારી અને વહેમી પતિને પરણી કેટલી દુઃખી થાય છે! આ જોઈ આવી કેટલીય ઈન્દુઓ આમ લગ્નની વેદી પર હોમાતી હશે એ પ્રશ્ન પૂછવાનું સ્વભાવિક મન થાય છે. ધીમતને બુદ્ધિશાળી પત્નીની હોંશ છે ત્યારે તેના નસીબમાં લખાયેલી છે કાન્તિ જેવી તદ્દન સંકુચિત વૃત્તિની પત્ની! આમ માનસિક અસમાનતાઓને લીધે આ બન્ને દંપતીયુગ્મો દુઃખની ગર્તામાં ગબડે છે. ઇંગ્રેજી વિચારક મી૦ હેમર્ટનના શબ્દો સાથે લેખક સંપૂર્ણ સંમત છેઃ

*"Yet I cannot think that any man of high culture could regard his marriage as altogether a successful one so long as his wife remains shut out from his mental life."

ઇન્દુમા લગ્નસંસ્થાની સામે બંડ કરવાની ભાવના નથી તે નરી સહનશીલતાની મૂર્તિ છે તે તો સ્વ૰ ગોવર્ધનરામ ત્રિપાઠીની નારી વિષેની પંક્તિ યાદ કરી પોતાના નસીબને દોષ દઈ, એમ કહે છે ખરેખર!

નરજાત સુખી હશે અહીં દી મહાનતી સ્વચ્છન્દથી,
પણ નારીને રોવા વિના નહિ કર્મમા બીજું કંઈ"×

સરલામા આવી સહનશીલતા દેખાતી નથી તે તો બંડની ભાવના જગાવતી એક આગળ વધતા વિચારની યુવતી છે સરોજના વિવાહ એના માતપિતા એની મરજી વિરૂદ્ધ પ્રભાકર સાથે કરશે એવી વાત સાભળતા તે તો સ્પષ્ટ કહે છે કે—

ત્યારે સરોજબ્હેન સામા કેમ થતા નથી? પરણવુ સરોજ બ્હેનને છે કે શિવલક્ષ્મી માસીને?"

પોતાને યોગ્ય પતિ ન મળે તો સરલા શું કરે' તે સ્હેતો બતાવે છે—

શું સ્ત્રીથી કુંવારા ન રહેવાય? ગમે તેવાની સાથે પાનુ પડે તેના કરતા કુંવારા રહી સેવાસદનમા જીવન ગાળવું શું ખોટુ?

પરંતુ આખીય વાર્તાના મધ્યબિંદુ જેવું સ્નેહસંમિલન—વાળુ પ્રકરણ સુરેખ ચિત્રણનો સુંદર નમુનો છે આ પ્રકરણમા

* 'આમ છતા હું નથી ધારી શકતો કે જ્યા સુધી પત્ની પોતાના પતિના માનસિક જીવનમા ભાગ ન લઈ શકે ત્યા સુધી એ લગ્ન સફળ નિવડયુ એમ કહેવાય—પી જી હેમર્ટન

× "સ્નેહમુદ્રા"

તત્સમયનાં દરેક દરેક અગત્યનાં પ્રશ્નોને કલાત્મક રીતે ગુંથી લેવામાં આવ્યા છે. અરૂરિરામને ત્યાં જે સ્નેહસંમિલન રાખવામા આવ્યું છે તેમાં ચાર વિભાગો પાડી લેખક દેશની રાજકીય, ધાર્મિક, આર્થિક અને સાંસારિક સ્થિતિનાં તાદશ્ય અને અસરકારક ચિત્રો આપે છે. આ ચિત્રો દ્વારા ગરીબાઇ, સામાજીક અન્યાયો, અંધશ્રદ્ધા, સ્વરાજ્યની ભાવના વિગેરે પ્રશ્નો પર અગત્યનો પ્રકાશ પાડવામાં આવ્યો છે. મહાત્મા ગાંધીએ હરિજનોના ઉદ્ધાર માટેની પ્રવૃત્તિઓ હમણાં આદરી પરંતુ આજથી પચ્ચીસ વર્ષો પૂર્વે લેખકને આ શુદ્ર બંધુઓની સ્થિતિ જોઇ જે ભાવ ઉત્પન્ન થયા હતા તે નીચેનું ચિત્ર દર્શાવે છેઃ—

" એક સભ્ય ગૃહસ્થ પાસે એક ભંગીયો બે નાનાં બાળક સાથે રોગથી અને ભૂખથી દયાજનક સ્થિતિમાં આવેલો પ્રાર્થના કરતો હતો : ત્હેની સાથે એક હષ્ટપુષ્ટ બ્રાહ્મણ, કપાળમાં ટીલું કરી, હાયમા ખડતાલ લઇ શેઠને આશિર્વાદ આપતો હતો. દૂર એક પાદરી પેલા ભંગીયાને 'આવ, આવ' કહી બોલાવતો હતો. ભંગીયો કહેતો હતો કે ' માબાપ, હું મરી જાઉં છું, આ બે છોકરાં પણ ભૂખે હેરાન થાય છે. હું હિંદુ ધર્મનો છું તો કૃપા કરી મ્હને ઉગારો. પેલા પાદરી મને લુગડા આપવા, પરણાવવા અને છોકરાઓને ભણાવી ઠેકાણે પાડવા કબુલ કરે છે. પણ જ્યા સુધી આપ જેવા મહેરબાની કરી મ્હને ઉગારો ત્યા સુધી હું બટલવા માંગતો નથી. એક બે દિવસનું આપો, પછી મજુરી કરીશ ને પેટ ભરીશ'. "

પેલા પ્રતિષ્ઠિત સજ્જને શું કર્યું ?

" બ્રાહ્મણને આપીએ તો જ સ્વર્ગે જવાય એ વિચારથી ભંગીયાને ના કહી. ભંગીયો તેમજ ત્હેના બે છોકરાએ બહુ આજીજી કરી. ભૂખથી તમ્મર ખાઇ પડયાં, પરંતુ પાષાણુ હૃદયનાં ગૃહસ્થને દયા ન આવી 'એને કેમ અડકાય ?' એ જ વિચાર.

તરત જ પેલો પાદરી આવ્યો. ગજવામાથી ગુલાબજળ કાઢયું અને છાંટયુ. શુદ્ધિમાં લાવી પોતાના માણસ સાથે ઇસ્પીતાલમાં મોકલ્યા."

કહેવાની આવશ્યકતા રહે છે ખરી કે હિંદુ મજ્જનથી તરછોડાયેલું આ દુઃખી કુટુંબ હિંદુ ધર્મનો ત્યાગ કરી ક્રીશ્ચીઅન બન્યુ ! કેવું કરૂણ પણ સત્ય ચિત્ર !

આ આખુય પ્રકરણ લેખકનું હૃદય જે ચિત્રોમા વ્યકત કરે છે તે ચિત્રો ખરેખર ભાવવાહી અને સુંદર છે.

"ઉષાકાન્ત"મા જે એક વિશિષ્ટતા છે તે આપણા સાહિત્યની અન્ય નવલકથાઓમા ભાગ્યેજ મળી આવશે. આ વિશિષ્ટતા તે વિજ્ઞાનનો પ્રશ્ન દાખલ કરવાની પ્રભાકર ઇગ્લંડ જઇ વિજ્ઞાનની ઉચ્ચ કેળવણી મેળવી આવે છે અને લોનાવલામા એક પ્રયોગશાળા સ્થાપે છે આ વિષે લેખક કહે છે

"હિંદુસ્તાનની આર્થિક ઉન્નતિનો આધાર 'સાયન્સ' ઉપર જ છે એમ આ લેખકની ખાત્રી છે' અને તેહેને લીધે જ સાયન્ટીસ્ટના જીવનની રેખા દ્રષ્ટિગોચર કરાઈ છે"

આજથી પચ્ચીસ પચ્ચીસ વર્ષો પૂર્વે પ્રભાકર ઉચ્ચ વૈજ્ઞાનિક ડીગ્રી લઇ હિંદ પાછો ફરે છે ત્યારે તે સરકારી કિંવા ખાનગી નોકરીમા ન જોડાતા સ્વદેશી ઉદ્યોગહુન્નરના હિતાર્થે એક પ્રથમ પંકિતની પ્રયોગશાળાની સ્થાપના કરે છે એ ઘટના લેખકની આર્ષ-દષ્ટિનું સૂચન કરે છે પ્રભાકરની પ્રયોગશાળામા રસાયણના જે પ્રયોગો કરવામા આવે છે તેનો મુખ્ય આશય સ્વદેશી ઔષધો અને પ્રવાહીઓ બનાવવાનો છે· સ્વદેશમા બનેલી દવાઓ માટે હમણા જ ઘણો આગ્રહ રાખવામા આવે છે એ ધ્યાનમાં લેતા પ્રભાકરનો પ્રયત્ન સ્તુત્ય નથી ? સ્ત્રીઓ પણ વિજ્ઞાનની મહાયતાથી ગૃહજીવનની નાની નાની વસ્તુઓમા યોગ્ય ફેરફાર કરી શકે એ વાતનુ સૂચન

આપણને સરલાના પ્રયત્નથી મળે છે. સરલા "રસાયણશાસ્ત્રનો આપણા ગૃહજીવનમાં ઉપયોગ" એ વિષય પર ભાષણ આપે છે તે બતાવે છે કે લેખકની દૃષ્ટિ કેટલી બધી આગળ વધી હતી.

"ઉષાકાન્ત"ને એક વૈજ્ઞાનિક નવલકથા તો ન જ કહી શકાય; પ્રધાનતઃ એ સાંસારિક છે. પરંતુ પ્રયોગશાળામાં પ્રભાકરનો મિત્ર મી૦ વુલ્નર વિદ્યુતના પ્રવાહ પર જે જે પ્રયોગો આદરે છે અને પરિણામે વિદ્યુતની મદદથી ઘરનું નાનામાં નાનું કાર્ય કરાવી શકે છે તે ધ્યાનમાં લેતાં જો ભોગીન્દ્રરાવનું જીવન લંબાયું હોય તો તેઓ જરૂર એચ૦ જી૦ વેલ્સના જેવી અદ્ભુતતત્વયુક્ત વિજ્ઞાન-વિષયક નવલકથાઓ ( Scientific romances ) ગુજરાતને અર્પતે એવું કહીયે તો તેમાં જરાય અતિશયોક્તિ નહિ ગણાય.

———:o:———

## પ્રકરણ ત્રીજું

---

### ત્રણ સુંદર રૂપાન્તરો

આગીન્દ્રરાવની નિર્માણશક્તિ જેટલી સુંદર હતી તેનાથીય વધુ સુંદર પ્રતિનિર્માણશક્તિ હતી. આ પ્રતિનિર્માણશક્તિના નિદર્શનો તેમના ટૉલ્સ્ટૉયના પુસ્તકોના રૂપાન્તરોથી મળી આવે છે. પરંતુ ટૉલ્સ્ટૉયના પુસ્તકો વિષે એક આખુ પ્રકરણ હવે પછી આવવાનુ હોવાથી આપણે અહીં તેમના ટૉલ્સ્ટૉય સિવાયના અન્ય રૂપાન્તરોની કંઈક સમીક્ષા કરીશું. આવી ત્રણ કૃતિઓ તેમના સાહિત્યમા—ગુજરાતી સાહિત્યમા પણ—અગ્ર સ્થાન ભોગવે એમ છે. આ કૃતિઓ તે (૧) "આસીસ્ટંટ કલેક્ટર", (૨) "મોહિની" અને (૩) "અગ્નિમિત્ર". પ્રથમ અભ્યાસે કોઈને એમ જ લાગે કે પ્રસ્તુત પુસ્તકો રૂપાન્તરિત હોઈ શકે જ નહિ—આનું પ્રધાન કારણ એ કે લેખકે મૂળની વસ્તુ સ્વીકારી તેની આસપાસ એવુ ગુજરાતી વાતાવરણ રચ્યું છે કે કોઈને પણ એમ જ માનવાનું કારણ મળે કે આ પુસ્તકો સ્વતંત્ર હોવા જોઈએ; વાર્તાપ્રવાહ આગળ વધારતા લેખકે પોતાના મંતવ્યો અને દૃષ્ટિબિંદુઓ પણ કલાત્મક રીતે દાખલ કર્યા છે અને પાત્રોદ્વારા આપણા સમાજને અગત્યના કેટલાક પ્રશ્નો ચર્ચાવવામા આવ્યા છે કે જેથી પુસ્તકના નિર્માણમાં અનુવાદ કરતા મૌલિકતાનો ભાસ વધારે થાય છે. આવી રીતે મર્જન અને અનુવાદની સીમાએ વિહરતાં આ પુસ્તકોએ આગીન્દ્રરાવની સાહિત્યસેવામાં અનેરી ભાત પાડી છે.

"આસીસ્ટટ કલેકટર" ઇ. સ. ૧૯૧૪માં વડોદરાના "સયાજી વિજય" પત્રની ભેટ તરીકે પ્રકટ થઈ. આ નવલકથાનું વસ્તુ અંગ્રેજ લેખક પેની કૃત 'ધી ઇનએવીટેબલ લૉ" પરથી ઘણા ફેરફાર સાથે લેવામાં આવ્યું છે. અંગ્રેજી સાહિત્યથી પરિચિત કોઇ પણ અભ્યાસીને એ પ્રશ્ન સ્વભાવિક પૂછવાનું મન થશે કે પેની જેવા એક તદ્દન સાધારણ કોટિના લેખકની વાર્તાને ગુજરાતીમાં ઉતારવા ભોગીન્દ્રરાવ શા માટે લલચાયા ? જ્યારે રૂપાન્તર જ કરવું હતું ત્યારે મીસીસ હેનરી વુડ, મેરી કૉરેલી, લૉર્ડ લીટન વિગેરે પ્રથમ કોટિના લેખકોની સુંદર વાર્તાઓમાંથી કોઇ એકાદનું ગુજરાતી શા માટે ન કર્યું ? પેની અંગ્રેજી સાહિત્યમાં કંઇ વિશિષ્ટ સ્થાન ભોગવતો નથી. તે જ પ્રમાણે "ધી ઇનએવીટેબલ લૉ" એટલું બધું જાણીતું પણ નથી. ત્યારે આપણા લેખકે રૂપાન્તર કરવા માટે આ પુસ્તક શા માટે પસંદ કર્યું ?

આનાં કારણો શોધવાં અઘરાં નથી. પ્રસ્તુત પુસ્તકમાં કેટલાક એવા અગત્યના પ્રશ્નો એક એંગ્લો-ઇન્ડિયનના દૃષ્ટિબિંદુથી રજુ કરવામાં આવ્યા હતા કે જેથી લેખક આ જ પ્રશ્નો નવેસરથી આપણા વાંચકોની દૃષ્ટિ સમક્ષ મૂકવા ઉદ્યુક્ત બન્યા અને બીજું અગત્યનું કારણ એ કે એક એંગ્લો-ઇન્ડીઅન ભારતવર્ષના કેટલાક રીતરિવાજોની જે ઝાટકણી કાઢે છે તેનો યોગ્ય રદીયો આપવો. એંગ્લો-ઇન્ડીયન લેખકોના માનસમાં કેટલીય વખત આપણા સમાજને માટે જે પૂર્વગ્રહો હોય છે તે તેમના પુસ્તકોમા ઉતરે છે અને યોગ્ય રદીયો ન મળવાને પરિણામે ભારતવર્ષના સમાજ અને સંસ્કૃતિના જે વિપરીત ચિત્રો એમાં આવે છે તેથી અન્ય દેશોમાં ભારતીય સંસ્કૃતિને ઘણી હાનિ પહોચે છે. બીજે પક્ષે આવા લેખકો અલિપ્ત દૃષ્ટિબિંદુથી આપણી સામાજીક અસમાનતાઓ, અંધશ્રદ્ધાઓ, રીત અને રિવાજો પર નવો જ પ્રકાશ નાખી તેમને તેમનાં યોગ્ય સ્વરૂપમાં ખુલ્લાં કરે છે : આમ અન્ય ત્રાહિતની દૃષ્ટિથી ચચાયેલા કેટલા પ્રશ્નોનાં નિરાકરણ રસમય

## પ્રકરણ ત્રીજું

———

### ત્રણ સુંદર રૂપાન્તરો

ભોગીન્દ્રરાવની નિર્માણશક્તિ જેટલી સુંદર હતી તેનાથીય વધુ સુંદર પ્રતિનિર્માણશક્તિ હતી આ પ્રતિનિર્માણશક્તિના નિદર્શનો તેમના ટૉલ્સ્ટૉયના પુસ્તકોના રૂપાન્તરોથી મળી આવે છે પરંતુ ટૉલ્સ્ટૉયના પુસ્તકો વિષે એક આખું પ્રકરણ હવે પછી આવવાનું હોવાથી આપણે અહીં તેમના ટૉલ્સ્ટૉય સિવાયના અન્ય રૂપાન્તરોની કંઈક સમીક્ષા કરીશું આવી ત્રણ કૃતિઓ તેમના સાહિત્યમાં—ગુજરાતી સાહિત્યમાં પણ—અગ્રસ્થાન ભોગવે એમ છે આ કૃતિઓ તે (૧) "આસીસ્ટંટ કલેકટર", (૨) 'મોહિની" અને (૩) "અજામિલ" પ્રથમ અભ્યાસે કોઈને એમ જ લાગે કે પ્રસ્તુત પુસ્તકો રૂપાન્તરિત હોઈ શકે જ નહિ—આનું પ્રધાન કારણ એ કે લેખકે મૂળની વસ્તુ સ્વીકારી તેની આસપાસ એવું ગુજરાતી વાતાવરણ રચ્યું છે કે કોઈને પણ એમ જ માનવાનું કારણ મળે કે આ પુસ્તકો સ્વતંત્ર હોવા જોઈએ, વાર્તાપ્રવાહ આગળ વધારતા લેખકે પોતાના મંતવ્યો અને દૃષ્ટિબિંદુઓ પણ કલાત્મક રીતે દાખલ કર્યા છે અને પાત્રોદ્વારા આપણા સમાજને અગત્યના કેટલાક પ્રશ્નો ચર્ચાવવામાં આવ્યા છે કે જેથી પુસ્તકના નિર્માણમાં અનુવાદ કરતાં મૌલિકતાનો ભાસ વધારે થાય છે. આવી રીતે સર્જન અને અનુવાદની સીમાએ વિહરતા આ પુસ્તકોએ ભોગીન્દ્રરાવની સાહિત્યસેવામાં અનેરી ભાત પાડી છે

"આસીસ્ટંટ કલેક્ટર" ઇ. સ. ૧૯૧૪માં વડોદરાના "સયાજી વિજય" પત્રની ભેટ તરીકે પ્રકટ થઈ. આ નવલકથાનું વસ્તુ અંગ્રેજ લેખક પેની કૃત 'ધી ઇનએવીટેબલ લૉ" પરથી ઘણા ફેરફાર સાથે લેવામાં આવ્યું છે. અંગ્રેજી સાહિત્યથી પરિચિત કોઇ પણ અભ્યાસીને એ પ્રશ્ન સ્વભાવિક પૂછવાનું મન થશે કે પેની જેવા એક તદ્દન સાધારણ કોટિના લેખકની વાર્તાને ગુજરાતીમાં ઉતારવા મોગીન્દ્રરાવ શા માટે લલચાયા? જ્યારે રૂપાન્તર જ કરવું હતુ ત્યારે મીસીસ હેનરી વુડ, મેરી કૉરેલી, લૉર્ડ લીટન વિગેરે પ્રથમ કોટિના લેખકોની સુંદર વાર્તાઓમાંથી કોઇ એકાદનું ગુજરાતી શા માટે ન કર્યું? પેની અંગ્રેજી સાહિત્યમાં કંઇ વિશિષ્ટ સ્થાન ભોગવતો નથીઃ તે જ પ્રમાણે "ધી ઇનએવીટેબલ લૉ" એટલું બધું જાણીતું પણ નથી. ત્યારે આપણા લેખકે રૂપાન્તર કરવા માટે આ પુસ્તક શા માટે પસંદ કર્યું?

આનાં કારણો શોધવાં અઘરાં નથી. પ્રસ્તુત પુસ્તકમાં કેટલાક એવા અગત્યના પ્રશ્નો એક એંગ્લો-ઇન્ડિયનના દૃષ્ટિબિંદુથી રજુ કરવામાં આવ્યા હતા કે જેથી લેખક આ જ પ્રશ્નો નવેસરથી આપણા વાંચકોની દૃષ્ટિ સમક્ષ મૂકવા ઉત્સુક બન્યા અને બીજુ અગત્યનું કારણ એ કે એક એંગ્લો-ઇન્ડીઅન ભારતવર્ષનાં કેટલાક રીતરિવાજોની જે ઝાટકણી કાઢે છે તેનો યોગ્ય રદીયો આપવો. એંગ્લો-ઇન્ડીયન લેખકોના માનસમાં કેટલીય વખત આપણા સમાજને માટે જે પૂર્વગ્રહો હોય છે તે તેમના પુસ્તકોમાં ઉતરે છે અને યોગ્ય રદીયો ન મળવાને પરિણામે ભારતવર્ષના સમાજ અને સંસ્કૃતિનાં જે વિપરીત ચિત્રો એમાં આવે છે તેથી અન્ય દેશોમાં ભારતીય સંસ્કૃતિને ઘણી હાનિ પહોંચે છે. બીજે પક્ષે આવા લેખકો અલિપ્ત દૃષ્ટિબિંદુથી આપણી સામાજીક અસમાનતાઓ, અંધશ્રદ્ધાઓ, રીત અને રિવાજો પર નવો જ પ્રકાશ નાખી તેમને તેમનાં યોગ્ય સ્વરૂપમાં ખુલ્લાં કરે છેઃ આમ અન્ય ત્રાહિતની દૃષ્ટિથી ચર્ચાયેલા કેટલા પ્રશ્નોનાં નિરાકરણ રસમય

નિરકે છે આવી રીતે આ ગતના પુસ્તકોના જેમ ભારતીય સંસ્કૃતિનુ એકપક્ષી દર્શન મળે છે તેમ આપણા માસાસિક પ્રશ્નો પર નવા દષ્ટિકોણથી પ્રકાશ નાખવામા આવ્યા હોય છે આમ એક બાજુએ જેમ ગેરફાયદો છે તેમ બીજી બાજુએ ફાયદો પણ છે

આવા કંઈક કારણોથી આકર્ષાઈ લેખકે આ પુસ્તકનુ ગુજરાતી રૂપાન્તર કર્યું ભોગીન્દ્રરાવ હમેશા પૂર્વ અને પશ્ચિમના સુંદર સમન્વયમા માનતા એ તો એમની આગલી બે વાર્તાઓની સમીક્ષા પરથી માલમ પડયુ હશે પ્રખર સાહ્રાજ્યવાદી લેખક રડયાર્ડ કીપ્લીંગ હિંદુસ્થાનમા ઘણા વર્ષો સુધી રહ્યો હતો અને પરિણામે તેને નીચેનુ જે સૂત્ર ઉચ્ચાર્યું તેનાથી આ પૂર્વ પશ્ચિમના સમન્વયને ઘણુ નુકશાન પહોચ્યુ આ સૂત્ર તો હવે જેટલુ પ્રસિદ્ધિ પામ્યુ છે તેટલે જ દરજ્જે એના યોગ્ય રદીયો પણ મળી ગયો છે

East is East and west is West
And the twain shall never meet"

અનેક એંગ્લો ઇંડીયન આ સૂત્રને વળગી રહ્યા તેની પણ તેમાનો એક હતો ભોગીન્દ્રરાવ આ જ લેખકની મૂળ વસ્તુ લઈને આ પૂર્વ અને પશ્ચિમની ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનો કેવી રીતે સમન્વય થઇ શકે તે બતાવ્યુ આપણા—હિંદવાસીના—મગજમા નિપજતી Inferiority Complexની ભાવના કેટલેક અંશે દૂર રી

જીવણલાલ નામક એક ગુજરાતી યુવક ઇંગ્લંડ જઇ આઈ સી૦ એસ૦ ની પરીક્ષામા પાસ છે ઇંગ્લંડના તેના નિવાસ દરમ્યાન તેને મીસ એની સાથે સારો પરિચય થાય છે અને આ પરિચય એક સાધારણ પરિચય કરતા વધુ દઢ રૂપ ધારણ કરે છે એની એક સુંદર અને સંસ્કારી અંગના ભાગા છે પણ તે ભિખારી અંધ હોવાથી જીવણલાલને તેના પ્રત્યે વધારે દયા આવે છે એનીને પણ જીવણલાલ પ્રત્યે તે એક હિંદુસ્તાની હોવા છતાય, કુળી લાગણીઓ છે તેને ભિખારીને આખો ન હોવાથી તે ભાગા ધોળાનો ભેદ સમજતી

સીવીલીયન તેને સમજાવે છે તે પણ તેને ગમતું નથી. જીવણલાલ જ્યારે હિંદ જવા ઉપડે છે ત્યારે એનીના હૃદયમાં સ્વભાવિક વ્યથા થાય છે. જીવણલાલ તેને સુકોમળ ‘ લીલી ’ ( પદ્મ ) નો એક ગુચ્છ આપે છે અને ત્યારથી એની ‘ લીલી ’ નામ ધારણ કરે છે કે જેથી તેને જીવણલાલની સ્મૃતિ નિરંતર તાજી રહે. તે હિંદ આવી જીવણલાલનો ગૃહસંસાર જોવાની ઈચ્છા દર્શાવે છે.

જીવણલાલ પોતાના જીલ્લામાં જ—અમદાવાદમાં જ—આસીસ્ટંટ કલેકટર તરીકે નિમાય છે. હિંદુસ્થાન આવતાં વાર જ તેની મુસ્કેલીઓની પરંપરા શરૂ થાય છે. તેની પત્ની શાન્તિ તદ્દન અભણ, અસસ્કારી અને "બોચીયું" હોય છે: તેના માતાપિતા તેના ઉંચા હોદ્દાને લીધે પોતાનાં અન્ય સગાવહાલાંઓ અને લાગતાંવળગતાંઓ માટે તલાટી કે મામલતદાર જેવી જગ્યાઓ મેળવવા માટે તેના પર દબાણ કરે છે. તેઓ લાચ લેતા પણ વિચાર કરતા નથી. જીવણલાલના વડા અધિકારિ તરીકે મી० મીલન કલેકટર હોય છે અને એક અંગ્રેજે હિંદુસ્તાનના "નેટીવો" પ્રત્યે કેવી રીતે વર્તવું તે વિષે પોતાના મક્કમ વિચારો હોવા છતાંય તે જીવણલાલ પ્રત્યે અનુકંપા દાખવે છે અને તેની સાથે ઉપરી તરીકે નહિ પણ મિત્ર તરીકેનું જ વર્તન રાખે છે. મી० મીલન ન હોત તો જીવણલાલને નોકરીમાં ટકવું મુશ્કેલ થઇ પડતે.

જીવણલાલ સાથે વિલાયતમાં ચુનીલાલ નામક એક અન્ય ગુજરાતી યુવક અભ્યાસાર્થે ગયો હતો અને તેની સાથે જ પાછો ફર્યો હતો. તેની યુવાન બ્હેન કમળા પણ ઉચ્ચ કેળવણી માટે વિલાયત જાય છે અને લીલીને ત્યાં જ રહે છે. કમળા અને લીલી વચ્ચે બે બ્હેનો કરતાંય વધુ સ્નેહ બંધાય છે અને જ્યારે કમળા સ્વદેશ પાછી ફરે છે ત્યારે તેની સાથે ભારતવર્ષ જોવાની ઉત્સુક, જીવણલાલને ફરીથી

મળવા આતુર, લીલી પણ હિંદ આવે છે અને અમદાવાદમાં મી૦ મીલન કલેકટરના બંગલામાં તેની મહેમાન તરીકે રહે છે. જીવણલાલ તેને વારંવાર મળવા આવે છે પણ તેના સ્વર પરથી લીલીને તરત ખ્યાલ આવે છે કે આ જીવણલાલ અને ચાર વર્ષ પહેલાનાં વિલાયતના જીવણલાલમાં આસમાન જમીનનો ફેર થઈ ગયો છે. કમળા પણ ત્યાં આવતી જતી હોય છે અને લીલીના પ્રયત્નથી આ બે યુવાન હિંદીઓ એકમેક પ્રત્યે આકર્ષાય છે. જેમ જીવણલાલના કુટુંબીઓ સંકુચિત વિચારના હતાં તે પ્રમાણે જ કમળાના ભાઈ તથા અન્ય કુટુંબીઓ પણ સંકુચિત વિચારના હતા. તેઓ કમળાને જીવણલાલને મળવા પણ દેવા ખુશી નહોતા. આ બન્ને વચ્ચે જ્ઞાતિભેદનો જે મોટો ખાડક છે તે બન્નેને દૂર અને દૂર જ રાખે છે. લીલીને આ સાલે છે પરંતુ મીલન તેને સ્પષ્ટ સમજાવે છે કે હિંદુઓ તો કોઇ પણ રીતે ઉંચા નીચાનો ભેદ ભૂલશે નહિ!

લીલી શાંતિને મળવા ઘણી ઉત્સુક હોય છે: પોતાના જીવણુલાલની પત્ની કેવીક હશે! તે એક દિવસ ઓચીંતી જીવણલાલને ત્યાં જઈ ચઢે છે પરંતુ આસીસ્ટંટ કલેકટરના માતુશ્રીને એ ગમતું નથી. એને જોઇને શાંતિનું નાક ચઢી જાય છે. શાંતિ એટલી બધી જડ હોય છે કે તેને જીવણલાલ અને લીલીના શુદ્ધ સંબંધનો ખ્યાલ જ આવી શકતો નથીઃ ક્યાંથી આવી યે શકે! તેની સાસુ તેને હંમેશા કહેતી કે પેલી આધળી મડમડી તેની શોકય થઇને આવશે! લીલીને આ પ્રસંગનો અનુભવ જાણે ઓછો હોય તેમ તે મી૦ અને મીસીસ જીવણલાલને મી૦ મીલનને બંગલે ચાહપાણી માટે આમંત્રણ આપે છે। શાંતિને જીવણલાલ પોતાની સાથે આવવાનું કહે છે ત્યારે તેનો મીજાજ ઠેકાણે રહેતો નથી: તે ન બોલવાના શબ્દો બોલે છે પરંતુ પતિના હુકમને તાબે થયા વિના છૂટકો ન હોવાથી આવવાની હા પાડે છે. જીવણલાલની મા અને ફોઇને આ મડમડીનાં

ઘરમાં વળી જનાનું કેવું એ પ્રશ્ન મુઝવે છે અને ફોઈની દીર્ઘ દૃષ્ટિ અને સમયસૂચકતા (?) ને લીધે શાંતિને ઠેકાણે ઘરની એક સાધારણ નોકરડી શાંતિનો સ્વાંગ ધરી—આસીસ્ટંટ કલેક્ટરની પત્ની હોવાનો દાવો કરી—કલેક્ટર સાહેબને બંગલે આવે છે! અહીં લીલી અને મીસીસ મીલન તેનું હેતપૂર્વક સ્વાગત કરે છે પણ શીખની રાખેલી ચાર બદામની આ હલકી સ્ત્રી ભવાડા કરે છે. જીવણલાલ આવે છે અને આ સ્ત્રીને—પોતાની બનાવટી પત્નીને—જોતાં જ તે આભો બને છે. તે એકદમ આખીય પરિસ્થિતિ સમજી જાય છે અને પેલી સ્ત્રીને વિદાય કરી દે છે તે આ અપમાનભર્યા બનાવ માટે લીલી તથા મી૦ અને મીસીસ મીલનની અંતઃકરણપૂર્વક ક્ષમા યાચે છે. મીલન હિંદુઓની સામાજિક સ્થિતિ કેટલી કફોડી હોય છે, તેઓના સ્ત્રીમંડળના વિચારો કેટલા સાંકડા હોય છે, એ સર્વ બરાબર જાણતો હોવાથી જીવણલાલની કઢંગી સ્થિતિનું કારણ સમજે છે અને શિખામણનાં બે શબ્દો કહી જીવણલાલને આશ્વાસન આપે છે

મીસીસ જીવણલાલ માટે જે જે મોટા કિલ્લાઓ લીલીએ—વ્હાલસોયી લીલીએ—ઘડયા હતા તે આવી રીતે જમીનદોસ્ત બન્યા. તેને હજી કમળાના ભવિષ્ય માટે સારી આશાઓ હતી પરંતુ આ આશાઓને પણ સખત આઘાત લાગવાનો હતો તેને ઘણીય વખત એમ થતુ કે જીવણલાલ તથા કમળા લગ્નથી ન જોડાઈ શકે? પરંતુ જીવણલાલની પત્ની હયાત હતી અને તે "ઉંચી" જ્ઞાતિનો હોવાથી તેના માબાપ કમળા જેવી સંસ્કારી અને સુંદર પણ નીચી જ્ઞાતિની કન્યા ન જ લે એ વાત મીલન દ્વારા તે સમજતી અને તેના વિચારો ઉડી જતા. કમળાના લગ્ન એક પીસ્તાળીસ વર્ષનાં અણઘડ બીજવર સાથે કરવાની ગોઠવણ ચાલી રહી છે એવી ખબર મળતા તેનું લાગણીવશ હૃદય ઘણું જ દુભાય છે.

આ બાજુ શાંતિને હજી સુધી સંતાન ન થયું હોવાથી તેની

સાસુ એક મહાત્માને પોતાને ઘેર બોલાવે છે જીવણલાલને આ મહાત્માનુ આગમન જરાય પસદ નહોતુ તે છતાય તેના કુટુબીઓમા અધશ્રદ્ધા એટલે દરજ્જે વ્યાપી રહી હોય છે કે તેનો વિચાર શો છે તે જાણવાની પણ કોઈને દરકાર નથી શાતિ આ મહાત્માને જોતા હર્ષઘેલી બને છે અને આ પ્રતાપી પુરૂષના પ્રસાદથી પોતાને ત્યા વાડીયુ બધાશે એવી તેને દઢ માન્યતા થાય છે મ્હાત્મા શાતિને એકાતમા મળવાની ઇચ્છા દર્શાવે છે પરતુ જીવણલાલને આ સૂચના ગમતી નથી તે શાતિને આખી રાત ઓરડામા પૂરી રાખે છે અને પરિણામે શાતિ મહાત્માના એકાત મેળાપનો લ્હાવો લઈ શકતી નથી મહાત્માનો ગુસ્સો સર્વ હદ વટાવી જાય છે અને તે જતા જતા જીવણલાલને " તુ મુગો થઇ જા " એવો ભયકર શાપ આપતા જાય છે તેન કુટુમ્બીઓ હવે નક્કી માને છે કે આસીસ્ટટ કલેકટરની વાના જશે પરતુ તેવુ કઇ બનતું નથી મહાત્માનો શાપ ફળતો નથી જીવણલાલની જીભ સલામત રહે છે! વિલાયતથી મેલી વિદ્યા શીખીને આવ્યો માટે જ શાપ ન લાગ્યો એવુ શાતિ અને તેની સાસુ માને છે આમ ન હોય તો આવા મહાન્ પુરૂષનો શાપ કેમ મિથ્યા જાય ? પરતુ મહાત્માના આગમન પછી જીવણલાલના ઘરમાથી સુખ—જે રહ્યુ સહ્યુ સુખ હતુ તે પણ—અદૃશ્ય થાય છે. તેની માતા તેને કાશી, બદ્રિનાથ, ભૈરવનાથ વિગેરે સ્થળોની યાત્રા કરી પાવન થવાનુ કહે છે અને કઇક માતાને ખુશ કરવા અને કઇક પ્રવાસનો લાભ મેળવવા જીવણલાલ સહકુટુમ્બ જાત્રાએ જવા નીકળે છે કાશી વિશ્વનાથના દર્શન કરી માતાની સલાહાનુસાર જીવણલાલ અને તેની પત્ની ભૈરવનાથના દર્શને જાય છે પરતુ ત્યા જતા જીવણલાલને અનેક અવનવા વિચારો આવે છે અને તે આ યાત્રા માડી વાળવાનું કહે છે પરતુ શાતિના હઠ અને દુરાગ્રહ પાસે તેનું કઇ ચાલતુ નથી ભૈરવનાથના ભયાનક પર્વતોના શિખરોપર આવેલી એક એકાત ગુફામા તેઓ દર્શનાર્થે જાય છે,

પરંતુ આ દર્શન જીવણલાલને ભારે પડે છે. પોતાનો શાપ સફળ કરવા ઉધુક્ત પેલો મહાત્મા ત્યા હોય છે અને એક હકીમની મદદથી તે જીવણલાલને સપડાવી તેની જીભ કાપી લે છે. આ રીતે મહાત્માનો શાપ સફળ થાય છે અને જીવણલાલ મૂંગો બને છે. શાંતિ તો આ બનાવથી જરાયે વ્યથિત થતી નથી. અંતે મહાત્માનો શાપ ફળ્યો એ વિચારે તે હરખાય છે. મહાત્માનું અપમાન કરવાથી આવુ જ થાય ને ?

કમળાના કુટુંબીઓ તેના લગ્નની સર્વ તૈયારીઓ કરે છે પરંતુ કમળાના ભાવી સુખનો કોઇ પણ વિચાર કરતુ નથી જેમ જેમ લગ્નના દિવસો પાસે આવતા જાય છે તેમ તેમ તેની ગ્લાનિ વધતી જાય છે. લીલી અને મીસીસ મીલન હવાફેર લાનોલી ગયા હોય છે ત્યા તે એક પત્ર લખે છે અને પોતાના હૃદયનું દુઃખ રડે છે લીલીને આ યુવતી લગ્નની વેદીમા આવી રીતે હોમાય તે ઠીક લાગતુ નથી તે કમળાને લાનોલી નાસી આવવાની સલાહ આપે છે અને કેવી રીતે આવવુ એ યુકિત સમજાવે છે પોતાના કુટુંબીઓની આંખમા ધૂળ નાખી કમળા એક ક્રીસ્ચીયન આયાનો વેશ પહેરી લોનાવલા ભાગી જાય છે

દુઃખી જીવણલાલને હવે સંસારમાં રસ રહ્યો નથી. તે ભગ્ન હૃદયે ઘેર પાછો આવે છે પરંતુ ઘરના [illegible] તેને જરાય શાંતિ ન મળવાથી તે લાનોલી ચાલ્યો જાય છે. ઈશ્વરકૃપાથી શાંતિને માગ દહાડા હોય છે પરંતુ તેને મન [illegible] આવવાથી તેના [illegible] તેના પર ગુસ્સે ભરાય છે એક તો [illegible] જેવા [illegible] [illegible] છોકરાને ભગાડયો અને આ એવું [illegible] તે [illegible] [illegible] [illegible] જન્મ આપ્યો! આ મહાન [illegible] [illegible] તેની [illegible] [illegible] [illegible] પગલે હેરાન કરે છે. [illegible] [illegible] [illegible] [illegible] કુવામા પડતુ નાખી [illegible] કરે છે.

અધ લીલીના પ્રમત્નથી મુગા જીવણનાન અને કમળાના લગ્ન થાય છે અને લગ્ન બાદ આ દપની લીલીને લઇ ઇજીતના મુખ્ય શહેર કેરોમા જઇ રહે છે અહી જીવણુનાન કમળાના પિતાનુ તમા કુનુ કામકાજ સંભાળે છે આમ આ મુગો હિદી, અંધ આગ્ન યુવતી અને કમળા પોતાના ભવિષ્યના દિવસો સ્વદેશથી દૂર નિર્ગમન કરે છે.

આ પ્રમાણે આ નવનસ્થામા હિદુ સમાજના અનેક અગત્યના કોયડાઓની રસમય ચર્ચા કરવામા આવી છે સૌથી પ્રથમ તો વિદેશીઓની નજરે આપણા સમાજનુ જે ચિત્ર દેખાય છે તેનો તાદૃશ્ય ચિતાર આપવામા આવ્યો છે અને આ ચિતાર આપવામા હિદુ સમાજના ઘણા પ્રશ્નોનુ એકપક્ષી અવનોકન કરવામા આવ્યુ છે તે સાનદ વિના રહેતુ નથી ઉદાહરણ તરીકે કેટલે સ્થળે જીવણુનાન અને તેના મિત્ર ચુનીલાલના સ્વભાવના ચિત્રો એવી રીતે આપવામા આવ્યા છે કે કોઇને પણ એમ લાગ્યા વિના ન રહે કે વિલાયતથી ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી આવેના યુવકો આમ ન વર્તે આવા એકપક્ષી ચિત્રો વાસ્તવિક્તાથી જેટલે અશે દૂર છે તેટલે અશે તેઓ પૂર્વનુ ખોટુ ચિત્ર પશ્ચિમ સમક્ષ રજુ કરે છે

કેટનાક અગત્યના પ્રશ્નો પર જે પ્રકાશ નાખવામા આવ્યો છે તે આવકારદાયક છે આપણા વિદ્યાપીઠની કેળવણી પામેના યુવકો ઉચ્ચ અભ્યાસાર્થે પરદેશગમન કરે છે ત્યા તેઓ અનેક ઉચ્ચ આદર્શો સેવતા થાય છે જીવન શુ અને લગ્ન શુ એ પ્રશ્નો પર તેઓ વિચાર કરે છે પરદેશીઓના જીવન જોઇ તે પ્રમાણે રહેવા આતુર બને છે પરતુ સ્વદેશ ફરતા પરિણામ શુ આવે છે ? આ પાશ્ચાત્ય કેળવણી પામેના યુવકો પોતાના કુટુબથી અને સમાજના કપરા બંધનથી કટાળે છે તેઓની પત્ની તેમના માનસિક જીવનમા જરાયે રસ લઇ શકતી નથી એટલુ જ નહિ પરતુ શાતિ જેવી

અણઘડ પત્નીઓ તો પતિના કાર્યક્ષેત્રમાં અંતરાય નાખે છે. જીવણલાલના ગૃહસંસાર દ્વારા લેખક આ અગત્યનો પ્રશ્ન ઉપસ્થિત કરે છે. બહાર અમદાવાદ જીલ્લાનો આસીસ્ટંટ કલેકટર ગણાતો અધિકારી ઘેર ગરીબ ગાય જેવો બની રહે છે. તેની માતા લાંચ લે છે પણ તેનાથી—સંયુક્ત કુટુંબની સંસ્થા તૂટી ન પડે એ બીકથી—કંઇયે થઇ શકતું નથી. આવી કઢંગી પરિસ્થિતિઓમાંથી સમાજને ઉગારવા માટે લેખક રસ્તો બતાવે છે કે:—

> " એ યુવાનોમાંથી અસંતોષ દૂર કરાવવા એમનાં જીવનમાં સાથેસાથ જ વિહાર કરી શકે એવી પુત્રીઓ બનાવવી એ માબાપનું કર્તવ્ય છે. કન્યાકેળવણી એવી રીતે આપવી જોઇએ કે તે જે વાતાવરણમાં મૂકાય તે વાતાવરણમાં શાંતિ, આનંદ અને પવિત્રતા પ્રસરી શકે."

આ જ દૃષ્ટિબિંદુ લક્ષમાં રાખીને કમળાનું પાત્રાલેખન થયું છે. તે વિલાયતમાં ઉચ્ચ કેળવણી લે છે અને જીવનનાં પ્રશ્નોને યોગ્ય દૃષ્ટિકોણથી નિરખતાં શીખે છે. લગ્ન જેવા મહાન્ પ્રશ્નની ગંભીરતા તે બરાબર સમજે છે અને જ્યારે તેનાં સગાવ્હાલાં તેની મરજી વિરૂદ્ધ તેને એક મોટા વયના બીજવરને પરણાવવા તત્પર થાય છે ત્યારે તે કુટુંબ સામે બંડ જગાડે છે અને ભાગી જાય છે. કમળાના પાત્રદ્વારા લેખક હિંદુ સમાજનો એક અન્ય અગત્યનો પ્રશ્ન રજુ કરે છે. આ પ્રશ્ન તે રોટીવ્યવહાર ત્યાં બેટીવ્યવહારનો છે. જીવણલાલને કમળા સાથે પરિચય કરાવવામાં આવે છે પરંતુ આ બન્ને લગ્ન કરી શકે એવી સ્થિતિમા નથી કારણ કે એક દશા છે જ્યારે બીજી વિશા છે! આટલો ન્હાનો અંતરાય તેમના જીવનની વચ્ચે એક મોટા પર્વત ઉભો કરે છે. હિંદુ સમાજની અંદર આવી નાની નાની જ્ઞાતિઓના સંકુચિત વાડાથી લગ્નસંસ્થાને કેટલી ગંભીર હાનિ પહોંચે છે તેનું તાદૃશ્ય ચિત્ર કમળાના જીવનમાંથી

મળી આવે છે. જીવણલાલ જેવા સુશિક્ષિત યુવકને આ પરિસ્થિતિ કેટલી મુંઝવે છે તે તેના નીચેના ઉદ્‌ગારો સ્પષ્ટતાથી કહી આપે છેઃ–

> "કમળા ખરેખર કમળ જેવી સુશોભિત અને સુંદર છે. લીલીનાં સર્વ સંસ્કાર એના પર પૂરેપૂરા પડ્યા છે. તે લીલીની પ્રતિમા જ છે. માત્ર લીલી અંધ છે : કમળામાં કોઈ તરેહની ખોડ નથી. લીલી યુરોપીયન છે; કમળા હિંદુ છે. બન્ને કુમારિકા છે. પરંતુ મારે કમળા સાથે રોટીવ્યવહાર નથી ......શાંતિને બદલે કમળા જેવી પત્ની હોય તો!...માને ફરી પરણાવવા વિચાર છે; તો કમળા જેવી સ્ત્રી મળે તો કેટલો સુખી થાઉં! પણ એવી કોઇ કન્યા મારી ન્યાતમાં છે ખરી?"

અન્ય અગત્યનો પ્રશ્ન એ છે કે સીવીલ સર્વીસ જેવી સનદી નોકરીઓની પરીક્ષા હિંદી યુવકો પાસ કરે છે. સ્વદેશ પધારતાં આ યુવકોને ઉંચી જગ્યાઓ મળે છે. તેમાંથી કેટલા આ જગ્યાની જોખમદારી સમજી શકે છે? તેઓ પોતાના ઓદ્દાની ફરજો અદા કરી શકે છે ખરા? જીવણલાલની મા તલાટીની જગ્યા ખાલી પડે છે ત્યારે પોતાના ભાઇની ભલામણ કરે છે : અન્ય ઉમેદવાર શાંતિને હિરાજડિત બંગડીઓ ભેટ આપે છે! પરંતુ આ ચિત્રોમાં એક મોટી ઉણપ એ છે કે તે ભારોભાર અતિશયોક્તિઓથી ભરેલા છે. માનવસ્વભાવ એક સરખો રહેવાનો—ભલે પછી તે માણસ યુરોપીઅન હોય કે હિંદી. ફક્ત હિંદીઓ જ લાંચ રૂશ્વત લે છે એમ કહેવું હિંદના યુવકવર્ગની બદનક્ષી કર્યા બરાબર છે. લાંચના નીતિ-શાસ્ત્રની ચર્ચામાં ઉતરવાનું આ સ્થાન નથી પરંતુ સત્યને ખાતર સ્વીકારવું જોઇએ કે ઘણાય હિંદીઓએ ઉંચી ઉંચી જગ્યાઓ મેળવી છે અને તેની જોખમદારીને સર્વ રીતે લાયક નિવડયા છે. આપણા લેખકે મૂળ અંગ્રેજીમાંથી જીવણલાલનો સંસાર ઉતાર્યો અને અંગ્રેજ લેખકે જીવણલાલમાં મૂકેલા અવગુણો પણ ઉતાર્યા તેથી આ અતિ-

શયોક્તિથી ભરપૂર ચિત્ર ઉપસ્થિત થવા પામ્યુ. બાકી ન્યાયની ખાતર કબુલ કરવું જોઇએ કે આજેય સીવીલ સર્વીસમાં અનેક ગુજરાતી યુવકો છે. પરંતુ તેઓને જીવણલાલની કોટિએ મૂકવા એ સમસ્ત ગુજરાતનુ તદ્દન ખોટું ચિત્ર દોરવા બરાબર છે. આ ગુજરાતી યુવકો સર્વ રીતે પોતાના ઉચ્ચ ઓદ્ધાને લાયક નિવડયા છે અને જોખમદારીની બાબતમા પોતાના અંગ્રેજ સાથીદારો કરતા જરાય ઉતરે એવા નથી. આવા અતિશયોક્તિયુક્ત ચિત્રોથી મોટામા મોટી હાનિ એ થાય છે કે જાણ્યે અજાણ્યે આપ ણામા અલ્પતાની ભાવના--Inferiority complex—આવે છે

અંધશ્રદ્ધા અને વહેમ આપણા ધર્મની આસપાસ એવી રીતે વળગ્યા છે કે સારા સમાજને તેઓ ચૂસી ખાય છે. આ અંધશ્રદ્ધા દૂર કરવાનો પ્રયાસ આ પુસ્તકમા મહાત્મા મદનમોહનજીના ચિત્ર દ્વારા કરવામાં આવ્યો છે. શાતિ જેવી અનેક ભોળી સ્ત્રીઓ આવા દંભીઓની કપટજાળમાં ફસાય છે તેનું પ્રધાન કારણ અંધશ્રદ્ધા. શાતિ પોતાના પતિ તરફ જે વર્તન ચલાવે છે તે ભૂલી શકાય એમ નથી. આ પ્રશ્ન પર આવતા આ વાર્તાના પર્યવસાન માટે કંઇક લખવું અસ્થાને નહિ ગણાય. મહાત્માનો શાપ ન ફળ્યો— અને આવા શાપો કદીય ફળતા નથી જ—તે માટે લેખક જીવણલાલને મહાત્માના ષડ્યંત્રમાં ફસાવે છે અને તેને જીભવિહોણો બનાવી મૂકે છે. જીવણલાલ જેવો સરળ માણસ પોતાની પત્નીની અંધ-શ્રદ્ધાને લીધે જ આ સ્થિતિ પ્રાપ્ત કરે એ કઇ જાતનો ન્યાય ? આ કયા પ્રકારનો poetic justice ? પરંતુ આ પર્યવસાનથી આખાય પુસ્તકમા એક રૌદ્ર રેખા પ્રધાનતઃ તરી આવે છે એ કારણથી જ આ અંત લાવવામાં આવ્યો હોય એમ લાગે છે. આ પર્યવસાન પુસ્તકના અંત ભાગને કારૂણ્યની છાયાથી વ્યાપ્ત કરી દે છે. અંધ લીલી અને મુંગો જીવણલાલ ! આ ભાઈબ્હેનની જોડીનાં કારૂણ્યભર્યા ચિત્રો સફળતાપૂર્વક દોરાયા છે

"આસીસ્ટંટ કલેક્ટર" ના આ અગત્યના પ્રશ્નોની સમીક્ષા પરથી માલમ પડશે કે પ્રસ્તુત પુસ્તક રૂપાંતર છે તે છતાંય તેમાંના પ્રશ્નો એટલી મૌલિકતાથી ચર્ચવામાં આવ્યા છે કે પુસ્તક પરભાષા પરથી ઉતારવામાં આવ્યું છે એવું ભાગ્યે જ લાગે. વાર્તાપ્રવાહ છેવટ સુધી એક સરખો રહે છે અને શું પર્યવસાન આવશે તે જાણવા માટે પળે પળે વાચકની જીજ્ઞાસા વધતી રહે છે. કમળા, લીલી અને મીલનના પાત્રો સુરેખતાથી રંગવામાં આવ્યાં છે. ખાસ કરીને કમળાનું પાત્ર જે રીતે રંગવામાં આવ્યું છે તે આ પાત્રને મજીઠ બનાવે છે. ઉપર કહ્યું તેમ આ પુસ્તકમાં થોડીવધુ અતિશયોક્તિભર્યાં ચિત્રો ન હોત તો પુસ્તકનું મૂલ્ય હમણાં છે તેના કરતાંય અવશ્ય ઉચ્ચ ગણાતે. આનો દોષ ગુજરાતી રૂપાન્તરકારને તો ન જ અપાય. આ બાદ કરતાં રૂપાન્તરકારે અનેક નવા પ્રશ્નો દાખલ કર્યા છે તે વિસરવું ન જોઇએ અને આ પ્રશ્નોની ઝીણવટભરી સમીક્ષા કરવામાં લેખક—રૂપાન્તરકાર—અનેક સ્થળે સ્વતંત્ર સર્જનની સીમા પ્રાપ્ત કરી શક્યા છે.

* * * *

'મોહિની" ભોગીન્દ્રરાવની સુંદર અનુવાદશક્તિનો સૌથી સફળ તેમજ સંપૂર્ણ નમુનો છે. 'અજામિલ"માં પણ આ અનુવાદશક્તિ ઘણી ઉચ્ચ કોટિએ પહોંચી હતી પરંતુ દુર્ભાગ્યે તે વાર્તા અપૂર્ણ રહી એટલે આખા પુસ્તકના સમગ્ર દર્શન પછી જે સંસ્કારો રહેવા જોઇએ તે યોગ્ય રીતે રહેતા નથી.

'મોહિની" પ્રખ્યાત અંગ્રેજી લેખિકા મીસીસ હેનરી વુડની પ્રસિદ્ધ નવલકથા "The Dinesbury House" નું રૂપાંતર છે. મૂળ અંગ્રેજી નવલકથા—તેમાં ચર્ચેલા પ્રશ્નોની દ્રષ્ટિએ નહિ પણ શુદ્ધ સાહિત્યિક દ્રષ્ટિએ—ઈંગ્લાંડના નવલકથાસાહિત્યમાં ઘણું ઉચ્ચ સ્થાન ભોગવે છે. વાર્તાની વસ્તુ એટલી આકર્ષક અને હૃદયંગમ

છે કે તે શરૂ કર્યા પછી પૂરી કર્યે જ વાચકની રસવૃત્તિ અને જીજ્ઞાસા સંતોષાય.

મીસીસ હેનરી વુડની નવલકથામાં મુખ્ય પ્રશ્ન મદ્યપાન અને તેથી નિપજતાં કરૂણ પરિણામોનો છે. ઇગ્લંડમાં મદ્યપાનની બદીએ ઓગણીસમી સદીના અંતમાં તેમ જ વિસમી સદીની શરૂઆતમાં એટલું બધું ઘર ઘાલ્યું હતું કે આ બદીના દુષ્પરિણામોના નિવારણ માટે ઠેર ઠેર "ટેમ્પરન્સ સોસાયટીઝ"—મદ્યપાનનિષેધક મંડળીઓ—સ્થાપવામાં આવી હતી "ધી ડેન્સબરી હાઉસ"ના પ્રકાશન પછી આ દુષ્ટ બદીનાં ગંભીર પરિણામો તેના નગ્ન સ્વરૂપમા રજુ થયા. આ પુસ્તકને પ્રકટ થવાને ઘણા વર્ષો થયા તે છતાંય લગભગ દર વર્ષે એની નવી આવૃત્તિ થાય છે એ જ એની લોકપ્રિયતા પૂરવાર કરવા બસ છે.

"મોહિની"માં પણ ભોગીન્દ્રરાવે મદ્યપાનનો જ પ્રશ્ન ચર્ચ્યો છે અને તે એટલી સુંદર રીતે આપણા સમાજને બંધબેસતો કર્યો છે કે ભાગ્યે જ કોઇને ખ્યાલ આવે કે આ વાર્તા કોઈ અન્ય પુસ્તકનું રૂપાન્તર હશે. પરંતુ આ બાબત પર વધુ વિચાર કરીએ તે પહેલાં આપણે એક અગત્યના પ્રશ્નનો ખુલાસો કરી લઇએ. આપણા સાહિત્યનો પ્રત્યેક અભ્યાસી જાણે છે કે ભોગીન્દ્રરાવ ગુજરાતી સમાજના જ ચિત્રો તેમની વાર્તાઓમાં આપતા. સ્વાભાવિક પ્રશ્ન એમ ઉપસ્થિત થશે કે જ્યારે ગુજરાતમાં દારૂની બદીએ એટલું બધું ઘર ઘાલ્યુ નહોતુ ત્યારે આ મદ્યપાનના પ્રશ્નને મધ્યબિંદુ બનાવી એની આસપાસ લેખકે વાર્તાનાં પ્રધાન પ્રવાહને શા માટે વહેતો મૂકયો! લેખકને પોતાને જ આ પ્રશ્નનો ખ્યાલ હતો તે તેમની પ્રસ્તાવના પરથી જણાઇ આવે છેઃ—

"ગુજરાતી ભાષામાં બાળલગ્ન, સ્નેહલગ્ન, સંસાર સુધારાના અનેક પ્રશ્નો લઇ પુસ્તકો લખાયાં છે ને લખાય છે પરંતુ જન-

સમાજની સેવાના ઉદ્દેશથી લખાયલા પુસ્તકો નથી કહો તો ચાલે આ પુસ્તકમા, આ નવનકથામા, સ્નેહી યુવાન–યુવતીનો વિયોગ, પ્રેમાનાપ, અદ્ભુત બનાવો વર્ણવ્યા નથી પરતુ આ પ્રવૃત્તિમય જીવનમા—જે સમયે સ્ત્રી તેમ જ પુરૂષને કમાવાની જરૂર જણાતી જાય છે તે વખતે—પૂર્વપશ્ચિમના સયોગમા કેટલાક ગભીર દોષો આવતા જાય છે તે દોષો દૂર કરવાની રેખા માત્ર દર્શાવી છે ગુજરાતમાં હિંદુઓમાં દારૂનો પ્રચાર નથી તો પછી દારૂનુ સૂચન થાય એવાં પુસ્તક શા માટે જોઇએ ? ”

લેખક આ પ્રશ્નનો યોગ્ય પ્રત્યુત્તર આપે છે —

“મ્હોટા શહેરોમા મીલો, કારખાના, રેલ્વે વિગેરેમા હજારો કારીગરો આજના દારૂમા ગુલતાન રહે છે ઉંચી કોમમા પણ ફેશી પીણાંનો શોખ વધતો જાય છે અને છેલ્લો સરકારી આબકારી રીપોર્ટ વાચતા જણાશે કે આખા હિંદુસ્તાનમા મુબઈ ઈલાકામાં દારૂનો ખપ નેવુ ટકા જેટલો વધ્યો છે વસ્તુસ્થિતિ આવી છે”

“ મોહિની ” ૧૯૧૪ ૧૫ મા લખાઈ એ વાતને આજે બે દસકાઓ થયા આ બે દસકાઓમા ગુજરાતમા દારૂનો પ્રચાર કઈ ઓછો થયો નથી અમદાવાદ, વડોદરા નવસારી નડિયાદ સુરત ભરૂચ વિગેરે શહેરોમા મીલ ઉદ્યોગ ઘણો આગળ વધ્યો છે અમદાવાદે તો આ બાબતમા મુબઈને પણ પછાડી મૂકયુ છે આ મીલો અને અન્ય કારખાનાઓમા કામ કરતા કેટલાય મજુરો પોતાની કમાણી દારૂમા હોમે છે તે કોનાથી અજાણ્યુ છે ? આ ગભીર પ્રશ્નનો વિચાર કરીએ છીએ ત્યારે માલમ પડે છે કે વીસ વર્ષ પહેલા ભોગીન્દ્રરાવે જે ભવિષ્યદર્શન કર્યું હતુ તે, બિચારા ગરીબ કારીગરોના દુર્ભાગ્યે ખરૂ જ નિવડયુ છે આમા જ “મોહિની”ના સર્જનની સાર્થકતા છે ભોગીન્દ્રરાવને તો ગરીબો અને પીડિતો પ્રત્યે પુષ્કળ અનુકપા હતી

તેઓ પોતાનો કર્તવ્યપ્રદેશ પૂરેપૂરો અને યોગ્ય ગંભીરતાથી સમજતા હતા અને માટે જ તેઓનું હૃદય આ મદ્યપાનની વધની જતી બદી જોઈ પૂકાર કરે છેઃ—

"આપણા મજુરો, કારિગરો કે નવા વિચારનાં સુધારકોમાં ખપવા માંગતા યુવાનો દારૂમાં પૈસા, આત્મા અને શરીરની ખુવારી કરે એ જોઈ કયો દેશહિતચિંતક દિલગીર નહિ થાય ? આપણા એ બંધુઓ મનુષ્ય–દેવ–બનવાને બદલે પશુ થાય ને પશુ થતાં આપણે ન અટકાવીયે તો મનુષ્યનું કર્તવ્ય નથી કરતાં એમ નહિ લાગે ?"

પુસ્તકનાં પ્રયોજન પરત્વે આટલું બસ થશે.

જ્યારે ભોગીન્દ્રરાવે મીસીસ હેનરી વુડની આ નવલકથા રૂપાંતર માટે લીધી ત્યારે જ એક મોટામાં મોટી મુશ્કેલીનો તેમને ખ્યાલ હતો. આ મુશ્કેલી એ કે વાર્તાની પશ્ચાદ્‌ભૂમિ ગુજરાતી સંસારમાં—કે જ્યાં દારૂનો પ્રચાર નહિ જેવો જ છે ત્યાં—કેમ યોજી શકાય ? આ મુશ્કેલી વાસ્તવિક હતી. ગુજરાતી સમાજની ભૂમિકા લઈ ગુજરાતી સ્ત્રીપુરુષોના પાત્રો સર્જી આ વાર્તા લખવામાં આવી હોત તો નવલકથામાં અવાસ્તવિકતા અને અસંભવિતતાનાં દોષો જણાતે. ભોગીન્દ્રરાવ જેવા કુશળ સંયોજક આવી કલાક્ષતિ પોતાના પુસ્તકમાં દાખલ ન જ કરે. આ મુશ્કેલીનો ખ્યાલ ઑક્સફર્ડ યુનીવર્સીટી પ્રેસના મેનેજરને પણ આવ્યો હતો. તેમણે પાત્રોને કાંતો પારસી બનાવવા અથવા મૂળ પ્રમાણે અંગ્રેજો જ રાખવા એવી સૂચના કરી હતી.* ભોગીન્દ્રરાવની સંયોજનશક્તિએ આ બેમાંથી એકકેય માર્ગ ગ્રહણ ન કરતાં ત્રીજો જ માર્ગ ગ્રહણ કર્યો. ગુજરાતી હિંદુઓમાં ભલે મદ્યપાનની કુટેવ નહોતી પરંતુ દક્ષિણીઓમાં—ખાસ કરીને પ્રભુઓમાં—મદ્યપાનની કુટેવ તો ઘર ઘાલ્યું જ હતું ને ? ભોગીન્દ્રરાવે પોતાના મુંબઈના નિવાસ

* જુઓ આ પુસ્તકનું પાનું ૭૫ મું.

દરમ્યાન પ્રભુઓના ગૃહજીવનનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો હતો અને જોયું હતું કે આ જ્ઞાતિમાં દારૂ, તેમજ ભક્ષ્યાભક્ષ્ય પ્રત્યે જરાય અણગમો નહોતો પરિણામે ભોગીન્દ્રરાવે દક્ષિણી પ્રભુઓના સમાજમાં આ પ્રશ્ન વણ્યો અને આખીય વાર્તાની એ પ્રમાણે યોજના કરી આ પસંદગી કંઈ આકસ્મિક નહોતી પરંતુ જાણી જોઈને કરવામાં આવી હતી તે "મોહિની"ના એક અગત્યના પાત્ર વિનાયકરાવના લેખકે આપેલા વર્ણન પરથી બરાબર માલૂમ પડી આવે છે

'વિનાયકરાવ સુપ્રસિદ્ધ સોલીસીટર હતા મૂળ જ્ઞાતિએ પ્રભુ અને વિનાયતી કેળવણી લીધી એટલે સુધારામાં આગળ વધ્યા હતા એ જ્ઞાતિમાં ભક્ષ્યાભક્ષ્યનો છોછ હોતો નથી અને તાડી દ્રાક્ષાસવ સાથે વિનાયતી દારૂ—દેશી દારૂ—પ્રમાણમાં વપરાય છે ને વિનાયકના ઘરમાં વપરાતો .

'વિનાયકરાવને ત્યાં માત્ર હાથ ધોવામાં જ પાણીનો ઉપયોગ થતો, બાકી પીવાને માટે સોડા જ, જમતી વખત દ્રાક્ષાસવ—દારૂ—વપરાતો, જ્ઞાતિરૂઢિ હતી એટલે ગુજરાતની જ્ઞાતિઓને આશ્ચર્યજનક કે નીતિ વિરૂદ્ધ લાગે એ સંભવિત છે"*

આ પ્રમાણે ગુજરાતીઓની પસંદગી કરવાના મોહમાં ન તણાતાં ભોગીન્દ્રરાવે પ્રભુઓની પસંદગી કરી મદ્યપાનના દુષ્પરિણામોને મધ્યવર્તી પ્રશ્ન બનાવ્યો અને તે પ્રમાણેનું વાતાવરણ સર્જ્યું આ યોગ્ય પસંદગીને પરિણામે પાત્રાલેખન તેમ જ વસ્તુગુંથણી એટલાં આકર્ષક બન્યાં છે અને વાર્તાનો રસ છેવટ સુધી એટલો એક સરખો જળવાઈ રહે છે કે આ રૂપાંતર—"મોહિની"—એક મૌલિક સર્જનની કોટિએ પહોંચે છે

વસન્તરાવ લાનોલીકર નામક પ્રભુ જ્ઞાતિના એક ગર્ભશ્રીમંત અને શિક્ષિત ગૃહસ્થનો સંસાર આ નવલકથામાં આલેખવામાં આવ્યો

* "મોહિની", પૃષ્ઠ ૯-૧૦

છે. એમની જ્ઞાતિમા દારૂ પીવાનો ચાલ તો સાધારણ થની ગયો છેઃ માતાજીને પ્રસાદી તરીકે પણ દારૂ જ ધરાતો! તેથી સ્ત્રીઓ તથા બાળકો પણ દારૂનો છુટથી ઉપયોગ કરતાં જરાયે અચકાતા નથી. દારૂ નહિ પીનારને એ જ્ઞાતિમાં આશ્ચર્યથી જોવામાં આવે છે. આવી પરિસ્થિતિ હોવાથી બાલ્યાવસ્થાથી જ દારૂ પીવાની ટેવ કુટુંબના સર્વ માણસોને પડે છે. વસન્તરાવની પત્ની સુધા પોતે આ ટેવથી તદ્દન દૂર રહી હતી એટલું જ નહિ પણ વસન્તરાવ અને પોતાના મોટા બાળકો જયન્ત તેમજ ભદ્રાને પણ આ કુટેવ પડવા દીધી નહોતી. સુધાના નાના બાળક બાબુને તેમનો વૃદ્ધ નોકર રાઘુ દારૂના ઘેનમા ભૂલથી દવાને બદલે અફીણ પાઇ દે છે અને સુધા ઘેર ન હોવાથી તેને તરત ગાડી મારીને આવવુ પડે છે. રસ્તામા રેલ્વેના ફાટક આગળ ઘોડો ઝાપાના દરવાજા સાથે અથડાય છે અને ગંભીર અકસ્માત થાય છે. આ અકસ્માતમાંથી સુધા બચી શકતી નથીઃ તેનું અવસાન થાય છે. આ પ્રમાણે વાર્તાની શરૂઆતથી જ લેખક દારૂને લીધે એક સન્નારીનું આકસ્મિક અવમાન થતુ બતાવે છે. જો રાઘુએ દારૂ ન પીધો હોત તો તે બાબુને અફીણ આપવાની ભૂલ ન જ કરતે. અને આમ બનતે તો સુધાને સત્વર ઘેર પાછા ફરવાની જરાયે જરૂર ન રહેતે અને અકસ્માત પણ કયાંથી થતે!

સુધાનાં કરૂણ અને અકાળ અવસાન થતાંની વાર જ મોહિનીનો પ્રવેશ થાય છે. મોહિની તેના નામ પ્રમાણે ખરેખર એક અતિ સ્વરૂપવાન યુવતી છે; વસન્તરાવ તેની સાથે લગ્ન કરે છે. મોહિનીને ન્હાનપણથી જ દારૂ પીવાની ટેવ હોવાથી તેના આગમન બાદ વસન્તરાવના હજી સુધી ન અભડાયેલા પવિત્ર ઘરમાં દારૂનો ઉપયોગ થવા માંડે છે. મોટા બાળકો—જયંત અને ભદ્રા—તો સુધાની પુણ્યમયી સ્મૃતિ ખાતર દારૂને જરાયે હાથ અડકાડતાં નથી પણ બાબુને દારૂ પીવાની ટેવ પડે છે. સમય જતાં મોહિનીને એ બાળકો

થાય છે—વામન અને દત્તુ વામન અને દત્તુ મોહિનીના સર્વ દુર્ગુણો લઇને અવતર્યાં હતા એમ કહીયે તો તેમા જરાયે અતિશયોક્તિ નહિ લેખાય તેમને હદ ઉપરાતનો દારૂ પીવાની ટેવ પડે છે અને મોટા થતા તેઓ ખરાબ રસ્તે જાય છે

આમ વસન્તરાવના શાન્ત ગૃહજીવનમા મદિરાદેવીના પ્રવેશ સાથે જ દુ ખની પરપરાની શરૂઆત થાય છે અને આ પરપરા વાર્તાના અત સાથે જ—કુટુમ્બના ચાર માણસોના જીવ લઇ—અટકે છે વસન્તરાવ પોતે પીતા નથી. ભદ્રા અને જયન્ત પીતા નથી પરતુ નવી ગૃહદેવી મોહિનાના હાથ નીચે તાલીમ પામેલા બાળુ વામન અને દત્તુ દારૂના પજામા આબાદ સપડાય છે આ ત્રણેની જે દુર્દશા થાય છે તેના હૃદયવેધક ચિત્રો આ પુસ્તકમા નજરે પડે છે

આ તો ભણેલાઓ ભીત ભૂલ્યા પરતુ ગરીબ મજુરોનુ શુ ? વસન્તરાવનુ લોનાવલામા કારખાનુ છે અને ત્યાના કારીગરોમાથી ભાગ્યે જ કોઈ દારૂની બદીથી દૂર રહ્યા હશે વસન્તરાવનો પોતાનો જુનો અને વફાદાર નોકર રાઘુ—જેના હાથ નીચે વસન્તરાવ પોતે બાલ્યાવસ્થાથી ઉછર્યા હતા—દારૂની ટેવમા સપડાયો હતો તે તો આપણે જોયુ તેની ભૂલને લીધે દેવી જેવી પવિત્ર અને દિવ્ય સુધાનો આકસ્મિક સજોગોમા સ્વર્ગવાસ થયો રાઘુને આ મારે ઘણુ સાલે છે પરતુ "પડી ટેવ તે તો ટળી કેમ ટાળે ?" એ ન્યાયે રાઘુ પાછો દારૂની લતે વળગે છે એક દિવસ દારૂ પીને મસ્ત બન્યો હોય છે એવી સ્થિતિમા તે નવી શેઠાણી મોહિની સાથે તકરાર કરી બેસે છે પરિણામે તેને વસન્તરાવનુ ઘર છોડવુ પડે છે ત્યાથી રાઘુ પોતાના ભાઇને સા મુબઈ આવે છે આ તકનો લાભ લઇ લેખક મુબઈના હલકા લત્તાઓનુ તાદસ્ય વર્ણન આપે છે કામાટીપુરા, ભાયખાલા, પરેલ, આટરેડ વિગેરે સ્થળોએ રહેના ગરીબ લોકો કેવુ કગાળ અને

મકમાટીભર્યું જીવન ગુજારે છે તેનો યથાસ્થિત ખ્યાલ આ પ્રસંગ વાચવાથી આવે છે. આ ચિત્રોમાં વર્ણવેલી પરિસ્થિતિમાં હજીય જરા પણ ફેરફાર થયો નથી. ખરેખર ! મુંબઇનાં Slum lands (કંગાળ લત્તાઓ)નો ચિનાર "મોહિની"માં જે સફળતાથી રજુ કરવામાં આવ્યો છે તે જોતાં વાચકને બરાબર ખ્યાલ આવશે કે લેખકે આ ગરીબ લોકોના ગૃહજીવનનું સંપૂર્ણ નિરીક્ષણ કર્યું છે. અને આ સમભાવી નિરીક્ષણથી તેમનો આત્મા કંપી ઉઠે છે. આ સામાજીક અન્યાય તેમની લેખિનીને હલમલાવી મૂકે છે અને પરિણામે તેઓ આવા ચિત્રો સફળતાથી દોરે છેઃ—

"વાલકેશ્વર, ગીરગામ, પ્રીન્સેસ સ્ટ્રીટ કે એપોલો સ્ટ્રીટનાં પેલેસોમાં રહેનારને કામાટીપુરા, મહાલક્ષ્મી, ભાયખલા, પરેલની ગરીબોની ચાલીઓનો ક્યાંથી અનુભવ હોય ? ફાટેલાં, ગંધાતાં ટાંટા લટકતા હતાં. ગ્રામલેટનાં ચીમની વગરનાં દિવામાંથી ધૂણી નિકળતી હતી. નાની એક બારીની ઓરડીમાં, આવવા જવાનું બારણું બંધ થતાં, અજવાળા કે હવાનું નામ નહોતું. બહાર નાગાં, કાળાં શાહી જેવા છોકરાં રમતાં હતા. મ્હોટી ઉમર લાયકની છોકરીઓ પણ આમતેમ ભટકતી હતી. આળસુ કામથી પરવારેલા મજુરો સાંજના પાછા આવી પત્તે જુગાર રમતા હતા અને ત્યાં રમતી છોકરીઓની મશ્કરી કરતા હતા. ડુંગળી, ભાજી, મચ્છીનાં છોડાં પડયાં હતા. રાધુ, સ્વચ્છતામાં ઉછરેલો રાધુ, અહીંનું વાતાવરણ, મકાનો જોઇ આભો બન્યો. શું આ મુંબઇ નગરી ? અલબેલી મુંબાઈ તે આ ? લોકો કહે છે કે ભપકાદાર મકાનો, ચાટલા જેવી સડકો, સગવડતાવાળા ઘરો તે તો મેં દેખ્યા નહિ. આ તો મરઘડાં, કબુતરો રાખવાના કબુતરખાનાં છે. અજવાળાનું નામ નથી. સૂર્યનાં કિરણો કોઈ કોઇ દિવસ પડતાં હશે કે કેમ ? આવડી ઓરડીમાં આખું કુટુંબ શી રીતે રહેતું હશે ? ધણી, ધણીયાણી

છોકરા, છોકરાની વહુઓ, મ્હોટા છોકરા આમ મર્યાદા, નીતિ, શી રીતે જાળવી શકે? .. .. ..........શું આ લોકોને આરોગ્યની જરૂર નથી? એમને તાજી હવા, ચોખ્ખાઈની જરૂર નહિ હોય? એ માણસો નથી? શેઠીયાના, મ્યુનીસીપલ કાઉન્સીલરોના ઘોડાના તબેલા પણ મારી જગાએ બાંધવા તજવીજ થાય છે ત્યારે આ બિચારાઓની શી સ્થિતિ?"

કંગાલીયતના આવા હૃદયદ્રાવક વર્ણનો પૂરતા ન હોય તેમ લેખક આ લત્તાઓની આસપાસ આવેલી અસંખ્ય દારૂની દુકાનોના વાસ્તવિક વર્ણન આપે છે. આ પીડાઓના ચિત્ર જે વાસ્તવિકતાથી દોરવામાં આવ્યા છે તેને લીધે લેખક ધાર્યા કરતાં વધારે અસર નિપજાવી શકે છે ખરેખર! આપણા સાહિત્યમાં આવા ગરીબોના જીવનના ચિત્રો વિરલ છે આવા ચિત્રો યોગ્યતાથી દોરવા માટે ગરીબો પ્રત્યે સહાનુભૂતિ અને સહૃદયતાની આવશ્યકતા છે—ભોગીન્દ્રરાવમાં આ બન્ને ગુણો પ્રધાનપણે વિકસ્યા હતા. અંગ્રેજી નવલકથા-સાહિત્યમાં જેમ ચાર્લ્સ ડીકન્સે લંડનના "ઈસ્ટ એન્ડ"ના યથાસ્થિત ચિત્રો દોરીને ગરીબો પ્રત્યે અનુકંપા બતાવી છે તે જ પ્રમાણે આપણા લેખક પણ મુંબઈના કંગાળ લત્તાઓનો યોગ્ય ચિતાર આપી પોતાની પીડિતો પ્રત્યેની લાગણી બતાવી આપે છે આ દૃષ્ટિએ ચાર્લ્સ ડીકન્સ અને ભોગીન્દ્રરાવ અનેક રીતે એકસરખા છે ડીકન્સે લંડનના Slums જે સફળતાથી દોર્યા છે તેટલી સફળતા ભોગીન્દ્રરાવને મુંબઈના Slums દોરવામાં પ્રાપ્ત થઈ છે. પરંતુ ડીકન્સ અને ભોગીન્દ્રરાવ વચ્ચેની સમાનતાઓ નિહાળવાનું આ યોગ્ય સ્થાન ન હોવાથી એ વિષય અન્ય પ્રસંગ માટે રહેવા દેવો યોગ્ય લાગે છે

ગવુ મુંબઈથી કંટાળી વાનોલી પાછો ફરે છે પણ દારૂની બદી એના જીવનનો અકાળે અંત આણે છે

વામન અને દત્તુ દારૂની ટેવમાં કમાઈ ન કરવાના કૃત્યો કરે

છે. વામન ચોરી કરે છે અને વ્યભિચારી બને છે. દત્તુ ભાઇ કરતા એક પગલું આગળ વધે છે. પરંતુ આ એનો કરુણ અંત દૂર નથી. અનેક યાતનાઓ ભોગવી વામન આપઘાત કરે છે અને દત્તુના મગજ પર ગરમી ચઢી જવાથી તે ગાંડો બની જાય છે અને ગાંડપણના આવેશમાં રીબાઈ રીબાઇને તે મરણ પામે છે. વામનના કરૂણ અવસાનથી અંતે મોહિનીની આંખો ખૂલે છે અને તેને પોતાની ભૂલોની ગંભીરતા સમજાય છે. તે પણ શોકમાં ને શોકમાં અકાળ મૃત્યુને આમંત્રે છે. વામન તેમજ દત્તુના ગાંડપણ અને અવસાન તથા મોહિનીના મૃત્યુથી હવે વૃદ્ધ થયેલા વસંતરાવને સખત આઘાત પહોંચે છે અને સુધાને યાદ કરતા તે આ લોકનો ત્યાગ કરે છે.

જયન્ત આ ચાર ચાર મૃત્યુઓથી આભો બની જાય છે. તે હવે દૃઢ પ્રતિજ્ઞા લે છે કે તે પોતાનું સારૂંય જીવન પોતાના કારિગરોને તથા અન્ય જનોને દારૂની ટેવમાથી દૂર રાખવાનાં કાર્યમાં અર્પણ કરશે. સ્મશાનભૂમિમાં એક સળગતી ચિતા જોઇને જયન્તના મગજમા જે વિચારો આવે છે તે આખીય નવલકથાનો યોગ્ય અને સંક્ષિપ્ત સાર રજુ કરે છેઃ—

"દૂર એકાદ ચિતા બળતી હતી. ચિતામાંથી ભૂરી, ધોળી, જ્વાળા નીકળતી હતી આ જોઈ એકાંત સુમશામ સ્મશાનમાં જયન્તની વિચારમાળાના મણકા ફરવા લાગ્યા. 'હે શંકર ! છેવટે તો આજ સ્થિતિને ' સુધા ! આખા કુટુંબના દુઃખનું મૂળ દારૂ જ ને? સુધા શાથી મરી ગઇ? રાધુએ દારુના ઘેનમા બાબુને બીજી દવા પાઇ ને સુધાને બોલાવવી પડી એજ દારુના પાપે રેલ્વેના ઝાપાવાળાએ ઝાપો ઉઘાડના ભાન રાખ્યુ નહિ ને સુધાબ્હેનની ગાડીનો ઘોરો ભડકયો. સુધા પડી ને. ગઈ! એજ સુધા આ સ્થળે મારે હાથથી ભસ્મશાત્ થઇ ગઈ ગધુ દારૂમાં ખુવાર થઇ ભીખ માંગતો આવ્યો અને આ જ સ્મશાનમા બળ્યો. વામનનું ત્રાસદાયક મૃત્યુ પણ એજ

દારૂને લીધે ! વામનની રાખ પણ અહીં જ અપાઇ. મોહિની એ જ દારૂનુ પરિણામ જોઈ અહીંજ શમી. દત્તુ ખાખાખિખી થઇ ધૂળ ભેગો થયો અને અહીં જ ચિતામાં રગદોળાયો. અને વસન્તભાઈ—ભગ્નાશ વસન્તભાઇ—પણ આજ સ્થળે વિરામ્યા. દારૂથી એક જ ઘરમાં—કુટુંબમા આટલો વિનાશ થયો તો જગતમાં એથી કેટલો વિનાશ થતો હશે ?"

આ પ્રમાણે આખીય વાતામાં રસિકતા અને આકર્ષકતા છે છતાય વાતાનુ મધ્યબિંદુ પ્રચારાત્મક બની રહે છે. કેટલેક સ્થળે આ પ્રચારકાર્ય ઉપદેશનુ રૂપ ધારણ કરે છે એમાં જરાયે આશ્ચર્ય પામવા જેવુ છે ખરૂ ? ભોગીન્દ્રરાવ પ્રધાનતઃ સમાજસુધારક હતા એ વાત ધ્યાનમા રાખીએ—અને "મોહિની" નો મધ્યસ્થ પ્રશ્ન મદ્યપાનનાં દુષ્પરિણામ બતાવવાનો હતો એ વિશેષ કરીને સ્મરણમાં રાખીએ—તો આ ઉપદેશાત્મક પ્રચારકાર્ય જોતાં જરાય આશ્ચર્ય થતું નથી. કલા—શુદ્ધ કલા—ની દષ્ટિએ આ પ્રચારકાર્ય વ્યાજબી ન લેખાય પરંતુ ભોગીન્દ્રરાવે "મોહિની" નું સર્જન કર્યું તે એક અગત્યના પ્રશ્નનો યોગ્ય ચિતાર આપવા માટે જ—અને તે દ્વારા મનુષ્યને પોતાના મનુષ્યત્વનુ ભાન કરાવવા માટે જ.

* * * *

"અજામિલ" નું લેખનકાર્ય ભોગીન્દ્રરાવના જીવનનાં અંતિમ વર્ષમાં થયું અને ક્રમશઃ તેના છોંતેર પ્રકરણો સાપ્તાહિક પત્ર "ગુજરાતી" માં પ્રકટ થયા પરંતુ ગરીબનું નસીબ ગરીબ એ ન્યાયે રંક ગુજરાતી નવલકથાસાહિત્યને આ પ્રથમ કોટિની વાતો ભોગીન્દ્રરાવ તરફથી સંપૂર્ણ સ્વરૂપમાં ન મળી શકી; તેમનાં અવસાનથી આ વાર્તા ઓચીંતી બંધ પડી.

" અજામિલ " પ્રખ્યાત ફ્રેંચ લેખક વિકટર હ્યુગોનાં અપ્રતિમ

પુસ્તક "Les Mi-erables" પરથી લેવામાં આવી છે. "Les Miserables"નું સ્થાન ફ્રેંચ સાહિત્યમાં તો શું પણ સારાય વિશ્વ-સાહિત્યમાં પ્રથમ કોટિએ છે. તેના નામ પ્રમાણે ને એક સમાજની નજરે દોષિત ગણાઇ ચૂકેલા દુ:ખી મનુષ્યના અનુભવ અને જીવનનો ચિતાર આપે છે. ગુજરાતી રૂપાંતરનું વિકલ્પક નામ "ગરીબનું નસીબ ગરીબ" આ દૃષ્ટિએ વિચારતા વધુ યથાર્થ છે "Les Miserables" ને ગુજરાતીમા ઉતારવું એ કંઇ ન્હાનુંસુનુ કાર્ય નથી. હ્યુગોના મૂળ પુસ્તકના કારૂણ્ય અને ગાંભીર્યને જ સમજવા માટે શિક્ષિત અને સંસ્કારગ્રાહી માનસની જરૂર છે તો પછી આ બન્ને ઉદ્દાત ભાવનાને પરભાષામાંથી સ્વભાષામાં સફળતાથી ઉતારવા એક પ્રથમ કોટીનાં કલ્પક—Creator—ની આવશ્યકતા રહે છે. હ્યુગોની નવલકથા એક નવલકથા નવી પરંતુ "અનેક નવલકથાઓનો સમૂહ*" છે એમ એક પ્રખ્યાત વિવેચક કહે છે તેમા જરાયે અતિશયોક્તિ નથી. અન્ય વિવેચકના મત પ્રમાણે "Les Miserables" એક મહાનિબંધ છે અને તેમા હ્યુગો તરફથી "સમાજ જેના ગુન્હાઓ માટે જવાબદાર છે પણ સમાજે જેને તરછોડ્યાં છે અને ધીક્કાર્યા છે તેવા પીડિતો માટે ઝુંબેશ ઉઠાવવામાં આવી છે."×

આ પ્રકારનાં પુસ્તકને ગુજરાતીમા સંયોજવા માટે જે પ્રતિભા, કલ્પના અને રસસમાધિની આવશ્યકતા છે તે "અજામિલ" માં પૂર્ણ સ્વરૂપે નજરે પડે છે. ભોગીન્દ્રરાવના સઘળા રૂપાંતરોમાં "અજામિલ"

---

* "'Les Miserables' is a collection of novels rather than a novel."

× "'Les Miserables' is a thesis In it Hugo pleads the cause of all those whom society scorned and for whose crimes it is responsible."

સ્વાભાવિક પ્રથમ સ્થાન પ્રાપ્ત કરે છે તેના કારણોમા બે મુખ્ય કારણો આ પ્રમાણે ગણાવી શકાય; [૧] સૌથી પ્રથમ તો "Les Miserables" ની પસંદગી આન્તરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરેલા આ પુસ્તકની વાર્તા જેટલી સુંદર છે તેટલી જ હૃદયવેધક છે, તેમા ચર્ચેલા પ્રશ્નોને દેશ અને કાળના બધનો બાધી શકવા માત્ર અસમર્થ છે [૨] સયોજકની શિષ્ટ લેખનશૈલી, રસસમાધિ અને મૂળના ભાવોને આપણા સમાજને અનુલક્ષી ઉતારવાની શક્તિ "અજામિલ" મા લેખકની સયોજનશક્તિનો જે પરિપાક દૃષ્ટિએ પડે છે તેને લીધે તે રૂપાન્તર હોય એવુ લાગતુ નથી. પાત્રનિરૂપણ અને વસ્તુ-ગુથણીમા જે તાદાત્મ્ય અને અપૂર્વતા છે, શૈલીમા જે સરળતા અને સરસતા છે તેને લીધેજ 'અજામિલ''નુ સ્થાન ભોગીન્દ્રરાવના પુસ્તકોમા ઉચ્ચ રહેશે દુર્ભાગ્ય એટલુ જ કે વાર્તાપ્રવાહ આકર્ષક પરિસ્થિતિએ પહોચ્યો—વાચકની રસવૃત્તિ જ્યારે ઉત્તેજન પામી—ત્યારે લેખકનુ અવસાન થયુ અને નવલકથા અપૂર્ણ રહી

ભીલ જાતિનો એક આશાભર્યો યુવાન તે અજામિલ અજ્ઞાન-રૂપી અધકારથી ઘેરાયેલી, સસ્કૃતિની ભાવનાથી તદ્દન વિમુખ રહેલી ભીલ જાતિ એટલે કહેવાતી શિક્ષિત અને સુધરેલી જ્ઞાતિઓને મનથી એક બહિષ્કાર્ય અને ત્યાજ્ય વ્યક્તિસમુદાય અજામિલના નાના ભાઇ બ્હેનોને પૂરતો ખોરાક મળતો નથી એટલે અજામિલના હૃદયને ઘણી વ્યથા થાય છે.

"વૃદ્ધ માતા, નાના ભાડુઓ, ખાવા માટે બૂમાબૂમ પાડવા લાગ્યા ભલી વાણીયણે બે દિવસ ટાઢા રોટલા આપી ચલાવ્યુ પણ એમને એમ કેટલા દિવસ ચાલે ? આ ભીલપુત્રને તીરકામઠાનો ઉપયોગ કરી, બાપની પેઠે કોઇને ઠેકાણે કરી, ખાવાની જોગવાઇ કરવાનુ મન થઈ આવતુ પણ ફાસી, અધારૂ કેદખાનુ અને પાસે પડેલા લશ્કરની બીક લાગતી માતાને અધારા આવવા લાગ્યા મા

મરી જશે એમ જણાયુ અને નાના છોકરા માના શુષ્ક સ્તનને ચૂસવા લાગ્યા. પુત્રથી આ ખમાયું નહિ. ક્યાં જાઉં? કોની પાસે માગું? કોને મારૂં? શું કરૂં? એજ વિચારે એનું માથું ફરી ગયું અને રાતોરાત ઘરમા મરતી માને મૂકી, રડતા કકળતાં ભાઈભાડુને છોડી નાઠો."

ત્યાર પછી અજામિલ શુ કરે છે?

"ગામમા પરદેશી ભૈયાની મીઠાઇની દુકાન હતી. નાના ગામનાં પ્રમાણમા જલેબી, બરફી, પુરી, ગાંઠીયા, ખપ જોગું રાખતો. એક ઇંટોના કામચલાઉ ચૂલા ઉપર કઢાઈ મૂકી રાખતો અને એમાં દૂધ ઉકાળતો. આ કઢાઇનો નીચલો ભાગ નવી કઢાઇ થઈ ત્યારે મ ળ્યો હતો. મીઠાઇની થાળીમા ધૂળ હતી છતા લેવા આવનારને 'અભી બનાયા' કહી વેચતો. ચૂલા ઉપર દૂધ ઉકળતુ હતુ અને ભૈયાજી તુળસીકૃત રામાયણની હસ્તલિખિત પ્રત વાચતા હતા. દિવેલને ઝાંખે દિવે ભૈયાજી ચોપાઈની ધૂનમા હતા ત્યા કોઇનો હાથ મીઠાઇના ટાટ પર પડ્યો."

આ હાથ અજામિલનો હતો એ કહેવાની જરૂર રહે છે ખરી? તે પકડાય છે અને તેને અનેક વર્ષોની સખ્ત શિક્ષા કરવામાં આવે છે. આવી ગુન્હેગાર જાતિને સખ્ત શિક્ષા આપવી જ જોઇએ એમ પોલીસ અમલદારની માન્યતા હતી. પરિણામે અજામિલ અંધારા કારાગારમા પૂરાય છે. આમ ગુન્હાથી સદા દૂરને દૂર ભાગતો આ યુવક સમાજની નજરે ગુન્હેગાર ગણાય જન્મભરને માટે હીણાયેલો રહે છે; અને ત્યાર પછી આ કથાની ખરેખર શરુઆત થાય છે.

જેલમાંથી છૂટવા બાદ અજામિલ નવી જ જીંદગી ગાળવાનો નિશ્ચય કરી અસારવામાં પાછો આવે છે પરંતુ તે કેમ જાણે એક ભયંકર ગુન્હેગાર ન હોય તેમ સર્વ—નાના અને મોટા—તેનાથી દૂરને દૂર ભાગે છે. કેટલાકો તેનો ઉપહાસ કરે છે, સમાજ તેને

ઉભા રહેવાને માટે તસુ જેટલી પણ જગ્યા આપના ના કહે છે અને કંટાળીને તે ચાલ્યો જાય છે અને અનાથના બેલી મહાત્મા ગરીબદાસનો આશ્રય પામે છે

ગરીબદાસજીનું ચિત્ર દોરવામાં કર્તાએ જે સહૃદયતા અર્પી છે તેને લીધે ગરીબદાસ જીવંત વ્યક્તિ બની રહે છે સમાજ જેના ગુન્હાઓ માટે જવાબદાર છે પરંતુ તે છતાંય આ કહેવાતા ગુન્હેગારોને તરછોડે છે તે બતાવવા માટે અજામિલ અને ગરીબદાસનો મેળાપ યોજવામાં આવ્યો છે સમાજથી તિરસ્કારાયેલો અજામિલ—કેટલાકો તેને ચોર કહે છે જ્યારે અન્ય તેને પિંઢારો લેખે છે—ગરીબદાસજીની શિખામણ મેળવે છે અને સીધે રસ્તે ચાલવાનો નિશ્ચય કરે છે પરંતુ ગરીબદાસજીને ત્યાંથી ગયા બાદ ભવિષ્યમાં નિર્વાહ કેવી રીતે કરશે એ પ્રશ્ન સ્વાભાવિક તેને મુંઝવે છે અને મન નબળું થતાં તે ગરીબદાસજીના મંદિરમાંથી દેવપૂજા માટેના રૂપાના વાસણો—પવાલું અને આચમની—લઈ ભાગી જાય છે. પોલીસ તેને પકડે છે અને તેને મહાત્મા ગરીબદાસજી પાસે લાવવામાં આવે છે પરંતુ ઉદારહૃદય ગરીબદાસજી અજામિલને ક્ષમા અર્પે છે અને એ ચોરાયલી વસ્તુઓ તેને જ સોંપે છે ગરીબદાસજીનું પાત્ર મૂળ લેખક—તેમ જ રૂપાન્તરકાર- આવા ગુન્હેગારો પ્રતિ કેવી દૃષ્ટિથી નિરખતા હતા તેનો યોગ્ય ખ્યાલ આપે છે ગરીબદાસજીની માન્યતા હતી કે —

"સ્ત્રીઓ, બાળકો, નોકરો, નબળાઓ અને અજ્ઞાનીઓના દોષો હોય તો તે તેમના નથી, પણ તે દોષો તેમના પતિઓ, માબાપો, શેઠ, તંદુરસ્ત, દ્રવ્યવાન અને વિદ્વાનોના જ છે અજ્ઞાનીના જ્ઞાનચક્ષુઓ ઉઘાડો .. .. ... મનુષ્યહૃદય અંધકારમય છે અને પાપ થાય એ સ્વાભાવિક છે પણ પાપ કરનાર જેટલો દોષિત નથી તેથી બમણો દોષિત એનો અધિકાર રહેવા દેનાર છે"

કેટલાક વર્ષો વીત્યા બાદ અજામિલ નાનજીશેઠના નવીન નામ

નીચે ગણદેવી અને બીલીમોરાની આસપાસ, જ્યાં શેરડીનો પાક વિશેષ પ્રમાણમાં થાય છે ત્યાં, આવે છે. હવે તે એક મોટો વેપારી થયો હોય છે અને શેરડીના ખેતરોની વ્યવસ્થા કરે છે. તે પોતે સમાજથી ત્યજાયેલો હોઇ ગરીબોના દુઃખ સમજે છે અને તેમને સુખી કરવા સર્વ પ્રયત્નો કરે છે અને તેમાં અણધારી સફળતા મેળવે છે. પરંતુ ગરીબનું નસીબ ગરીબ રહેવા માટે જ સરજાયું હતું. નાનજીશેઠ એ અજામિલ જ છે એવો પોલીસ ઇન્સપેક્ટર ઇનાયતખાનને વહેમ પડે છે. અને તે દિવસથી ઇનાયતખાન નાનજી શેઠનાં સર્વ નાના મોટા કૃત્યો પર ઝીણવટ ભરી નજર નાખતો રહે છે.

ત્યાર પછી સુંદરી નામની એક બાળવિધવાના પ્રવેશ સાથે વાર્તામાં નવો પ્રવાહ દાખલ થાય છે. સુંદરી એક ખાનદાન કુટુંબના યુવાન પુત્રની સોનેરી જાળમાં ફસાય છે: એ યુવાન ઝવેરી આ બાળવિધવાને સુંદર ભવિષ્યની અનેકાનેક આશાઓ આપે છે અને, સૃષ્ટિની શરૂઆતથી જેમ બનતુ આવ્યુ છે તેમ, યુવક આ યુવતી સાથે ક્ષણભરનો આનંદ મેળવી તેને દુઃખની ગર્તામાં ગબડાવે છે. વખત જતાં સુંદરી એક બાળિકાની માતા બને છે આ બાળિકા તે મેના. આ બનાવ બન્યા બાદ સુંદરી મેનાને જલુદાર નામક એક પહોંચેલ લુટારૂને ત્યાં ઉછેરવા રાખે છે. તેને બીચારીને જલુદાર કેવો ઉઠાવગીર છે તેની ક્યાંથી ખબર હોય! જલુદારને ત્યાં તેની નાની છોકરીઓ હતી તેની સાથે સાથે મેના પણ ઉછરી આવશે એ વિચારથી સુંદરી મેનાને જલુદારની પત્નીને સોંપે છે. હવે સમાજમાં પાછા ન જવુ એ નિશ્ચય કરી સુંદરી ગણદેવીની આસપાસ નાનજી શેઠના ખેતરમાં કામ કરવા આવે છે. નાનજીનો મુનીમ આ યુવાન બાઇને હેરાન કરે છે અને સુંદરી અહીંથી ભગ્ન હૃદયે ચાલી જાય છે. નાનજી શેઠને આ દુઃખી બાઈ પ્રત્યે દયા પેદા થાય છે, સુંદરી પ્રત્યેની આ મમતાને લીધે તેઓ પોતાના પૂર્વાશ્રમનું દુઃખી જીવન ભૂલવા મથે છે, પરંતુ ભગ્નહૃદયા સુંદરી અવસાન પામે છે અને મૃત્યુ પહેલાં

પોતાની લાડકડી મેનાની સંભાળ લેવાનું નાનજી શેઠને કહેતી જાય છે.

ઇનાયતખાન અને નાનજી શેઠ એકમેકને બરાબર ઓળખી ગયા હોય છે. અનેક કારણોસર નાનજી પોતાનું પૂર્વ સ્વરૂપ જાહેર કરી ઇનાયતખાનને શરણે જાય છે અને તેને આંડામાનની—કાળા પાણીની—શિક્ષા ફરમાવામાં આવે છે. સ્ટીમરમાં આંડામાન જતાં જતાં એક ખલાસીને અકસ્માત થાય છે અને તેને બચાવવા માટે અજામિલને દરિયામાં પડવાની રજા આપવામાં આવે છે; પરંતુ અજામિલ દરિયાના મોજાઓમાં તણાઇ જાય છે અને પોલીસ અધિકારીઓ એને મૃત્યુ પામેલો ધારી તેની ઝાઝી તપાસ કરતા નથી. આ પ્રમાણે પોલીસની નજરે અજામિલનાં જીવનનો અંત આવે છે. પરંતુ ચાલાક ઇનાયતખાનને પોતાની શંકાઓ જરાયે નિર્મૂળ થઇ હોય એમ લાગતુ નથી.

થોડાક સમય બાદ જલુડારને ત્યાં એક અજાણ્યો મુસાફર આવે છે અને સુંદરીનો પત્ર બતાવી મેનાને પોતાની સાથે લઇ જાય છે. આ મુસાફર તે અન્ય કોઈ નહિ પણ અજામિલ. મેનાએ હવે યૌવનને આંગણે પ્રવેશ કર્યો છે. જલુડારના પંજામાંથી છૂટવા માટે તેને ઘણો આનંદ થાય છે. જલુડારને આવું સારૂં પૈસા પ્રાપ્ત કરવાનું સાધન ગયું તે માટે અસુરો પસ્તાવો થાય છે. મેનાને હજીયે પોતાને ત્યાં રાખી હોત તો તેને ઉછેરવા માટે વધારે પૈસા મળતે પરંતુ અજામિલ તેને લઈ જાય છે એટલે તેની આશા પર પાણી ફરી વળે છે. મેનાને લઈ અજામિલ મુંબઈ આવે છે અને આ બાળકીને પોતાની પુત્રી માફક ઉછેરે છે. તેના સુખે તે સુખી અને તેનાં દુઃખે દુઃખી એવી તેની સ્થિતિ છે. પોલીસ ઈન્સ્પેક્ટર ઇનાયતખાન તેને જંપીને બેસવા દેતો નથી. આ કારણે અજામિલ તથા મેનાને વારંવાર સ્થાન બદલવું પડે છે અને છેવટે તેઓ નળ બજાર આવે છે પરંતુ ત્યાં પણ તેઓ ઠરીઠામ થઇ શકતાં નથી.

ત્યાર પછી તો વાર્તાના પ્રસંગો એટલી ઝડપતાથી બનતા જાય છે કે વાચકને ક્ષણભર એમ જ ખ્યાલ આવે કે તે એક સીનેમાના રૂપેરી પડદા પરનું ચિત્રપટ નિહાળી રહ્યો છે. પોલીસ સાથેની સંતાકુકડીનાં જે પ્રસંગો આપ્યા છે તે આ વાર્તામાં જાસુસ કથાનો કૈંક અંશ દાખલ કરે છે. અને આ માધવના પ્રવેશ સાથે એક નવો જ પ્રવાહ વાર્તાના મુખ્ય પ્રવાહ સાથે ભળે છે. માધવ અને યુવાન્ મેના એકમેકને અનારનવાર નિરખે છે અને પરિચયમાં આવે છે. આ પરિચયમાંથી પ્રેમનાં અંકુર પ્રકટે છે. અજામિલને મેના પોતાના હાથમાંથી—પોતાના હવે સુખી બનેલા જીવનમાંથી—અન્યના હાથમાં જાય તે વિચાર જ ઢીલો કરી મૂકે છે.

જલુદારે પણ હવે મુંબઇમાં અડ્ડો જમાવ્યો છે. તે અજામિલ તથા મેનાને જોતાં તેમને તરત જ ઓળખી જાય છે અને ચાર પાંચ લુચ્ચા સાથીદારોની મદદથી અજામિલ તથા મેનાને ફસાવવાનું નક્કી કરી એક ભયંકર કાવત્રું રચે છે. અજામિલ—ગરીબના દુઃખો પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર અજામિલ—આ કાવત્રામાં સહેલાઇથી ફસાય છે. મેનાના પ્રેમી માધવને આ કાવત્રાની ખબર મળે છે અને તે પોલીસને ખબર આપે છે. પરિસ્થિતિ એકદમ ઉત્તેજક બની રહે છે

શું અજામિલ અને સુકોમળ મેના આ ષડ્યંત્રમાં સપડાશે ? આ અતિ રસમય અને tense પરિસ્થિતિ ઉત્પન્ન કરી, વાચકની જીજ્ઞાસાને ઉત્તેજી, અન્ય પ્રકરણો લખી શકે તે પહેલા લેખકનું અવસાન થાય છે અને વાર્તા આટલેથી અધૂરી રહે છે.

રા. તારાચંદ્ર અડાલજાએ આ અધૂરી વાર્તા ત્યાર પછી મૂળ પુસ્તકની સહાયતાથી પૂરી કરી છે, અને તેઓ પણ છેક છેવટનાં પ્રકરણ સુધી રસની જમાવટ સાગી રાખી શકયા છે પરંતુ બોગીન્દ્રરાવની લેખિનીથી આ વાર્તા પૂર્ણ થઇ હોત તો છે તેનાં કરતાંય સુંદર પરિણામ પ્રાપ્ત થતે.

——:o:——

## પ્રકરણ ચોથું

—.o.—

### ત્રણ ન્હાની નવલો

ગોવર્ધનરામનાં જીવનનાં છેલ્લાં વર્ષોમાં લખાયેલી ત્રણ મુખ્ય સામાજિક નવલકથાઓ—(૧) "લગ્ન બંધન", (૨) "ગોલીસીટર" અને (૩) "જ્યોત્સ્ના"—અનેક રીતે તેમના સાહિત્યજીવનના શરૂઆતના વર્ષોમાં લખાયેલી બે નવલકથાઓનું, "મૃદુલા" અને 'ઉષાકાન્ત'નું સ્મરણ કરાવે છે આ ત્રણ નવલકથાઓ ન્હાની કૃતિઓ હોઇ કોઇ એક પ્રધાન પ્રશ્નને ચર્ચી પોતાનું સર્જનપ્રયોજન પૂર્ણ કરે છે આમાથી પ્રથમ આપણે "લગ્નબંધન" લઇશું

"લગ્નબંધન", તેના અભિધાન પ્રમાણે, હિંદુ લગ્નસંસ્થાને અનેક દૃષ્ટિકોણથી નિરખવા માટે રચાઇ છે લેખકનાં અવસાન બાદ ઇ. સ ૧૯૧૮ માં એ "સયાજી વિજય" ની ભેટ તરીકે પુસ્તકાકારે પ્રકટ થઇ તે પહેલાં એ ઇ. સ ૧૯૧૬ માં "સ્ત્રી–બોધ" પત્રમા "સ્નેહ કે મોહ?".એ નામથી ક્રમશઃ પ્રકટ થઇ હતી. આ નામ પણ અવાસ્તવિક નથી. આપણા લગ્નો સ્નેહ પર રચાય છે કે મોહ પર? પ્રાચીન આર્યલગ્નની ભાવના સ્નેહના સામ્રાજ્યમા વિચરતી જ્યારે અર્વાચીન પાશ્ચાત્ય લગ્નપદ્ધતિમાં સ્નેહ કરતા મોહ—બાહ્ય આકર્ષણ—એ યુવાન વ્યક્તિઓના પરિણીત જીવનમાં પ્રધાન ભાગ ભજવે છે. આ બેની વચ્ચે એવો કોઇ સુગ્રાહ્ય માર્ગ છે કે જે હિંદુ

સમાજ અપનાવી શકે અને આદર્શ લગ્નસસ્થાનો પાયો નાખી શકે ? આધુનિક ઉચ્ચ કેળવણી પામેલા યુવક-યુવતી માટે ઢીગલા-ઢીગલીના લગ્નની પ્રાચીન પ્રણાલિકા તદ્દન નકામી નીવડી છે. પતિના માનસિક જીવનમા રસ ન લઇ શકે તે પત્ની સહચરી કેમ બની શકે ? પ્રાચીન રીતિ પ્રમાણે જોડાયેલા આવા માનસિક કજોડાઓ આપણા સમાજમા હજીયે ઠેરઠેર નજરે પડે છે બીજે પક્ષે. પશ્ચિમના ખોટા વ્યામોહમા તણાઇ ત્યાની લગ્નસસ્થાની સર્વ રીતિઓ આપણા સમાજમા—જેની સસ્કૃતિ પાશ્ચાત્ય સસ્કૃતિ કરતા તદ્દન ભિન્ન છે—દાખલ કરવાથી મોડા-હેલા સ્નેહનુ સ્થાન મોહ લેશે આ મોહ ઓસરી જતા, પરિણીત જીવનના પ્રાગ ભિક સુખદ અનુભવો—Romances—વીતતા, પતિ પત્નીના હૃદયને યોજનાર સ્નેહગ્રથિ જેવુ કઇ રહેશે નહિ અને પરિણામે છુટાછેડાની પ્રથા ( Divorce ) દાખલ થશે અને સમાજ છિન્નભિન્ન થઇ જશે આમ પ્રાચીન અને અર્વાચીન—પૂર્વ અને પશ્ચિમ—આ બે લગ્નસસ્થાઓ વચ્ચે કોઇ એવા માર્ગ ન યોજાય કે જેમા બન્ને લગ્નસસ્થાઓના દુર્ગુણો ત્યજી સદ્ગુણો લઈ શકાય અને લગ્ન—શારીરિક લગ્ન—આત્માના લગ્ન નિવડી પતિ-પત્નીના જીવનને ઉચ્ચ પથે લઈ જાય ? આપણા સમાજમા લગ્ન એક સસ્કાર છે, આજીવન બધન છે, પશ્ચિમમા લગ્ન એક પ્રકારનો કરાર ( Contract ) છે અને કોઇ પણ વ્યાપારી કરારની માફક તે ચિરજીવ રહેવા સર્જાયો નથી, આવા કરારનો સ્વેચ્છાપૂર્વક ભગ કરી તેમાથી છુટ કારો મેળવી શકાય છે આધુનિક હિંદુ સમાજે આ ભિન્ન સસ્થાઓ-માથી શુ લેવુ અને શુ ત્યજવુ ?

આ સર્વ પ્રશ્નોની સર્વદેશીય સમીક્ષા અને અને યોગ્ય નિરીક્ષણ માટે 'લગ્નબધન"નુ સર્જન થયુ છે લેખકના અવસાન પછી આ પુસ્તક પ્રગટ થયુ હોવાથી આપણને એમની સુવાચ્ય અને

માર્ગસૂચક પ્રસ્તાવનાનો લાભ મળી શકયો નથી—નહિ તો અવશ્ય લેખક પ્રસ્તાવનામાં આ પ્રશ્ન પર યોગ્ય પ્રકાશ નાખી તેને સમેટી લેત. પરંતુ જે કાર્ય પ્રસ્તાવના ન કરી શકતે તે કાર્ય વાર્તાએ કર્યું છે. આખીય નવલકથા લગ્નનાં નિરનિરાળા અને પરસ્પર ભિન્ન પ્રશ્નો પર એક મહાનિબંધ. ( thesis ) જેવી બની રહે છે. એથી આ પુસ્તકને વાર્તાદેહી નિબંધ કહીએ તો એમાં જરાયે અતિશયોક્તિ નહિ ગણાય. આ રીતે વાર્તાવિધાનની દષ્ટિએ "લગ્નબંધન"માં ગંભીર ક્ષતિઓ આવે છે. વાર્તાનાં પાત્રો હેતુપુરઃસર યોજાયેલાં હોઈ લગ્નનાં પ્રશ્ન પર લેખકનાં માનસમાં જે જે વિચાર ઘૂમી રહ્યા હતા તેનો યોગ્ય પ્રતિધ્વનિ પાડે છેઃ આથી તેઓ ફક્ત વિચારવાહક બની રહે છે. ભલે આવી રીતે નવલકથાવિધાનની દૃષ્ટિએ આ પુસ્તક નબળું હોય પરંતુ એક વિચારોત્તેજક પ્રચારાત્મક ગ્રંથની દૃષ્ટિએ તેનું સર્જન સફળ છે.

વાર્તાનું વસ્તુ તદ્દન સાદું છેઃ ખરૂં જોતાં એને વસ્તુ કહી શકાય કે કેમ એ પણ એક પ્રશ્ન છે. એમાં તો પાંચ યુવક અને પાંચ યુવતીઓના મનોમંથન કરનારા લગ્નનાં પ્રશ્નો પરત્વેનાં છુટાં છુટાં ચિત્રો છે અને એકમેકને લીધે નિપજતો કાર્યકારણનો સંબંધ આ ચિત્રોને કૈંક સાતત્ય ( continuity ) આપે છે—જો કે નવલકથાવિધાનની દૃષ્ટિએ આને સાતત્ય લેખવું યોગ્ય નહિ ગણાય. આ પાંચ યુવકો તે જયસુખલાલ, પોપટલાલ, ન્હાનુભાઇ, મદનલાલ અને ચંપકલાલ : પાંચ યુવતીઓ તે ક્ષમા, ઇન્દુ, અમૃત, ઉષા અને ભદ્રા. જયસુખલાલ અને ક્ષમા તથા ન્હાનુભાઇ અને અમૃત વાર્તાની શરૂઆતથી જ પરિણીત છે જ્યારે પોપટલાલ અને ઇન્દુ વિવાહિત છે; બાકીનાઓ લગ્નની ધુંસરીમાં જોડાયા નથી, પરંતુ જોડાવાની તૈયારીઓ કરી રહ્યા હોય છે. આ સર્વ યુવકયુવતીઓનાં લગ્ન પરત્વેનાં દૃષ્ટિબિન્દુ ભિન્ન ભિન્ન છે. જયસુખલાલ

અને ક્ષમાનાં નાની વયે લગ્ન થયાં હતા તે છતાંય તેઓનો ગૃહસંસાર સુખી છે. જયસુખલાલે લગ્ન પછી જ એલ૦ એલ૦ બી૦ તેમ જ સોલીસીટરની પરીક્ષાઓમાં વિજય મેળવ્યો : તેના વિચારો ઘણા આગળ વધ્યા તે છતાંય ક્ષમા પતિના માનસિક જીવનમાં રસપૂર્વક ભાગ લઇ શકતી. ક્ષમાને એક જ ચિંતા હતી અને તે પોતાની ઉમરે પહોંચેલી ન્હાની બ્હેન ભદ્રાના ભવિષ્ય માટેની. જયસુખલાલ પણ પોતાની સાળીનાં શિક્ષણ અને ચારિત્ર્યવિકાસમાં સર્વ પ્રકારે સહાય આપતો.

ભદ્રા એક સુશિક્ષિત અને સંસ્કારી યુવતી છે પરન્તુ પોતાને યોગ્ય પતિ ન મળતા તે મુંઝાય છે. તેના માતાપિતા તેને માટે જ્ઞાતિ બહાર જવા પણ તૈયાર છે પરંતુ લાયક પતિ મળે ત્યારે ને ? ભદ્રાની દૃષ્ટિ સમક્ષ મદનલાલ, ચંપકલાલ અને પરશુરામનાં ચિત્રો ઘૂમ્યા કરે છે પરતુ આ ત્રણમાંથી એકકેય પોતાને યોગ્ય લાગતો નથી. મદનલાલના લગ્ન પરત્વેના વિચારો તદ્દન ઉપલકીયા છે : તેને જોઇએ છે માત્ર બાહ્ય આકર્ષણ, સ્થૂલ સૌન્દર્ય અને ટાપટીપ. "સ્ત્રીને શું જોઇએ ?" એ પ્રશ્નનો ઉત્તર આપતા તે કહે છેઃ—

"સ્ત્રીને શુ જોઇએ ? પૈસો અને પહેરવાને સારાં કપડા અને દાગીના, ભણેલી હોય તો લાજબાજ ન કાઢે, ઘરમના ટાયલા ન કરે અને આપણી સાથે બધે હરે ફરે ! જે છે તે પુરૂષને જ જોવાનુ. ધારો કે સ્ત્રી સુદર નહિ પણ શામળી હોય તો સોસાયટીમા લઈ જતાં શરમ ન આવે ? તેને ફેશનેબલ લુગડા શોભે ખરા ?"

તેને તો સોસાયટીમા પોતાની સાથે હરી ફરી શકે અને સામાને પોતાના રૂપથી આજી નાખે એવી પતંગીયા જેવી પત્ની જોઇએ છે. ભદ્રામા ઠરેલપણુ અને ગંભીરતા હતાં પરંતુ મદનલાલને જોઇતા બાહ્ય ટાપટીપ અને ખોટા ભપકો નહોતા. ચંપકલાલ શિક્ષિત યુવક છે પરંતુ તે હિંદુ સ્ત્રીને ધિક્કારે છે તેના અભિપ્રાય પ્રમાણે હિંદુ

સ્ત્રી પત્નીપદને માટે તદ્દન નાલાયક છે! હિંદુ સ્ત્રી સ્નેહ સમજી શકતી નથીઃ તે ઉન્નત જીવન ગાળી શકવા માત્ર અસમર્થ છે—આવા વિચારોને લીધે તે વિદેશી લલનાઓ સાથે હિંદુ રમણીઓને સરખાવતો અને તેમને લગ્ન માટે નાલાયક ઠેરવતો. તેના મત પ્રમાણેઃ—

"આપણુ તો સ્ત્રીઓ માટે અભિપ્રાય બાંધવો એ નકામો વખત બગાડવો એમ માનીએ છીએ. તેમા વળી હિંદુ સ્ત્રીઓ! એમનામા તે શુ બળ્યુ છે? સ્ત્રીઓને ભણાવવી અને એ સુધરે એમ માનવુ તે મૂર્ખાઇ છે અને તો સ્ત્રી જાતિ માટે જ તિરસ્કાર છે"

પરશુરામ ગ્રેજ્યુએટ થયો છે પરંતુ તે કણ્વ ઋષિના અર્વાચીન અવતાર જેવો હોઇ ઘણો ધર્મચુસ્ત છે. આગળ પડતા વિચારોને તે ધિક્કારે છે, પત્ની સાથે દિલ ખોલીને વાતો કરતા પહેલા તે શાસ્ત્રોની અનુજ્ઞા માગે એવો પ્રાચીન વિચારનો છે!

ત્યારે ભદ્રાને યોગ્ય પતિ ક્યાથી લાવવો? ભદ્રા પોતે શિક્ષિત હતી, સુજ્ઞ હતી, તેથી આ પ્રશ્ન પર સરાસર વિચાર કરી શકતી, અને અન્યના વિચારો સમજી શકતી. પરિણામે તે ઘણી મુઝાતી. શું હિંદુ કન્યાથી બ્રહ્મચારિણી રહી સમાજસેવામા પોતાનુ જીવન ન ગાળી શકાય? આવા આવા પ્રશ્નો તેના મનમા ઉપસ્થિત થાય છે.........પરંતુ હિંદુ સમાજમા ડોસો કુવારો રહી શકે પણ ડોસી કુવારી રહી સાભળી છે?

પોપટલાલ ગ્રેજ્યુએટ થયેલો આગળ પડતા વિચારનો યુવક છે તેની માતા ઘણી ધર્મચુસ્ત છે, પરીક્ષામા દીકરો પાસ થાય તો સત્યનારાયણ દેવની કથા કરાવવાની બાધા લે છે. પરંતુ તેનો પિતા મૂર્તિપૂજાને ધિક્કારનારો પ્રાર્થનાસમાજી છે. આમ ધર્મચુસ્ત માતા અને સમાજીસ્ટ પિતાની વચ્ચે પુત્ર ત્રીજો જ માર્ગ ધારણ કરે છે—તે નિરીશ્વરવાદી બને છે. તેના વિવાહ ઇન્દુ નામક એક રૂપવતી

પરંતુ અભણ કન્યા સાથે નાનપણથી જ થયા હોય છે ઈન્દુના માતા-પિતા કન્યા કેળવણીમા જરાયે માનતા નથી, તેઓએ ઇન્દુને પોપટને લાયક બનાવવાની જરૂરીયાત સ્વીકારી નથી પરિણામે પોપટને ઇન્દુ માટે જરાયે લાગણી નથી. તે માતાના આગ્રહથી—દુરાગ્રહથી કહીએ તો જરાયે ખોટું નહિ—સાસરે સત્યનારાયણની કથામાં પૂજા કરવા જાય છે. ઇન્દુ સાથે બેસી દેવની પૂજા કરે કરે છે પરંતુ જરાક એકાંત મળતા તેની સાથે હૈયુ ખોલી વાતો કરવા જાય છે ત્યારે ઇન્દુ ચીસ પાડી ભાગી જાય છે—કેમ જાણે વાઘે ન ખાધી હોય! આ સહચરી!!—શિક્ષિત યુવકની આવી અમસ્કારી અર્ધાંગના!!! તે એકદમ ઘેર જઈ પોતાના સમગને વિવાહ તોડી નાખવાની ધમકી આપતો પત્ર લખે છે પરિણામે પિતા પુત્રોને ભણાવવા તજવીજ કરે છે

ન્હાનુભાઇ આસીસ્ટન્ટ કલેક્ટરે વિલાયતથી આવ્યા બાદ પોતાની પત્ની અમૃતની સાથે સહવાસ સેવ્યો નથી. તેના જેવો સીવીલીયન અમૃત જેવી "ગેગી" પત્ની સાથે રહે તો તેનો મોભો કેમ સચવાય ' અમૃત અભણ છે—પણ ભણવાની હોંશ છે. પતિ તેને ભણાવવા કાજ પૈસા મોકલે છે તે દિયેરો ખાઇ જાય છે અને ભાઇને લખે છે કે ભાભી કોઇ પણ કાળે ભણી શકે એમ નથી! આમ માનસિક અંધકારમા આ પતિ-પત્ની ગોથા ખાય છે અને અમૃત—હિજરાયેલી અમૃત—સાસરે નોકરડી માફક જીવન ગાળે છે, જ્યારે તેનો પતિ મદ્રાસમા સીવીલીયનના સુખ સાહેબી ભોગવે છે. પરંતુ દૈવસ્થાત્ અમૃત મુંબઇ પોતાને પીયેર આવી હોય છે ત્યારે તેના મકાનને આગ લાગે છે. ચંપકલાલ અમૃતને અગ્નિજ્વાળામાથી બચાવે છે ત્યારે તે પોતાનું હૃદય ચંપકલાલ પાસે ખોલે છે. પરિણામે ચંપકને પણ ખ્યાલ આવે છે કે હિંદુ સ્ત્રીઓ, પોતે ધારી હતી તેવી, ગમાર નથી; તેઓને યોગ્ય સંસ્કાર અને કેળવણી મળી શકે તો તેઓ

આદર્શ પત્નીઓ બની શકે એમ છે. અમૃતની આત્મકથા સાભળી તેના દૃષ્ટિપડળ ખૂલે છે અને સ્ત્રીઓ માટેના હલકા વિચારો નષ્ટ થાય છે. તે અમૃતને કેળવે છે અને ન્હાનુભાઇને બધીય પરિસ્થિતિ સમજાવતો પત્ર લખે છે. તેના સુપ્રયત્નથી ન્હાનુભાઇ અમૃતના પ્રેમને બરાબર પિછાણે છે. તે અમૃતને લેવા આવે છે અને પોતાની સાથે મદ્રાસ લઇ જાય છે. આમ ચંપકલાલને લીધે અમૃત-ન્હાનુભાઇનો વિષમ સંસાર સીધે રસ્તે આવે છે, ચંપકલાલને પણ નવીન જ દૃષ્ટિબિંદુ મળવાનો અનન્ય લાભ થાય છે. હવે તે લગ્ની ગંભીરતા સ્વીકારે છે, અને પોતાને યોગ્ય પાત્ર મળશે કે નહિ તેનો વિચાર કરે છે. એની દૃષ્ટિ સમક્ષ હવે ભદ્રાની મૂર્તિ રમી રહે છે.

ઉષાના પ્રવેશ સાથે અદ્યતન વિસમી સદીના સુધારાથી અણુએ અણું રંગાયેલી એક લાવણ્યમયી યુવતીનો વાચકવૃન્દને પરિચય થાય છે ઉષાએ ભદ્રા માફક ઉચ્ચ શિક્ષણ મેળવ્યું છે પરંતુ આ ઉચ્ચ શિક્ષણે તેને અભિમાની બનાવી છે. ઇશ્વરે તેને અનહદ સૌન્દર્ય આપ્યું છે તે આ અભિમાનમાં વૃદ્ધિ કરવા બસ છે. શિક્ષણ અને સૌન્દર્ય જાણે ઓછા હોય તે પ્રમાણે તે એક શ્રીમંત કુટુંબની એકની એક પુત્રી હોઈ અતિશય લાડમાં ઉછરી હોય છે. આ બધાનો મેળ થયો પછી પૂછવું શું? પરિણામે ઉષામા નથી ગભીરતા કે નથી ઠરેલપણું. વિલાસ અને એશઆરામમાં જીંદગી ગાળવાની અને સમાજમા સુધરેલ ગણાઈ નામ કાઢવાની ઇચ્છા સિવાય તેને અન્ય કંઇ જીવનધ્યેય નથી. વાર્તાની શરૂઆતમા તેના વિવાહ એક સાધારણ કુટુંબના યુવક સાથે થયા હોય છે પરંતુ મદનલાલ જેવા ગર્ભશ્રીમંત, વિલાસી અને શોખીન યુવાનને જોઇ તેને તેમ જ તેના શ્રીમંત માતાપિતાને પોતાનો વિવાહિત પતિ ગમાર જેવો લાગે છે. પરિણામે વિવાદ ઓછાંડાય છે અને મદનલાલ સાથે ઉષાનાં લગ્ન થાય છે. મદનલાલને પણ જેવી જોઇતી હતી

તેવી પત્ની મળ્યાના ઘણો આનંદ થાય છે. લગ્નજીવનની ગંભીરતા ન સમજનાર આ બન્નેમાં સ્નેહ જેવું કંઈ પણ નથી : સોસાયટીમાં ફક્કડ થઈ ફરવા સિવાય અન્ય કોઈ એમના જીવનનો હેતુ નથી. સમય જતાં જ્યારે આ વ્યામોહ ઓસરે છે ત્યારે પતિ–પત્નીને એકમેક પ્રત્યે કંટાળો આવે છે ઉષાનું ઉચ્છૃખલ વર્તન અને સાસુ-સસરા તરફની તેની ઠંડી બેદરકારી મદનલાલની આંખો ખોલે છે. ભૂખ્યા મદનલાલ માટે તે રસોઇ કરતી નથી પરંતુ પીયેર જઇ નોકર સાથે પુરી મુઠીયાં મોકલાવે છે! આમ આ સુધારામાં ખપવા માગતા મદનલાલ-ઉષાના કલ્પેલા સુખી જીવનનો અંત આવે છે. બાહ્ય આકર્ષણના કાચા તાંતણે લટકતુ આવું કૃત્રિમ જીવન કયા સુધી નભી શકે ?

આવી રીતે ઉષા–મદનલાલના સુધરેલા અને બહુ ગવાયેલા લગ્ન નિષ્ફળ નિવડે છે ત્યારે પોપટલાલને રેલ્વે ટ્રેનમા ભયંકર અકસ્માત થાય છે. ઘેર આવતા વિવાહિત પત્ની ઇન્દુ તેની શુશ્રૂષા કરે છે. ઇન્દુના પિતાએ આપેલા શિક્ષણથી હવે તેનામા ઘણો ફેર પડયો છે. પોપટલાલ જોઈ શકે છે કે ઇન્દુમા સુસસ્કારો છે પણ તે વિકસ્યા નથી. ભદ્રા પણ ઇન્દુના શિક્ષણમા રસ લઇ એને પોપટલાલને સર્વ રીતે લાયક બનાવે છે. પરિણામે ઇન્દુમા પરિવર્તન થાય છે અને પોપટલાલ તેની સાથે લગ્ન કરે છે

ભદ્રા અને ચપકલાલના લગ્ન સાથે લગ્નસંસ્થાને ચર્ચતી આ રસમય વાર્તાનો અત આવે છે.

પ્રસ્તુત નવલકથાના વાર્તાપ્રવાહની આપણે કૈંક ઝાંખી કરી. પ્રથમ દૃષ્ટિએ અભ્યાસક જોઇ શકશે કે લગ્નને મધ્યવર્તી પ્રશ્ન બનાવી એની આસપાસ લગ્નને ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી નિરખતાં સ્ત્રીઓ અને પુરૂષોની કાલ્પનિક સૃષ્ટિ કર્તાએ રચી છે. આમાંથી કેટલીક પતિ–પત્ની તરીકે જોડાયેલા હોય છે જ્યારે અન્ય-

વાર્તાના વિકાસ દરમ્યાન જોડાય છે. લેખકે એ પ્રધાન પ્રવાહોને જુદા પાડવાનો પ્રયત્ન કર્યો છે. એક તો સંસ્કારી અને શિક્ષિત યુવકની પોતાના માનસિક જીવનમાં ભાગ લઇ શકે તેવી જીવન-સખીની ભાવના અને અન્ય પાશ્ચાત્ય લગ્નપ્રથા અનુસરવામાં રહેલા ભયસ્થાનો. આ બન્નેના યોગ્ય નિરૂપણમાં લેખકે સફળતા પ્રાપ્ત કરી છે. પોપટલાલ જેવા ઉચ્ચ કેળવણી પામેલા યુવકને ઇન્દુ જેવી તદ્દન અર્ધદગ્ધ અને સંકુચિત વિચારની પત્ની પ્રાપ્ત થતાં અને ન્હાનુભાઇ જેવા આસીસ્ટંટ કલેકટરના ઉચ્ચ પદે વિરાજતા અધિકારીને અમૃત જેવી અભણ અને ગામડીયણ પત્ની મળતાં તેમના મનમાં જે જે મંથનો થાય છે તે દ્વારા લેખક માનસિક કજોડાનાં પ્રશ્નની ગંભીરતા એના યોગ્ય સ્વરૂપમાં સમજાવે છે. ગુજરાતી યુવકો જે પ્રગતિ કરી રહ્યા છે, જે સર્વદેશીય વિકાસ સાધી રહ્યા છે, તેમાં તેમને યોગ્ય જીવન સહચરીઓ નહિ મળે તો શા પરિણામ આવશે તે સફળતાપૂર્વક દર્શાવવામાં આવ્યું છે. આથી ઉલટું ઉષા અને મદનલાલના પરિણીત જીવનનાં ચિત્રો દ્વારા પશ્ચિમના રીવાજના અંધ અનુકરણથી નિપજતાં ગેરફાયદાઓ તેમના પૂર્ણ સ્વરૂપમાં ખુલ્લા કરવામાં આવ્યા છે. મદનલાલ તથા ઉષા બન્નેએ ઉચ્ચ શિક્ષણનાં ફળ મેળવ્યાં છે. તે છતાંય તેઓ બાહ્ય ટાપટીપ અને સૌંદર્યથી આકર્ષાઇ લગ્નમાં ઝંપલાવે છે અને લગ્નીત જીવનમાં જે ઉપલકીયો રસ હતો તે નષ્ટ થતાં શું પરિણામ આવે છે? ઉષા નથી દરકાર કરતી મદનલાલની કે નથી દરકાર કરતી મૃત્યુશય્યાએ સુતેલા સાસુસસરાની. સાસુ કાલે મરતી હોય તો ભલે આજે મરે પણ કોન્ફરન્સમાં ભાગ લીધા વિના કેમ ચાલે? શું તે મદનલાલને તેના ઘરનું કામકાજ કરવા માટે પરણી હતી? આ પ્રકારની વિચાર-પ્રણાલિકા તેમના જીવનને દુઃખી બનાવે છે.

આમ આ બે ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ—પૂર્વ અને પશ્ચિમની લગ્ન ભાવના—વચ્ચે સમન્વાયક કોઇ એવો માર્ગ નથી કે જે

પરિણીત જીવનને ખરેખર સુખી કરે ? આવો માર્ગ છે તે દર્શાવવા માટે જ ભદ્રાના પાત્રનું સર્જન થયું છે ભદ્રાના લગ્ન દ્વારા લેખક આ પ્રશ્નનો નિકાલ કરે છે.

"મૃદુલા"ની માફક આ પુસ્તકમાંયે પાત્રપ્રચુરતા દૃષ્ટિએ પડે છે પાંચ યુવકો અને પાંચ યુવતીઓ—બધું મળીને દસ—ઉપરાંત અન્ય ગૌણ પાત્રો છે તે તો જુદાં. આ પાત્રો વાર્તાવિકાસમાં શો ફાળો આપે છે ? કંઈજ નહિ—કારણ કે આપણે ઉપર જોયું તેમ પુસ્તકમાં વાર્તા જેવું વિશેષ નથી. લેખકના લગ્ન પરત્વેના ભિન્ન ભિન્ન વિચારોના વાહક તરીકે જ આ પાત્રનો ઉપયોગ કરવામાં આવ્યો છે આ સર્વ પાત્રો—સ્ત્રીઓ તેમ જ પુરૂષો—દૂર કરી તેમના ઉદ્‌ગારો અને વિચારો ભેગા કરતા શું પરિણામ આવશે ? એક મહાનિબંધ પરંતુ દર્શનો આ પુસ્તકમાં શાસ્ત્રીય રીતે લખાયલી વસ્તુપ્રધાન નવલકથા આપવાનો હેતુ કદીય હતો નહિ એ વાતનું અત્રે વિસ્મરણ ન થવું જોઇએ. ભોગીન્દ્રરાવનો જે પ્રધાન ઉદ્દેશ હતો—લગ્નની સર્વદેશીય સમીક્ષા કરવાનો—તે સિદ્ધ થયો અને તે જ આ પુસ્તકના પ્રયોજનની સફળતા પૂરવાર કરવા સમર્થ છે

*　　*　　*　　*

"સોલીસીટર" એના નામ પ્રમાણે એક—બે કહીયે તોય ખોટું નહિ—ગુજરાતી સોલીસીટરના ગૃહજીવન તેમજ જાહેર જીવનને ચર્ચતી નાનકડી નવલકથા છે ઈ૦ સ૦ ૧૯૧૭માં એ "સયાજી વિજય" પત્રના ભેટપુસ્તક તરીકે પ્રકટ થઇ. ભોગીન્દ્રરાવની આ નાનામાં નાની સામાજીક નવલકથા તેમના કલાવિધાનનો એક સુંદર નમુનો છે તેમની અન્ય સામાજીક નવલકથાઓ માફક આમાં પણ હિંદુ ગૃહજીવનના તાદૃશ્ય ચિત્રો દૃશ્યમાન થાય છે. આમાં પણ હિંદુ સમાજના સળગતા કોયડાઓનો યોગ્ય નિકાલ કરવાનો પ્રયત્ન છે.

વાર્તાની વસ્તુ આકર્ષક છે અને ઉપકથાઓનો અભાવ હોવાથી રસપ્રવાહ સળંગ વહે છે શંભુલાલ અને શિવલાલ બન્ને નિશાળ તેમજ કૉલેજમાં સાથે અભ્યાસ કરતા ત્યારથી તેમને એકમેક પ્રત્યે ઘણો સ્નેહ છે. આ બન્ને મિત્રો સાથે જ સોલીસીટર થાય છે અને મુંબઇમાં ઑફીસ ખોલે છે. બન્નેની કુશળતા અને કાયદાની બારીકીઓના જ્ઞાનને લીધે તેમની પેઢી જાહેર પ્રજામાં સારી નામના અને ખ્યાતિ પ્રાપ્ત કરે છે. પરંતુ આ બન્ને સોલીસીટર ભાગીદારોના સ્વભાવમાં આસમાનજમીનનો ફરક છે. શંભુલાલ ઓછાબોલો અને કર્તવ્યપરાયણ છે, જ્યારે શિવલાલ બહુબોલો અને કપટી છે. શંભુલાલ મિત્રપરાયણ, કર્તવ્યપરાયણ અને સત્યપરાયણ હોવાથી અનેક અગત્યની બાબતો પોતાના ભાગીદાર મિત્રને સંપૂર્ણ સદ્વિશ્વાસથી સોંપે છે. શિવલાલ એક ચાલાક ધારાશાસ્ત્રી છે અને સોલીસીટરના ધંધામાં રહેવું અને કાવાદાવાથી અલિપ્ત રહેવું એ વાત એને ગળે ઉતરી શકે એમ નથી. શંભુલાલ શિવલાલ પર અંધ વિશ્વાસ રાખે છે. જ્યારે શંભુલાલની પીઠ પાછળ તેમનો આ ભાગીદાર વિધવાઓને વારસો શોધી આપે છે, રાજખટપટનાં અટપટા કાવાદાવાઓમાં આગળ પડતો ભાગ લે છે અને કાયદાની આંટીઘુંટીમાં ન સપડાવાય તેવી રીતે લીમીટેડ કંપનીઓના ખોટા સરવૈયાઓ તૈયાર કરી આપે છે. આમ શંભુલાલ અને શિવલાલ બે ગાઢ મિત્રોના માર્ગ શરૂઆતથી જ ભિન્ન ભિન્ન છે.

ગુર્જર ગૃહજીવનનાં સુંદર ચિત્રો દોરનાર કર્તા શંભુલાલનું ગૃહજીવન પણ સુંદર બતાવે છે. શંભુલાલની વ્હાલસોયી પત્ની રમણી —કૉલેજમાં અભ્યાસ કરતાં સંતાનો હોવા છતાં—હજીય "પ્રેમઘેલી" નવોઢા છે. સોલીસીટર પતિ બહારનું જાહેરજીવન ગાળી પોતાને તેમ જ પોતાનાં સંતાનોને વિસારે એ રમણીને જરાય ગમતું નથી. જાહેરજીવનની અનેક જંજાળમાંથી—પ્રમુખસ્થાન, ભાષણો

વિગેરેમાંથી—ન પરવારતા પોતાના પતિને તે એક લાંબુ વ્યાખ્યાન આપે છે અને એમનાં પરિણીત જીવનના શરૂઆતના દિવસોની યાદ આપે છે કે જ્યારેઃ—

"તમે ગૃહજીવનની વાતો કરતા હતા. જે મનુષ્ય ગૃહ-જીવનના ભોગે બાળકો, પત્ની, કુટુંબની સાથે બેસી એમનાં જીવન ઉચ્ચ કરવામાં વખતની બરબાદી માની કેવળ પૈસા કમાવા જીવે છે તેમને તમે ધિક્કારતા હતા..............ચોપાટી, પાલવા ઉપર, તમે ભણતા ત્યારે—નવા સોલીસીટર થયા ત્યારે જ તો—બિચારી ચંદ્રા ચોપાટી ઉપર, બાંકડા ઉપર મારા ખોળામાં સૂતી સૂતી ચન્દ્રમા પકડવા ફાંફાં મારતી અને આપણે વાતો કરી શોકમિશ્રિત હર્ષ અનુભવતાં તે દિવસો તો ગયા જ!"

શંભુલાલ-રમણીના પુત્રપુત્રી, કિશોર અને ચંદ્રા, આદર્શ સંતાનો છે. વાર્તાના આરંભમાં તેઓ કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતાં હોય છે. તેમના માતાપિતાને તેમને માટે ઘણી ઘણી ઉચ્ચ આશાઓ છે. તેઓ યુવાવસ્થામાં હોવા છતાં તેઓનું ધ્યાન અભ્યાસ સિવાય બીજે કશેય વિચરતું નથી.

આમ શંભુલાલનું ગૃહજીવન સ્નેહ અને સંતોષની ઉચ્ચ કક્ષાએ વિરાજતું હોય છે ત્યારે તેના ભાગીદાર મિત્ર શિવલાલનું ગૃહજીવન, તેમના જાહેર જીવન માફક જ, અટપટું હોય છે. તેમના બીજી વારનાં પત્ની શાન્તિ સોલીસીટર બીજવરને તેમના પૈસા અને જાહોજલાલી માટે જ પરણ્યા છે. શિવલાલ આખો દિવસ ઑફીસમાં ગાળી રાતે ઘેર આવે છે કે નહિ તેની ચિંતા શાન્તિને જરાયે નથી. જ્યાં સુધી તેને ગાડીમોટરમાં ફરવાનું મળે છે, હિરામોતીનાં મૂલ્યવાન દાગીનાઓ પહેરવાના મળે છે, ત્યાં સુધી તેને પરમ આનંદ છે. તે તો રમણીની સ્થિતિ જોઈ હસે છે કે સોલીસીટરની પત્ની થઇ આટલા સાદા વસ્ત્રોમાં કેમ ફરતી હશે? આટલી મોટી વયે, એક નવપરિણીત

યુવતી માફક, પોતાના પતિ પાછળ ગાંડી થતી રમણીને જોઈ તેને સ્વાભાવિક આશ્ચર્ય થાય છે પરંતુ તે બાપડીને ક્યાંથી ખબર હોય કે રમણી-રાભુલાલ વૃદ્ધ થયા હતા પરંતુ તેમનો પ્રેમ તો વૃદ્ધ નહોતો જ!

શાંતિ બીજી વારની પત્ની છે તે આપણે જોયું તેણે પોતાનું સર્વ શિક્ષણ જેકોર શેઠાણીના અનુભવી હાથ નીચે પ્રાપ્ત કર્યું હતું જેકોર શેઠાણી એટલે મુંબઈના ભુવનેશ્વર લત્તાના અનભિષિક્ત સામ્રાજ્ઞી જેકોરના પાત્રને લીધે આ નવલકથાનો જે રીતે વિકાસ અને પર્યવસાન થાય છે તથા મુખ્ય પાત્રો પર જે અસર થાય છે તે સમજવા માટે તેમના જીવનની ટૂંક ઝાંખી આપણે કરી પડશે તેમના વયોવૃદ્ધ પણ શ્રીમંત પતિના અવસાન બાદ જેકોર શેઠાણી અઢળક મીલ્કતના એકમાત્ર માલીક બન્યા વૃદ્ધ રોગીષ્ટને પરણવાથી જેકોરના પરિણીત જીવનના અનેક લહાવાઓ વણભોગવ્યા રહી ગયા હતા તે તેણે અન્ય રસ્તે હવે મેળવવા માંડ્યા પતિના અવસાનને લીધે નિયમના ભાગમાં બહાર જવું યોગ્ય નહોતું એટલે તેઓ મન બહેલાવવા 'રાત્રે સીનેમા નાટકમાં જતા' કુમારી કન્યાઓને ભરતગુંથણ શીખવવાને બહાને તેઓ અનેક ગભરુ અને વયમાં આવેલી યુવતીઓને પોતાને ત્યાં બોલાવતા, ત્યાં તેમના લગ્નની વાતો થતી જેકોર કોઈનું સાંધતા તો કોઈનું ભાંગતા અને જે માતપિતાઓ પોતાની પુત્રીઓને તેમને ત્યાં શિક્ષણ લેવા મોકલતા નહિ તેમની બદબોઈ કરવાની બાકી રાખતા નહિ રાભુલાલની યુવાન પુત્રી ચંદા તેમને ત્યાં જતી નહિ એટલે જેકોર વાતવાતમાં ચંદાનું વાંકું બોલતી શાંતિ જેકોર શેઠાણીના હાથ નીચે તાલીમ પામેલી હોવાથી જેકોરના સર્વ સદ્ગુણો (?) તેનામાં આવ્યા હોય તેમાં શું નવાઈ?

પ્રિતમ જેકોરનો ભત્રિજો થાય તે એક સર્વ રીતે આદર્શ યુવક છે પરંતુ દુર્ભાગ્યે તેને ક્ષયનો જીવલેણ વ્યાધિ લાગુ પડ્યો છે

તેના વિવાહ ચંપકલાલની એકની એક અને શિક્ષિત પુત્રી પ્રભાવની સાથે થયા છે. પ્રભા સૌંદર્યવતી છે અને ચંદાની સાથે જ કૉલેજમાં વિદ્યાભ્યાસ કરે છે. આથી સ્વાભાવિક તેને ચંદાના કુટુંબીજનો સાથે સારો સંબંધ છે તેના વિવાદ ફોક કરાવવા માટે તેના પિ । સર્વ ઉપાયો આદરી રહ્યા છે. પ્રિતમ પોતે પણ બરાબર સમજે છે કે તેની માંદગી કંઈ જેવી તેવી સાધારણ માદગી તો નથી જ. "સાજો હોત તો પ્રભાને મેળવી સુખી થતે પરંતુ હવે પ્રભાને સુખી જોઇ મરીશ" એવા અનેક વિચારો તેને આવતા પરંતુ તે ફોઇની પાસે લાચાર છે ચંપકલાલ ન્યાતનો દંડ આપીને પણ આ વિવાહ ફોક કરવા ઇચ્છે છે પણ ગ્રામગોરાણી જેકોરને આવું સ્તુત્ય કૃત્ય કેમ ગમે ? પોતાના જ ભત્રિજા માટે નિમાયેલી એક સ્વરૂપવાન યુવતી તેના હાથમાંથી છટકી જાય એ તેનાથી કેમ સાખી શકાય ? પ્રભાને ગમે તેમ કરીને પ્રિતમ સાથે જ પરણાવી દેવી એવો જેકોર દૃઢ નિશ્ચય કરે છે. આ બાબતમા શિવલાલ સોલીસીટરની સલાહ લેવામાં આવે છેઃ પ્રખર સુધારક હોવાનો દાવો કરનાર શિવલાલ આ હિચકારા કૃત્યમાં અનુમતિ આપે છે ! બિચારા શંભુલાલને આ વાતની જરાયે ખબર પણ હોતી નથી. પ્રભાના મામા આ કાવત્રામાં જોડાય છે અને દ્રવ્યલાલસાને ખાતર પોતાની સુકોમળ ભાણુજીને જેકોરના હાથમાં સોંપે છે. એક ભયંકર કાળરાત્રિએ, ભુલેશ્વરના એક એકાંત મકાનમાં, કોઇની પણ જાણ વિના, પ્રભાને બળાત્કારે માંદા પ્રિતમ સાથે પરણાવી દેવામા આવે છે જેકોર શેઠાણી, બે ત્રણ બૈરાંઓ, શિવલાલ સોલીસીટર, પ્રભાના મામા અને દ્રવ્યલોભી વિધિ કરાવનાર બ્રાહ્મણ સિવાય અન્ય કોઇ પણ હાજર હોતુ નથી. આમ શિવલાલ જેવા શિક્ષિત અને કહેવાતા સુધારકની સહાયતાથી જ, તેની હાજરીમાં જ, પ્રભા જેવી સુકુમાર કન્યાને વૈધવ્યને માર્ગે દોરવામાં આવે છે ! બીજે દિવસે પ્રભાના પિતા ચંપકલાલને આ કારમુ કાવત્રું માલમ પડે છે ત્યારે તે દુઃખથી હતાશ બની જાય છે પરંતુ હવે શો ઉપાય હતો ? એ

વિમ રહીને પ્રિતમ મૃત્યુ પામે છે અને બાપડી પ્રભાનો સૌભાગ્ય-સૂર્ય અસ્ત થાય છે! નિર્દોષ બાળા વૈધવ્યની ભડભડતી ભઠ્ઠીમા હોમાય છે।

આ બનાવથી મારાય મુંબઇ શહેરમા હાહાકાર મચી જાય છે આ પ્રકારના લગ્નને લગ્નના પવિત્ર નામથી સંબોધી શકાય ખરા? શું બાપડી પ્રભાને વિધવા ગણી શકાય? આવા અનેકાનેક પ્રશ્નો ઉઠે છે શંભુલાલને જ્યારે માલમ પડે છે કે તેના પોતાના પ્રિય મિત્ર અને ભાગીદાર શિવલાલનો આ નીચ કૃત્યમા મુખ્ય હાથ છે ત્યારે તેના ગુસ્સાનો પાર રહેતો નથી તેણે સ્વપ્નેય ધાર્યું નહોતુ કે પોતાના વિશ્વાસનો શિવલાલ આવો દુરૂપયોગ કરશે આખા શહેરમા શંભુલાલનો જગયે નાક નથી તે છનાય, મેસર્સ શંભુલાલ એન્ડ શિવલાલ, સોલીસીટર્સ,ની પેઢી વગોવાય છે શંભુલાલને આ નિંદાથી ઘણુ દુખ થાય છે પરંતુ વાક તેનો પોતાનો જ હતો શા માટે તેણે શિવલાલમા અંધ વિશ્વાસ મૂક્યો? રમણી, કિશોર અને ચંદા પ્રભાના દુર્ભાગ્યથી કંપી ઉઠે છે

શંભુલાલ—સદાનો શાંત શંભુલાલ—આજે ઘણો અશાંત છે તે શિવલાલને ઑફીસમા બોલાવી તેના દુષ્કૃત્યોનો જવાબ માગે છે. શિવલાલના આ કૃત્યથી તેના પૂર્વ પાપો પણ પ્રકાશમા આવે છે હાઈ કોર્ટમા તેની વિરૂદ્ધ તે લાચીઓ અને પ્રપંચી છે માટે તેની સનદ લઈ લેવી એવી મતલબની ઘણી અરજીઓ પણ થાય છે આજે ઉકળતે હૈયે શંભુલાલ આ બધાનો શિવલાલ પાસે ખુલાસો માગે છે એક આદર્શ સોલીસીટરનુ જાહેર ધંધાદારી જીવન કેટલુ પવિત્ર હોવુ જોઇએ તેના પર શંભુલાલનુ વ્યાખ્યાન સાંભળી શિવલાલ બધુ કબુલ કરે છે અને તે લખી આપે છે કે સર્વ દુષ્કૃત્યો તેના પોતાના જ છે અને તેના ભાગીદાર શંભુલાલનો તેમા જરાય હાથ નથી.

તે દિવસે મધ્યાકાળે પુલ પરથી રેલ્વે ટ્રેન પર પડતુ નાખી

શિવલાલ મોલીમીટર આત્મહત્યા કરી પોતાનાં કલંકિત જીવનનો અંત આણે છે.

આ બાજુ ચંપકલાલ સમસ્ત વણિક મહાજનનું પંચ બોલાવી તેમની સમક્ષ પોતાની નિર્દોષ પુત્રી પ્રભાનો કેસ રજુ કરે છે શંભુલાલ વિગેરે પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને યુવાનોની બહુમતિથી પ્રભાને પુનર્લગ્નની અનુમતિ મળે છે. યુવાનો આ વિજયથી આનંદ પામે છે જ્યારે રૂઢિપૂજકોમાં આ ઠરાવથી, ધરતીકંપ થયો હોય તેવો, ખળભળાટ થાય છે.

પ્રિતમ સાથે પ્રભાનાં વિવાહ થયા તે પહેલાથી જ કિશોર અને પ્રભા અન્યોન્યને ઓળખતાં હતાં: આ પરિચયે આકર્ષણનું સ્વરૂપ લીધું હતું પરંતુ એટલી વારમાં તો પ્રભા વિવાહિત થઇ, પરણી અને વિધવા બની! સમાજના આ મહાન અન્યાયથી કિશોરની પ્રભા તરફની કુણી લાગણીઓ દઢ થઇ અને તે પ્રભાને ફરજિયાત વૈધવ્યના આ મહાન દુઃખમાંથી બચાવી લેવા ઉદ્યુક્ત બન્યો. રમણી અને શંભુલાલની અનુમતિથી કિશોર અને પ્રભાના લગ્ન—પુનર્લગ્ન—થાય છે.

ચંદાના લગ્ન વસન્તલાલ નામક સુશિક્ષિત યુવક સાથે થવાની સર્વ તૈયારીઓ થઇ ચૂકી હોય છે પરંતુ કિશોર-પ્રભાના લગ્નની રાતે જ શાંતિ—જે શિવલાલના અવસાન પછી શંભુલાલને ત્યા ન છૂટકે રહેતી તે—જેકોર રોકાણીની ચઢવણીથી બોરીવલી ભાગી જાય છે. જેકોર હવે વૃદ્ધ થઈ છે તે છતાંય મૃત્યુને આરે ઉભા રહી તેણે પ્રભા, કિશોર અને શંભુલાલની બદબોઈ કરવામા બાકી રાખી ન !! લાંબા સમયની માંદગી બાદ પોતાના દુષ્કૃત્યોનો જવાબ આપવા જેકોર ઇશ્વરના દરબારમાં જાય છે શાન્તિને હવે—જેકોર જતા—પોતાની નાદાની અને ઉચ્છ્રૃંખલપણાનું પૂરેપૂરું ભાન થાય છે. શંભુલાલની સલાહને માની તે એક વિધવાસદનમા આશ્રય લે છે

અને પોતાના જીવનના બાકીના દિનો વિધવાઓના ઉદ્ધાર માટેના કૃત્યોમાં ગાળે છે

વસન્તલાલ અને ચંદ્રાના લગ્ન સાથે આ રસમય વાર્તાની પૂર્ણાહુતિ થાય છે

આ હૃદયંગમ વાર્તામાં ભોગીન્દ્રરાવની અન્ય સામાજિક નવલકથાઓ માફક, આંતરજ્ઞાતીય લગ્ન પુનર્લગ્ન અને હિંદુ વિધવાની કપરી સ્થિતિને ચર્ચતા પ્રશ્નો પ્રધાનપણે ભાગ ભજવે છે લેખક પોતે જ કહે છે તે પ્રમાણે અમુક આકસ્મિક સંજોગોને લીધે નવલકથા ટુંકાવી નાખવી પડી છે—આથી કરીને પાત્રોનો જે ક્રમશઃ વિકાસ થવો જોઈએ તે થયો નથી તે છતાંય એકંદરે પાત્રાલેખન સુંદર રીતે થયું છે વાર્તાની મુખ્ય નાયિકા તરીકે રમણીને કલ્પેલી છે એ ખરી વાત—મુખ્ય નાયકની પત્ની મુખ્ય નાયિકા બની શકે એવું હમેશાં હોતું નથી—પરંતુ કેન્દ્રસ્થ સ્થાન તો પ્રભાવતીનું જ છે રમણી અને શાંતિગૌરીનું સર્જન એકમીજને ઓપ આપવા માટે થયું છે પરંતુ પ્રભાનું પાત્ર તો જીવન્ત પાત્ર છે પ્રભા જેવી કેટલીય બાળા બાળાઓ હિંદુ સમાજમાં ચ્હેવાતા લગ્નનો ભોગ થઈ વિધવાનો અવતાર પામતી હશે! પ્રભાના પાત્રાલેખનમાં કર્તાએ જે મહત્તા અર્પી છે તેને લીધે આખીય વાર્તાનું મધ્યબિંદુ પ્રભાનો આત્મકથ રચાયું છે ખરેખર! પ્રભાના પાત્રનિરૂપણમાં ભોગીન્દ્રરાવને સંપૂર્ણ સફળતા મળી છે આટલા નાના 'કનવાસ' પર પ્રભા જેવી જીવંત પ્રતિકૃતિ દોરી લેખકે વાચકોનું—આખાય હિંદુ સમાજનું—ધ્યાન આપણી વચ્ચે રહેતી અનેક પીડિત પ્રભાઓ તરફ દોર્યું છે પ્રિતમ સાથે તેના બાળપણથી થયેલા લગ્ન પછી પ્રભાના માનસમાં—તેના વિચારોમાં—જે પરિવર્તન થાય છે તે આપણી નાની વયની પણ શિક્ષિત હિંદુ વિધવા બ્હેનોના માનસનું અચ્છું દિગ્દર્શન કરાવે છે આવી દેહલગ્નની વિધવા માટે પુનર્લગ્ન સમાન મુક્તિ નથી

એ વિચારને કર્તા આ પુસ્તકમાં મૂર્ત સ્વરૂપ આપે છે અને પ્રભાનાં કિશોર જેવા એક આશાસ્પદ યુવક સાથે પુનર્લગ્ન કરાવી હિંદુઓને સંસાર સુધારાના ક્ષેત્રમાં એક પગલું આગળ ભરવાનો દઢ આગ્રહ કરે છે. લેખકના અન્ય પુસ્તકોમાં પણ બાળવિધવાઓના ચિત્રો આવે છે (દાખલા તરીકે "મૃદુલા"માં બુદ્ધિદા) પરંતુ ત્યાં તેમણે પુનર્લગ્નની હિમાયત કરી નથી. આટલે દરજ્જે લેખકે સુધારક તરીકે વિકાસ દાખવ્યો. પરંતુ બુદ્ધિદા અને પ્રભાની સ્થિતિની તુલના કરી લેખકના વિચારનો વિકાસ જોવો કંઈક અયોગ્ય છે કારણ કે બુદ્ધિદાએ પતિ સાથે સુખી જીવન ગાળી વૈધવ્ય પ્રાપ્ત કર્યું હતું જ્યારે પ્રભાની વાત તો જુદી જ છે. આટલી અગત્યની ઘટના યાદ રાખ્યા પછી કબુલ કરવું જોઈએ કે લેખકે પ્રભાને પુનર્લગ્ન કરાવી હિંદુ બાળ-વિધવાને યોગ્ય ન્યાય આપ્યો છે.

પરંતુ દરેક વિધવા પુનર્લગ્ન ન જ કરી શકે એ સત્ય લેખકે શાંતિના વૈધવ્ય પછીનાં જીવન દ્વારા દર્શાવ્યું છે. તેના જેવી વિધવાઓ સમાજસેવામાં પોતાનું જીવન ગાળે તો સમાજને કેટલો સારો લાભ થાય? પંડિત જગન્નાથ જેવા શાન્તિસદનના સંચાલકોને આવી સેવાભિલાષિ વિધવા બ્હેનો યોગ્ય સહાય કરે તો વૈધવ્ય સહ્ય બને એટલું નહિ પરંતુ સમાજસેવાનો પણ સરસ વિકાસ સાધી શકાય.

જેવા છે તે સ્વરૂપમાંય આ નવલકથા એક ઉચ્ચ કોટિની સુંદર વાર્તા છે. લેખકની ઈચ્છા બીજી આવૃત્તિમાં તેને વિકસાવવાની હતી,* પરંતુ પુસ્તક પ્રગટ થયું તે જ વર્ષે એમનું અવસાન થયું

* "આ વાર્તા દુર્ભાગ્યે યુદ્ધના પ્રસંગે ઉત્પન્ન થયેલી અગવડોને લીધે જોઈએ એટલી વિકસિત થઈ નથી અને કદાચ ટુંકાવી નાખી એવો આક્ષેપ આવશે; પરંતુ બીજી આવૃત્તિમાં પરમાત્માની કૃપાથી—સંયોગો અનુકૂળ થતાં—એ આક્ષેપ દૂર થશે."

—"સોલીસીટર"ની પ્રસ્તાવના..

અને એમની મનની ઇચ્છા મનમાં જ રહી. લેખકનું જીવન લંબાયું હોત તો, વિકસિત સ્વરૂપમા, વાર્તા છે તેના કરતાંય વધુ સુવાચ્ય બનતે અને ગુજરાતને એક પ્રથમ પંક્તિની સુંદર નવલકથા પ્રાપ્ત થતે.

* * * *

"જ્યોત્સ્ના"નું પુસ્તકરૂપે પ્રકાશન હજી ગયે વર્ષે (૧૯૩૩માં)જ થયુઃ લેખકના જીવન દરમ્યાન "સ્ત્રી-બોધ"નાં પાનાઓમાં એનું ક્રમશઃ પ્રકાશન થયુ હતું. એક આદર્શ સ્ત્રીના જીવનને લગતી વાર્તા "સ્ત્રી-બોધ"મા ક્રમશ છપાય અને લેખકના અવસાન પછી ઘણે વર્ષેય "સ્ત્રી-બોધ"ની જ ભેટ તરીકે પ્રકટ થાય એ આકસ્મિક ઘટના પણ નોંધવાયોગ્ય ગણાય.

"જ્યોત્સ્ના" એટલે એક સાધારણ સ્થિતિની સૌમ્ય ગુજરાતણનું —તેની અભિલાષાઓ અને સેવાઓનુ—સુરેખ રીતે દોરાયેલું ચિત્ર. ભોગીન્દ્રરાવે પોતાની શરૂઆતની નવલકથાઓ દ્વારા ગુણિયલી ગૃહિણી, આદર્શ પત્ની અને સંસ્કારપ્રેરક માતા માટે પોતાનું બહુમાન દર્શાવ્યું છે. સ્ત્રીઓની ઉન્નતિ વિના દેશોન્નતિ અશક્ય છે એ સૂત્રમાં તેમને સંપૂર્ણ શ્રદ્ધા હતી. તેઓ માનતા કે સ્ત્રીનું કાર્ય એ પુરુષનું જ કાર્ય છેઃ સ્ત્રીઓનો વિકાસ નહિ થાય તો પુરુષનો વિકાસ થવો અશક્ય છે. ટેનીસનની માફક તેઓ માનતા કે—

The woman's cause is man's, they rise or sink
Together, dwarfed or God-like, bond or free,
If she be small, slight-natured, miserable,
How shall men grow ?

આ માન્યતાને પરિણામે તેમણે પોતાની પ્રારંભની નવલકથાઓમાં આદર્શ સ્ત્રીના છુટાછવાયાં ચિત્રો આપ્યા હતા. "મૃદુલા"ના સર્જન વખતે લેખકની અભિલાષા એક આદર્શ સુંદરી સર્જવાની હતીઃ

મૃદુલાના પ્રયત્નોને લીધે મંજુલા, હિરણ્યમયી, વિદુલા વિગેરેના ગૃહસંસાર અને દાંપત્યજીવન સુખી નિવડ્યાં એ આપણે બીજા પ્રકરણમાં જોયું. પરંતુ "મૃદુલા" માં અનેક મેનાવાળાની અને ઉત્સાહી સ્ત્રીપાત્રો એકસામટાં રંગભૂમિ પર વિચરવાથી મૃદુલાના પોતાનામાં કંઈ નવીનતા અથવા વિશિષ્ટતા રહી નહિ. આ ક્ષતિનું નિવારણ કરવા માટે અનેકાનેક મુશ્કેલીઓ અને વિટંબણાઓ સામે એકને હાથે ઝઝૂમે એવી એક ગુજરાતણ સર્જવાની આવશ્યકતા હતી. એમનો તો, અંગ્રેજ કવિની માફક, જોઈતી હતી—

A perfect woman nobly planned,
To comfort obey and command

જ્યોત્સ્ના એટલે આ પ્રકારની એક આદર્શ ગૃહિણી.

આટલા પ્રારંભિક વિવેચન પછી હવે આપણે જ્યોત્સ્નાનો કર્તવ્યપ્રદેશ નિહાળીશું કે જેથી લેખકની આ પાત્ર સર્જવાની સફળતાનો પૂરેપૂરો ખ્યાલ આવશે.

જ્યોત્સ્ના, ખરેખર, તેના નામ પ્રમાણે જ્યોત્સ્ના જ છે. અનેક અંધારભર્યાં ગૃહોમાં તેણે સુખની ચાંદની રેલાવી છે. રસિકલાલ નામે એક સાધારણ પરંતુ શિક્ષિત ગુજરાતી કારકુનની તે પત્ની છે. પરંતુ તેને કૈં ને કૈં કરી નાખવાની ધગશ છે. વાર્તાની શરૂઆતથી જ જ્યોત્સ્નાને દિનબાઈ અને તેના પતિ નાદિરશાહનો પરિચય થાય છે. આ પારસી પતિ પત્નીના જીવનમાં—ખર્ચાળ જીવનમાં—જ્યોત્સ્ના જેવી એક "વાનીયન" કેવી અસર નિપજાવી શકે છે તેનો યોગ્ય ખ્યાલ તો રસિકલાલની માંદગી વખતે આ પારસી પતિ પત્ની તેની સારવાર કરે છે તેના પરથી આવે છે. તે વખતે નાદિરશાહ દિનબાઈને સ્પષ્ટ કહે છે કે જ્યોત્સ્નાને લીધે જ તેમનું જીવન સુખી છે. માટે તેઓ રસિક પાછળ જેટલો ખર્ચ કરે તેટલો ઓછો.

જ્યોત્સ્ના અને રમિકલાલ, આ દંપતી, અનેક મુશ્કેલીઓ છતાંય સમાજસેવામાં પોતાથી બનતી મદદ કરે છે. રસિકલાલનો બાલ્યવયનો મિત્ર કેવળરામ પોતાની પત્ની મહાકોરથી અસંતુષ્ટ છે. કેવળરામ પોતે નથી એટલો સંસ્કારી કે નથી એટલો બધો ઉચ્ચ વિચારનો તે છતાંય તેને મહાકોર ગમતી નથી! રસિકલાલ અને જ્યોત્સ્ના કેવળરામની મનોવેદના સમજે છે અને રસિક કેવળરામ પાસે વચન લે કે તેણે બીજી પત્ની કરવાનો વિચાર સરખોય કરવો નહિ પરંતુ સમય જતા કેવળરામ પૈસાના લોભમા તણાઇ, મહાકોરથી કટાળી, અન્ય પત્ની કરવાની તૈયારીઓ કરે છે ત્યારે આ સેવાભાવી પતિ-પત્ની કેવળરામને ત્યા—કાઠીયાવાડ જાય—છે અને તેમનાં પ્રયત્નથી જ કેવળરામ ઠેકાણે આવે છે: જ્યોત્સ્ના મહાકોરને સુધારે છે અને ત્યાર પછી કદીય કેવળરામ બોલતો નથી કે "મારે એ ન જોઇએ!"

પરંતુ જ્યોત્સ્નાનો મુખ્ય કર્તવ્યપ્રદેશ આડે રસ્તે ચડેલાં તથા અજ્ઞાન સ્ત્રીપુરૂષોનાં જીવનમાં પ્રકાશ પાથરવાનો છે. ઉત્તર હિંદુસ્તાનમાંથી મુંબઈ આવેલા જગનનારાયણનો ગૃહસંસાર કમકમાટી-ભર્યો છે. જગતનારાયણ દારૂડીયો હોઇ તેની પત્ની છબીલી—દેખાવડી પરંતુ અસંસ્કારી છબીલી—માટે જરાય દરકાર કરતો નથી. તે ગમે તે વખતે ઢીચીને અસ્તવ્યસ્ત વસ્ત્રોમાં ઘેર આવે છે છબીલીને આવું દરરોજ બનતું એટલે જરાય નવાઇ જેવું ન હોતું. જ્યોત્સ્ના આ ઉંધે રસ્તે વિચરતાં દંપતીનાં જીવનમાં સુખ આણવા જાય છે ત્યાં તે પોતે છબીલીથી વગોવાય છે. છબીલી તેની નિંદા કરવામાં બાકી રાખતી નથી. તે છતાંય જ્યોત્સ્ના પોતાનુ સુકૃત્ય ચાલુ રાખે છે. તે-વારંવાર છબીલીની ચાલીમાં જાય છે અને તેને તથા તેની પાડોશણોને શિખામણ આપે છે કેઃ—

"છબીલી બ્હેન!......વાતો કાને આવે છે માટે કહું છું-ચાર જેમાં ચાવ તો રમો અગર વાંચો. નહિ તો સારી મારી

વાતો કરો, નાના છોકરાઓ હોય ત્યારે સારી ખોટી વાતો કરો એ ઠીક નહિ."

આવા અનેક પ્રયત્નોથી તે પાડે રાણીને સુધારે છે પરંતુ છબીલીને જ્યોત્સ્નાના સુખી સંસારની ઈર્ષા આવતી હોવાથી તે સુધરતી નથી. આમ છતાંય જ્યોત્સ્ના-રસિકલાલને જગન્નારાયણ કે છબીલી તરફ તિરસ્કાર આવતો નથી. જ્યોત્સ્ના તો કહે છે કે માણસ હોય તે ભૂલ પણ કરે પરંતુ "પડીને પોતાની મેળે ઉઠે એ વધારે સ્તુતિપાત્ર છે".

જયા અને દરસુખલાલનું દાંપત્યજીવન સુખથી ચાલતું હતું: રસિક અને જ્યોત્સ્ના આ દંપતીના જીવનમાં પ્રકાશ પાથરતાં. પરંતુ જયાનુ સુવાવડ પછી મૃત્યુ થાય છે અને દરસુખલાલ ઘરભંગ બને છે. અણીના પ્રસંગે જ્યોત્સ્ના જ દરસુખલાલના મનને શાંતિ અર્પે છે. દરસુખલાલ જયાના મૃત્યુ બાદ તરત તો "બ્રહ્મચારી બાવો" થઈ હિમાલય ભાગી જાય છે પરંતુ ક્ષણિક વૈરાગ્ય શમી જતાં તે ઠેકાણે આવે છે અને જ્યોત્સ્નાની સલાહ માન્ય કરી પોતાની સાળીનો હાથ સ્વીકારે છે.

અદેખી છબીલી અને દારૂડીઓ જગન્નારાયણ આ પતિ-પત્નીના સમાજસેવાના પ્રયત્નો, પોતાને કાયદાકારક હતાં તે છતાંય, ધૂળ ભેગા કરવાનો ત્રાગડો રચે છે તેઓ નારિમનશાહની પત્ની દિનબાઈના કાન જ્યોત્સ્ના વિરુદ્ધ ભંભેરે છે પરંતુ આ શિક્ષિત પારસી પતિ પત્ની જ્યોત્સ્ના અને રસિકલાલના ઉચ્ચ ગુણોને બરાબર પિછાણે છે. તેઓ આ કાગળ ફાડી નાખે છે, તેમના પારસી મિત્રોએ આ હિંદુઓને છોડવાનું કહ્યું અને તેઓ શુદ્ધ નથી એમ કહ્યું ત્યારે નારિમનશાહ અને દિનબાઈ જે પ્રત્યુત્તર આપે છે તે લાક્ષણિક છે: આ પ્રત્યુત્તર આ પારસી દંપતીનાં હૃદયની વિશાળતા બતાવે છે અને સાથે સાથે જ્યોત્સ્ના તથા રસિકલાલના ઉન્નત ગુણોને યોગ્ય અંજલિ અર્પે છે:—

'ખુદાને માનમ અમે એ એમા ખુદાઇ જોઇ છે એઓમા 'દોષો છે પણ તે એવા ગભીર નથી અને એમના હ્રદયની વિશાળતા આગળ તુચ્છ છે''

આ શબ્દો લેખકને પોતાને પણ સત્યતાથી લાગુ પાડી શકાય એવા છે. ભોગીન્દ્રરાવના "દોષો" એમની હૃદયની વિશાળતા પાસે "તુચ્છ" હતા એમનામા જેવી તેવી "ખુદાઇ" નહોતી

"જ્યોત્સ્નાને હું દેવી ગણુ કે જાદુગર?" આ શબ્દો મોનનાર પિતા જ્યોત્સ્નાના પાત્રનુ યોગ્ય મૂલ્યાકન કરે છે એ શ્રીમત કાઠીયા વાડી ગૃહસ્થની વિધવા પુત્રીને દર્શનો, સાધુ સંતો અને ભામગ એોની અજબ લગની લાગી છે રસિકલાલ આ ગૃહસ્થનો દેવાદાર હોઈ તેને સા પત્ની તથા બાળકને લઇને જાય છે વિધવા પુત્રીની માતા જ્યોત્સ્ના પાસે પોતાનુ દુખ રડે છે આ બાળવિધવા ગુજરાત કાઠીયાવાડની અનેક બાળવિધવાઓ માફક,—

'..હવેલીએ અને દેવદર્શને દોડી જતી, અને મા કે બાપનું જગાયે માનતી નહિ. નિશાળમા ભણી હતી, પણ એને પરાણ॥ કિસ્મા અને ગજગમારૂ કે ગુલબકાવલી, ચતુરસ્ત્રીમનરજક ગરબાવળી વાચવાની ટેવ હતી આથી એની માથાવટી હલકી પડી હતી''

જ્યોત્સ્ના આ બાળવિધવાની પાસે પ્રેમી ધ્રુવાખ્યાન વગેરે વાચે છે અને ચાર પાચ મિમના સહવાસ દરમ્યાન એ છોકરીમા સુસસ્કારો એવા દઢ રોપે છે કે તેના માતપિતા પણ છક થઈ જાય છે રસિકલાલ પાસે દેવાના પૈસા છે તે પણ શેઠ હવે લેવા ખુશી નથી અને પતિ-પત્ની મુબઇ જવા નીકળે છે ત્યારે કહે છે

"રસિકલાલ, જ્યોત્સ્નાને હું દેવી ગણુ કે જાદુગર?"

છબીલી અને જગતનારાયણુ નિદા અને બદનામી કરી જ્યોત્સ્નાને કલકિત ન બનાવી શક્યા ત્યારે તેઓએ એક અધમ કૃત્ય કરાવ્યુ.

કામાટીપુરાના કેટલાક ભાડુતી મવાલીઓ પાસે તેઓએ જ્યોત્સ્નાનું અપહરણ કરવાની અને રસિકલાલને ભયંકર માર મારવાની યોજના કરાવી. એક અંગ્રેજ ગૃહસ્થની સહાયથી જ્યોત્સ્ના બચી જાય છે પરંતુ રસિકલાલને માથામાં સખત માર મારવામાં આવે છે: લોહી-લોહાણુ થઇ તે મૂર્છા પામે છે. દિનબાઇ અને નાદિરશાહ આ સાંભળતાં હેબકાઇ જાય છે અને તેઓ રસિકલાલને પોતાને ત્યાં લાવી તેની સર્વ બરદાસ્ત કરે છે. વખત જતાં રસિકલાલ સારો થાય છે. આખીય નવલકથામાં આ પ્રસંગ ઘણો જ હૃદયસ્પર્શી છે. "એક જ પ્રભુનાં બાળ" વાળા પ્રકરણ દ્વારા લેખક માનવસમાજને સ્પર્શતાં એક મહાપ્રશ્નનો નિકાલ કરે છે અને આ પ્રશ્ન તે કોમીવાદ (Communalism). લેખક આ પ્રકારનાં કૃત્રિમ અંતરાયો દેશને કેટલાં હાનિકર છે તે વિગતવાર ચર્ચાદ્વારા સિદ્ધ કરી આપે છે. 'મૃદુલા" અને 'ઉષાકાન્ત"માં જે ઐક્યના પ્રયત્નો છે તે આ પુસ્તકમાંયે સ્થાન પામ્યા છે. દિનબાઇ યોગ્યજ કહે છે:—

> "......જો ગુજરાતી અને પારસીઓમાં વધારે સહવાસ નહિ થાય તો દેશને બધી રીતે નુકશાન છે. હિંદુઓની સાદાઇ, ઘરરખ્ખુંપણું, એમની કુટુંબવત્સલતા—અને આપણો (પારસીઓનો) વિવેક, સુઘડતા, કેળવણી, અને જાહેર જીવનની જરૂરિયાત. આ બન્ને ગુણો ભેગા થાય તો ખરેખર આપણાં કુટુંબો દુનીયા પર સ્વર્ગ લાવે"
>
> "આપણે એક જ પ્રભુનાં બાલક છીએ. રાજ્યહક્ક નથી લેવા—વ્યાપારની હરિફાઇ નથી કરવી તો પછી આવા કામમાં પણ જૂદો ધર્મ—જૂદી નાત ? આપણે જૂદાં છીએ એનો વિચાર જ ન લાવશો."

ડગલે ને પગલે દેખાતાં કોમીવાદના આ જમાનામાં આવાં સુંદર સૂત્રો કેટલા અસરકારક નિવડી શકે ? ખરેખર ! દીનબાઇ અને

"ખુદાને માલમ. અમે એ એમાં ખુદાઇ જોઇ છે. એઓમાં 'દોષો છે પણ તે એવા ગંભીર નથી અને એમનાં હૃદયની વિશાળતા આગળ તુચ્છ છે."

આ શબ્દો લેખકને પોતાને પણ સત્યતાથી લાગુ પાડી શકાય એવા છે. ભોગીન્દ્રરાવના "દોષો" એમની હૃદયની વિશાળતા પાસે "તુચ્છ" હતા. એમનામાં જેવી તેવી "ખુદાઇ" નહોતી.

"જ્યોત્સ્નાને હું દેવી ગણું કે જાદુગર?" આ શબ્દો બોલનાર પિતા જ્યોત્સ્નાના પાત્રનું યોગ્ય મૂલ્યાંકન કરે છે. એ શ્રીમંત કાઠીયાવાડી ગૃહસ્થની વિધવા પુત્રીને દેવદર્શનો, સાધુ સંતો અને ભામટાઓની અજબ લગની લાગી છે. રસિકલાલ આ ગૃહસ્થનો દેવાદાર હોઈ તેને ત્યાં પત્ની તથા બાળકને લઇને જાય છે. વિધવા પુત્રીની માતા જ્યોત્સ્ના પાસે પોતાનું દુઃખ રડે છે. આ બાળવિધવા, ગુજરાત-કાઠીયાવાડની અનેક બાળવિધવાઓ માફક,—

> "...હવેલીએ અને દેવદર્શને દોડી જતી, અને મા કે બાપનું જરાયે માનતી નહિ. નિશાળમાં ભણી હતી, પણ એને પડાણના કિસ્સા અને ગજરામારૂ કે ગુલબંકાવળી, ચતુરસ્ત્રીમનરંજક ગરબાવળી વાંચવાની ટેવ હતી. આથી એની માથાવટી હલકી પડી હતી."

જ્યોત્સ્ના આ બાળવિધવાની પાસે બેસી ધ્રુવાખ્યાન વગેરે વાંચે છે અને ચાર પાંચ દિવસના સહવાસ દરમ્યાન એ છોકરીમાં સુસંસ્કારો એવા દઢ રોપે છે કે તેના માતપિતા પણ છક થઈ જાય છે. રસિકલાલ પાસે દેવાના પૈસા છે તે પણ શેઠ હવે લેવા ખુશી નથી અને પતિ-પત્ની મુંબઇ જવા નીકળે છે ત્યારે કહે છે:

"રસિકલાલ, જ્યોત્સ્નાને હું દેવી ગણું કે જાદુગર?"

છબીલી અને જગતનારાયણ નિંદા અને બદબોઇ કરી જ્યોત્સ્નાને કલંકિત ન બનાવી શક્યા ત્યારે તેઓએ એક અધમ કૃત્ય કરાવ્યું.

કામાટીપુરાના કેટલાક ભાડુતી મવાલીઓ પાસે તેઓએ જ્યોત્સ્નાનું અપહરણ કરવાની અને રસિકલાલને ભયંકર માર મારવાની યોજના કરાવી. એક અંગ્રેજ ગૃહસ્થની સહાયથી જ્યોત્સ્ના બચી જાય છે પરંતુ રસિકલાલને માથામાં સખત માર મારવામા આવે છેઃ લોહી-લોહાણ થઇ તે મૂર્ચ્છા પામે છે. દિનબાઇ અને નાદિરશાહ આ સાંભળતાં હેબકાઇ જાય છે અને તેઓ રસિકલાલને પોતાને ત્યાં લાવી તેની સર્વ બરદાસ્ત કરે છે. વખત જતાં રસિકલાલ સારો થાય છે. આખીય નવલકથામાં આ પ્રસંગ ઘણો જ હૃદયસ્પર્શી છે. "એક જ પ્રભુનાં બાળ" વાળા પ્રકરણ દ્વારા લેખક માનવસમાજને સ્પર્શતાં એક મહાપ્રશ્નનો નિકાલ કરે છે અને આ પ્રશ્ન તે કોમીવાદ (Communalism). લેખક આ પ્રકારના કૃત્રિમ અંતરાયો દેશને કેટલા હાનિકર છે ને વિગતવાર ચર્ચાદ્વારા સિદ્ધ કરી આપે છે. 'મૃદુલા" અને 'ઉષાકાન્ત"માં જે ઐક્યના પ્રયત્નો છે તે આ પુસ્તકમાંયે સ્થાન પામ્યા છે. દિનબાઇ યોગ્યજ કહે છેઃ—

> "......જો ગુજરાતી અને પારસીઓમાં વધારે સહવાસ નહિ થાય તો દેશને બધી રીતે નુકશાન છે. હિંદુઓની સાદાઇ, ઘરરખ્ખુંપણું, એમની કુટુંબવત્સલતા—અને આપણો (પારસીઓનો) વિવેક, સુઘડતા, કેળવણી, અને જાહેર જીવનની જરૂરિયાત. આ બન્ને ગુણો ભેગા થાય તો ખરેખર આપણા કુટુંબો દુનીયા પર સ્વર્ગ લાવે"
>
> "આપણે એક જ પ્રભુનાં બાલક છીએ. રાજ્યહક્ક નથી લેવા—વ્યાપારની હરિફાઇ નથી કરવી તો પછી આવા કામમાં પણ જૂદો ધર્મ—જૂદી નાત? આપણે જૂદાં છીએ એનો વિચાર જ ન લાવશો"

ડગલે ને પગલે દેખાતાં કોમીવાદના આ જમાનામાં આવા સુંદર સૂત્રો કેટલા અસરકારક નિવડી શકે? ખરેખર! દીનબાઇ અને

> 'ખુદાને માનમ અમે એ એમા ખુદાઇ જોઇ છે એઓમા 'દોષો છે પણ તે એવા ગભીર નથી અને એમના હૃદયની વિશાળતા આગળ તુચ્છ છે"

આ શબ્દો લેખકને પોતાને પણ સત્યતાથી લાગુ પાડી શકાય એવા છે. ભોગીન્દ્રરાવના "દોષો" એમની હૃદયની વિશાળતા પાસે "તુચ્છ" હતા એમનામા જેવી તેવી "ખુદાઇ" નહોતી

"જ્યોત્સ્નાને હું દેવી ગણુ કે જાદુગર ?" આ શબ્દો બોલનાર પિતા જ્યોત્સ્નાના પાત્રનુ યોગ્ય મૂલ્યાકન કરે છે એ શ્રીમત કાઠીયાવાડી ગૃહસ્થની વિધવા પુત્રીને દેવદર્શનો, સાધુ સતો અને બાવાઓની અજબ લગની લાગી છે રસિકલાલ આ ગૃહસ્થનો દેવાદાર હોઈ તેને તેના પત્ની તથા બાળકને લઇને જાય છે વિધવા પુત્રીની માતા જ્યોત્સ્ના પાસે પોતાનુ દુ ખ રડે છે આ બાળવિધવા, ગુજરાત કાઠીયાવાડની અનેક બાળવિધવાઓ માફક,—

> " ..હવેલીએ અને દેવદર્શને દોડી જતી, અને મા કે બાપનુ જગયે માનતી નહિ. નિશાળમા ભણી હતી, પણ એને પઘણુ ॥ ડિસ્મા અને ગજગમારૂ કે ગુલબકાવલી, ચતુરસ્ત્રીમનરજક ગરબાવળી વાચવાની ટેવ હતી આથી એની માથાવટી હલકી પડી હતી"

જ્યોત્સ્ના આ બાળવિધવાની પાસે પ્રેમી સુવાખ્યાન વગેરે વાચે છે અને ચાર પાચ દિવસના સહવાસ દરમ્યાન એ છોકરીમા સુસસ્કારો એવા દૃઢ રોપે છે કે તેના માતપિતા પણ છક થઈ જાય છે રસિકલાલ પાસે દેવાના પૈસા છે તે પણ શેઠ હવે લેવા ખુશી નથી અને પતિ-પત્ની મુબઇ જવા નીકળે છે ત્યારે કહે છે

"રસિકલાલ, જ્યોત્સ્નાને હું દેવી ગણુ કે જાદુગર ?"

છબીલી અને જગતનારાયણ નિદા અને બદનામી કરી જ્યોત્સ્નાને કલકિત ન બનાવી શક્યા ત્યારે તેઓએ એક અધમ કૃત્ય કરાવ્યુ.

કામાટીપુરાના કેટલાક ભાડુતી મવાલીઓ પાસે તેઓએ જ્યોત્સનાનું અપહરણ કરવાની અને રસિકલાલને ભયંકર માર મારવાની યોજના કરાવી. એક અંગ્રેજ ગૃહસ્થની સહાયથી જ્યોત્સ્ના બચી જાય છે પરંતુ રસિકલાલને માથામાં સખત માર મારવામા આવે છેઃ લોહી-લોહાણુ થઇ તે મૂર્ચ્છા પામે છે. દિનબાઇ અને નારિરશાહ આ સાંભળતાં હેબતાઇ જાય છે અને તેઓ રસિકલાલને પોતાને ત્યાં લાવી તેની સર્વ બરદાસ્ત કરે છે. વખત જતાં રસિકલાલ સારો થાય છે. આખીય નવલકથામાં આ પ્રસગ ઘણો જ હૃદયસ્પર્શી છે. "એક જ પ્રભુનાં બાળ" વાળા પ્રકરણ દ્વારા લેખક માનવસમાજને સ્પર્શતાં એક મહાપ્રશ્નનો નિકાલ કરે છે અને આ પ્રશ્ન તે કોમીવાદ (Communalism). લેખક આ પ્રકારનાં કૃત્રિમ અંતરાયો દેશને કેટલાં હાનિકર છે તે વિગતવાર ચર્ચાદ્વારા સિદ્ધ કરી આપે છે. 'મૃદુલા" અને 'ઉપાકાન્ત"માં જે ઐક્યના પ્રયત્નો છે તે આ પુસ્તકમાંયે સ્થાન પામ્યા છે. દિનબાઇ યોગ્યજ કહે છેઃ—

> "......જો ગુજરાતી અને પારસીઓમાં વધારે મહવાસ નહિ થાય તો દેશને બધી રીતે નુકશાન છે. હિંદુઓની સાદાઇ, ઘરરખ્ખુંપણું, એમની કુટુંબવત્સલતા—અને આપણો (પારસીઓનો) વિવેક, સુઘડતા, કેળવણી, અને જાહેર જીવનની જરૂરિયાત. આ બન્ને ગુણો ભેગા થાય તો ખરેખર આપણા કુટુંબો દુનીયા પર સ્વર્ગ લાવે"
>
> "આપણે એક જ પ્રભુનાં બાલક છીએ. રાજ્યહક્ક નથી લેવા—વ્યાપારની હરિફાઇ નથી કરવી તો પછી આવા કામમાં પણ જૂદો ધર્મ—જૂદી નાત ? આપણે જૂદાં છીએ એનો વિચાર જ ન લાવશો"

ડગલે ને પગલે દેખાતાં કોમીવાદના આ જમાનામાં આવા સુંદર સૂત્રો કેટલા અસરકારક નિવડી શકે ? ખરેખર ! દીનબાઇ અને

નાદિરશાહ તથા જ્યોત્સ્ના અને નમિકાલના ગાઢ મનાથ દ્વારા લેખક એ સુદર કુટુબોના ગૃહજીવનના રમ્યમય દર્શન કરાવે છે એટલુજ નહિ પરંતુ સમસ્ત ભારતવર્ષને ઐક્યનો સદેશો આપે છે

આ રીતે આ નવલકથા પોતાના નામને સાર્થક બનાવે છે જ્યોત્સ્નાનુ પાત્ર એટલી સ્પષ્ટ રેખાઓમા દોરવામા આવ્યુ છે, તેના સર્જનમા એટલી સહૃદયતા રેડવામા આવી છે કે તેની પાસે આ વાર્તાના અન્ય પાત્રો સાધારણ બની રહે છે પરંતુ જ્યોત્સ્ના સિવાય અન્ય કોઇ પણ જવલન્ત પાત્ર નથી જ્યોત્સ્નાના કાર્યપ્રદેશમા અનુકૂળ થવાને માટે જ અન્ય પાત્રોનુ સર્જન થયુ છે છબીલી જેવા પ્રતિકૂળ પાત્રોનુ સર્જન જ્યોત્સ્નાની મુશ્કેલીઓ વધારી તેમાથી વિજયી નિવડી નીકળતી બનાવવા માટે જ છે અને છબીલી પણ અંતે ચિદગ્રેહાલ થઇ જ્યોત્સ્નાનો આશ્રય શોધતી આવે છે અને પાપના કર્ષક પ્રાયશ્ચિત તરીકે મરતા પહેલા "રેસ્ક્યુ હોમ" (નિરાશ્રિત આશ્રમ)ની અધિષ્ઠાત્રીને જ્યોત્સ્ના વિષે કહેતી જાય છે—

"જ્યોત્સ્ના બ્હેન! મારો ગુન્હો માફ કરો મને રજા થઈ. તમે તો છેવટ સુધી લવા રહ્યા."

આમ જ્યોત્સ્નાએ "કેટકેટલા ઘરમા, દુઃખી આત્મામા અને અવિકસિત મજરીઓમા જ્યોત્સ્નાના કિરણો નાખ્યા".

પ્રસ્તુત પુસ્તકમા ખાસ નોંધવાલાયક વસ્તુ હિંદુ ગૃહજીવનના ઝીણવટભર્યા નિરીક્ષણ દ્વારા ઉપજેલા સુંદર ચિત્રો છે. પતિ, પત્ની અને બાળકના નાનાશા કુટુબમા જે લાગણી પ્રવર્તી રહે છે તેના સૂક્ષ્મ અવલોકન લેખક કરે છે અને સુરમ્ય શૈલીમા એવા આકર્ષક ચિત્રો દોરે છે કે જેથી વાચકને ગૃહજીવનના સૌંદર્યનો તાદશ ખ્યાલ આવે છે આ બધા ચિત્રો સ્વાનુભવે રંગાયેલા હોઈ ધારી અસર નિપજાવી શકે છે. આ વિષય પરત્વે એક માનનીય વિવેચક બરાબર કહે છે—

*" ભોગીન્દ્રરાવનું જીવન બીજાને ઉપકારક હતું. રસિકલાલના જેટલાં જ તે પૈસે ગરીબ અને દિલનાં દીલાવર હતા—એટલે સ્વાનુભવે રંગાયેલું આ મંસારચિત્ર એની તાદશ્ય સાદાઇથી આપણને છક કરી નાખે છે."

ખરેખર! ગુર્જર ગૃહજીવનનાં જે સુંદર ચિત્રો ભોગીન્દ્રરાવની આ તેમ જ અન્ય નવલકથાઓ પ્રતિબિંબિત કરે છે તે લેખકની ગુજરાતપ્રીતિને આભારી છે.

" જ્યોત્સ્ના " માં આલેખેલાં વર્ણનો આબેહૂબ અને તાદશ્ય છે. ધોળા જંકશન પર પોસ્ટ ઑફીસમાં કામ કરતા કેવળરામની આપત્તિઓનુ વર્ણન કંઈ કાલ્પનિક નથી. શરૂઆતમાં તે બાવળીઆરી નાકે શાહ્રખાનામાં કારકુની કરવા માટે રહ્યો ત્યારે તેનાં જીવનનાં ગર્વ ઉત્સાહ ઓસરી ગયા. લેખક આ પ્રસંગને યોગ્ય શબ્દોમા નીચે પ્રમાણે રજુ કરે છેઃ—

" ત્યા ચોપરદમ બાવળ જ. ધૂમ તાપ, મૃગજળનાં સ્વપ્નાં નહિ પણ સત્ય દર્શન દિવસના નવ વાગ્યાથી થતાં. નવ વાગ્યા પછી પ્રચંડ તાપ, પવન અને ધૂળ, અને મોડા જમવા બેઠા તો from dust thou cometh, to dust thou returneth—ધૂળમાથી આવો છો અને ધૂળ ભેગા થવાનું છે—એ સૂત્ર સમજવા વિના રહેતું નથી...તાઢ અને તડકામાં કેસેમીએન્કાની માફક મરવા ઉભેલા, બે ચાર સિપાઓ, આવતા જતા ગરીબ ગાડાવાળા, ઉંટવાળા, વણજારાને શેર બસેર મીઠા માટે કનડગાની ફરજ માનતા કેવળરામ જીવન નભાવતો.........કેવળરામને શરૂઆતમાં તો સૃષ્ટસૌન્દર્ય નહિ પણ સૃષ્ટિવૈરાનમાં છેક અણગમતું ન આવ્યું. પણ પછી શું કામ? કોઇ સપડાય ત્યારે; બાકી સવાનું! નિશાળના જીવનમાં એલેક્ઝાન્ડર

*"સાહિત્ય", ફેબ્રુઆરી ૧૯૩૩.

સેલકર્કની કવિતા વાંચેલી તે સાંભરી આવતી અને start at my own sound-હું મારા પોતાના અવાજથી ભડકું છું —એમ ઘણીવાર થતું."

આ વર્ણન કેટલું આબેહૂબ છે ?

જીવનનાં સૂક્ષ્મ અભ્યાસ અંગે ઉપજતા છૂટાછવાયાં કેટલાંક અવલોકનો અને માર્મિક સૂચનાઓ તો ખાસ નિબંધ જ માંગી લે છે. ઉદાહરણ તરીકે જ્યોત્સ્નાદિનબાઇને ખરું જ કહે છે કે હિંદુ કે પારસી કોઇને "અંદરના પ્રેમથી જોવાની ટેવ નથી. જેમ ચોપડીની પ્રસ્તાવના અને પુંઠું-છાપ જોઈ અભિપ્રાય અપાય છે તેમ આપણે એક બીજાને માટે અભિપ્રાય બાંધીએ છીએ."

કેવું સત્ય ? પુસ્તકોનાં સુંદર રૂપરંગ અને રંગબેરંગી કવર-જેકેટનાં યુગમાં ભોગીન્દ્રરાવ જન્મ્યા અને જીવ્યા નહોતા તે છતાંય આ કથન કેટલું સત્ય લાગે છે ! પુસ્તક પ્રકાશનનાં આ સુવર્ણ-યુગનો લેખકે અનુભવ લીધો હોત—એન્ટીક પેપર, કલાત્મક મુદ્રણ, દ્વિરંગી જેકેટ અને ટીંટ પર છાપેલા છાયાચિત્રોથી સુશોભિત સુંદર પ્રકાશનો નિરખ્યા હોત—તો ગુજરાતને આથીય વધારે સુંદર અને માર્મિક અવલોકનો પ્રાપ્ત થતે એ કથન અસ્થાને કહેવાય ?

જ્યોત્સ્ના-રસિકલાલના લગ્નનાં રજત મહોત્સવ વખતે -દીલીપ જે કાવ્યપંક્તિઓ ગાય છે તે પંક્તિઓના અવતરણ સાથે આપણે આ પ્રકરણ બંધ કરીશુઃ સર્વના હૃદયોદ્ગારનો પ્રતિધ્વનિ એ બાળક યોગ્ય રીતે પાડે છેઃ—

> વિશુદ્ધ સ્નેહનું જોડું વિશ્વસૌન્દર્યમાં વહે,
> વિલાસી વિધુને તારા નભથી નિરખી રહે.

—:o:—



સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીઆ

જન્મ • તા ૩૧-૩-૧૮૭૧ અવસાન • તા ૨૭ ૧૧-૧૯૧૭

UMAR PRINTERY AHMEDABAD

## પ્રકરણ પાંચમું

—:o:—

### ભોગીન્દ્રરાવ અને ટૉલ્સ્ટૉય

ભોગીન્દ્રરાવ મંથનકાળમાં જન્મ્યા હોઈ નવીન શિક્ષણનાં ફળ એમણે ચાખ્યાં હતાં. કૉલેજજીવનમાંથી જ એમનો અભ્યાસ વિશાળ અને ગહન બન્યો એ આપણે પહેલા ખંડમાં જોયું: ગુજરાતી અને સંસ્કૃત સાહિત્ય ઉપરાંત એમણે પાશ્ચાત્ય સાહિત્યનો અભ્યાસ ઘણો વધાર્યો. તે સમયમાં, જ્યારે અંગ્રેજી લેખકો આટલા બધા વંચાતા નહોતા ત્યારે, તેમણે અનેક સાહિત્યસ્વામીઓના ગ્રંથોનો ગાઢ અભ્યાસ કર્યો અને તેમનું વાંચન અદ્યતન (up-to-date) બન્યું. પરિણામે એમનું માનસ ઘડવામાં પશ્ચિમનાં અનેક પ્રતિભાશાળી લેખકોએ ફાળો આપ્યો છે. ટૉલ્સ્ટૉય, વિક્ટર હ્યુગો, ટેનીસન, ઇમર્સન, ઇબ્સેન અને ડાર્વિન આમાંના મુખ્ય ગણી શકાય. પરંતુ આ સર્વમાં ભોગીન્દ્રરાવના સમસ્ત જીવન અને સાહિત્ય પર કોઈ લેખકની સાચી પ્રબળ અને સ્થાયી અસર થઈ હોય તો તે રશિયન મહાત્મા અને નવલકથાકાર કાઉન્ટ લીઓ ટૉલ્સ્ટૉયની. ટૉલ્સ્ટૉયના ઉન્નત જીવને એમનું માનસ ઘડયું-અને ટૉલ્સ્ટૉયના અમર સાહિત્યે એમની ગુજરાતી નવલકથાઓ પર સ્પષ્ટ છાયા પાડી. પરિણામે એમની ચાર કૃતિઓ પર ટૉલ્સ્ટૉયની કૃતિઓની સ્પષ્ટ અસર છે: આ ચાર કૃતિઓ તે (૧) "ચમેલી' (૧૯૧૦); (૨) "સિતારનો

શાખ" (૧૯૧૧), (૩) "ટૉલ્સ્ટૉયની ટુકી વાતો" (૧૯૧૨), (૪) "તરલા" અથવા ઉર્મિનો આવેગ" (૧૯૧૪) આમાથી પહેલી ત્રણ તો નિર્વિવાદ રૂપાન્તર જ છે આ પ્રકરણમા આપણે મુખ્યત્વે "મિતાગ્નો શૉખ" અને "તરલા" ની સમીક્ષા કરીશ

'મિતાગ્નો શૉખ" ટૉલ્સ્ટૉયની પ્રસિદ્ધ નવનકથા ધી ક્રુટ્ઝર સોનેટા"નું રસમય રૂપાતર છે ટૉલ્સ્ટૉયના ગ્રથોમા ક્રુટ્ઝર સોનેટા" નું સ્થાન અદ્વિતીય છે કારણ કે એ નવલકથામા માનવ જીવનને સ્પર્શતો સમય અને સ્થનથી પર—લગ્નનો પ્રશ્ન કઇ અજબ હિમતથી ચર્ચવામા આવ્યો છે કહેવાતા સૌહલગ્નનો પાયો શુ ? માન મારુ આકર્ષણ ! સ્ત્રીઓ પ્રત્યે પ્રીતિ યા કામણે ? માત્ર પાશવના સતોષવા ! આવા આગ લગ્નને લગતા વિવિધ પ્રશ્નો ટૉલ્સ્ટૉયે એક વૈજ્ઞાનિક વિચ્છેદકની અજબ કડાઈથી ચર્ચ્યા ર। પુસ્તકનુ ઇંગ્રેજીમા ભાષાતર થયુ ત્યારે વિચારમા આગળ વધેલા કહેવાતા ઇગ્લીશ વિવેચકોએ અને કેટલાક પાદરીઓએ એને અનીતિ મય કહી તુચ્છકારી કાઢયુ હતુ આ સમાજરક્ષકોને—આ પાદરીઓને—પોતાની સૈકાજૂની નિદ્રામાથી, કુભકર્ણની અનત ઉઘમાથી, આઘાત અર્પી જગાડે એવા વિચારપ્રેરક પુસ્તકની જરાયે અ વસ્યકના નહોતી તેમને તો સ્ત્રીઓ અને પુરુષો વચ્ચેનો સ બધ ગુલાબના પુષ્પ જેવા સુકોમળ જ દર્શાવવો હતો કોઈપણ આ સ બધને યથાર્થ સ્વરૂપમા રજુ કરે તે તેઓની દૃષ્ટિએ અનીતિમાન—અને પછી તે ટૉલ્સ્ટાય જેવો પ્રથમ પ ક્તિનો વિશ્વવિખ્યાત વિચારક હોય આવા કુભકર્ણો સર્વ દેશમા છે અને તેમની મનોદશા વિષે પ્રખ્યાત અગ્રેજ વિવેચક મી રેજર બુન સત્ય જ કહે છે –

'The Kreutzer Sonata' is an arresting startling book After a page or two menacing trumpets are blowing in the reader's mind or i

heavy iron bell seems to be tolling. It startles, it astounds above all it provokes thought There is a large number of people who do not want to think. Thought implies action. It is much more comfortable to turn over on the other side and go to sleep again

People of this sort had the name of 'Kreutzer Sonata' dinned into their ears on all sides They could not escape from it and so they played their old trick in self-defence

They said that this book was an immoral book. They always do so."

પરંતુ સમયે પોતાનું વેર લીધું અને આ અનીતિમાન લેખાતાં પુસ્તકે વિશ્વસાહિત્યના ગ્રંથમણિઓમાં અમરસ્થાન પ્રાપ્ત કર્યું.

આવા વિશ્વસાહિત્યનાં પ્રથમ કોટિના પુસ્તકનું ગુજરાતીમાં રૂપાન્તર કરવું એ કંઇ સહેલું કાર્ય નથી—અને તેમાંય પશ્ચિમની લગ્નસંસ્થાને લગતાં પ્રશ્નોને આપણા સમાજમાં લાગુ પાડવાનું કામ વધારે અઘરૂં છે. કોઇ પણ સાધારણ અનુવાદક હોત તો અવાસ્તવિકતાના દોષથી ભાગ્યે દૂર રહી શક્યો હોત. ભોગીન્દ્રરાવે આ અવાસ્તવિકતા "સિતારનો શોખ"માં આવવા દીધી નથી એટલું જ નહિ પરંતુ મૂળ વાર્તાના મધ્યવર્તી પ્રવાહને વાસ્તવિક પશ્ચાદ્-ભૂમિમાં ઉતારી વાર્તાપ્રવાહને પહેલેથી છેલ્લે સુધી ખેંચાણકારક બનાવ્યો છે. આ કલાવિધાન કંઇ જેવું તેવું ન ગણાય.

ટૉલ્સ્ટૉયની કૃતિમાં એક રશિયન ગૃહસ્થ એક સૌન્દર્યમયી રમણી સાથે પરણે છે: લગ્નનો પ્રથમ ઉત્માદ શમતાં પતિના મગજમાં પત્નીની પવિત્રતા વિષે વહેમ આવે છે. સમાજમાં આગળ પડતાં

લેખાવાને માટે તે પોતાની પત્નીને માટે પોતાનો એક જુનો પરિચિત સંગીતશિક્ષક છે તેને વાયોલીન શીખવા માટે રાખે છે અને આ સંગીતશિક્ષક તથા પોતાની પત્ની વચ્ચે શુદ્ધ સંબંધ નથી એવો વહેમ આવતા તેના હૃદયમા ઈર્ષ્યાનો કીડો સળવળે છે. પત્નીને આ વાતની ખબર પડે છે. અને તે પેલા સંગીતશિક્ષકને દૂર રાખે છે. પતિ બહારગામ જાય છે અને ત્યાં પણ તેને પોતાની પત્ની તથા સંગીતશિક્ષકના સંબંધના જ વિચારો આવે છે. તે પોતાને ઘેર પાછો ફરે છે અને ત્યાં શું જુએ છે? પેલો જ સંગીતશિક્ષક પોતાની પત્નીને મળવા આવ્યો હતો! ઉશ્કેરાઈને તે પત્નીનું ખૂન કરે છે અને પોતાની લાંબા સમયની વૈરપિપાસા તૃપ્ત કરે છે. પત્નીના ખૂની તરીકે તેના પર આરોપ મૂકી કેસ ચાલે છે અને તેને સજા થાય છે. શિક્ષા ભોગવ્યા બાદ લાંબા સમયે તે એક દિવસ આગગાડીમા મુસાફરી કરતો હોય છે ત્યારે કેટલાક મુસાફરો સ્નેહલગ્ન અને આત્મલગ્નની ચર્ચા કરી રહ્યા હોય છે આ વેળાએ તે પોતાની આત્મકથા રજુ કરે છે.

આ વસ્તુને ગુજરાતીમા કેમ સફળતાપૂર્વક ઉતારવી? ભોગીન્દ્રરાવની પ્રતિનિર્માણશક્તિ એટલી સુંદર હતી કે જેથી તેમને આ પ્રશ્નમા દર્શાવેલી મુશ્કેલી નડી નહિ પતિ–પત્નીને પારસી દંપતી બનાવ્યા—કાવસજી અને ગુલ. પતિના સંગીતજ્ઞ મિત્ર તરીકે 'પારેબક્ષ નામક મુસલમાન ઉસ્તાદને લાવવામા આવે છે. આમ ગુલ-પ્યારેબક્ષ અને કાવસજીના ત્રણ પાત્રોની આસપાસ આખીય ગુજરાતી વાર્તા વણાઈ છે મૂળ કરતાં ફેરફાર એટલો કર્યો છે કે અહીં ગુલને સંપૂર્ણ શુદ્ધ ચિતરવામા આવી છે: પ્યારેબક્ષ ઉસ્તાદ તેને સીતાર શીખવે છે તેથી કાવસજીનું મન વારંવાર વહેમાય છે અને, મૂળ કૃતિની માફક, ક્રોધના આવેશમા તે ગુલનું ખૂન કરે છે. આ વસ્તુની આસપાસ પ્રેમ, પરિમિત જીવન, છોકરાઓ, સ્ત્રીની સત્તા, લગ્નબજાર

વિગેરે પ્રશ્નો કાવસજીની આત્મકથામાં વણી લેવામાં આવ્યા છે. આથી રૂપાંતરમાં જરાય અવાસ્તવિકતા આવતી નથી.

આ પુસ્તકને નવલકથા કહેવી કે કેમ એ શંકાસ્પદ છે. સામાન્ય નવલકથાઓની માફક એમાં અનેક ચિત્રો અથવા પ્રસંગો આવતા નથી. મુમ્બઈથી કાઠીયાવાડ જતી મેલ ટ્રેઈનમાં આત્મકથા રૂપે રજુ થયેલો—લગ્નને સર્વ દષ્ટિકોણથી ચર્ચતો—નિબંધ એટલે "સિતારનો શોખ". પરંતુ આ આત્મકથન કહેવામાં જે ચચોટતા, ખુબી અને સ્પષ્ટતા છે તેને લીધે અવનવી વિચાર સામગ્રી પ્રાપ્ત થાય છે. પરિણિત જીવનમાં પતિ-પત્ની વચ્ચે કેવો સંબંધ હોય છે અને કેવો હોવો જોઇએ તે પ્રશ્ન ડગલે ને પગલે કલાત્મક રીતે ચર્ચાયેલો દ્રષ્ટિએ પડે છે. સ્નેહલગ્ન—કહેવાતા સ્નેહલગ્ન—કેટલા સંસારને સુખી કરે છે! આ સ્નેહલગ્નના મૂળમાં શું છે! સ્ત્રી—એક પરિણિત સ્ત્રી—પોતાના પતિ સિવાય અન્ય પુરૂષ સાથે કેટલે દરજ્જે છૂટ લઇ શકે? પુરૂષ એક રૂપાળી સ્ત્રીને તાકી તાકીને નિરખે તે ગુન્હો સ્ત્રી માફ કરી શકે ત્યારે પુરુષે સ્ત્રીનાં અન્ય પુરૂષ સાથેના પવિત્ર વર્તનમાં શા માટે શંકા લાવવી? શું સ્ત્રી અને પુરુષનો સંબંધ પવિત્ર ન હોઇ શકે? આવા આવા અનેક પ્રશ્નો પર આ પુસ્તકમાં યોગ્ય પ્રકાશ નાખવામાં આવ્યો છે; અને ટૉલસ્ટૉયના વિચારોત્તેજક કથનો યોગ્ય રીતે રજુ કરવામાં રૂપાન્તરકારે મારી સફળતા પ્રાપ્ત કરી છે.

કાવસજીના મગજમાં પોતાની સુંદર પત્ની ગુલનો ઉસ્તાદ પ્યારેઅલ્લ સાથે સંબંધ જોઇ જે જે વિચારો આવે છે તેનું નિરૂપણ બહુ અસરકારક રીતે કરવામાં આવ્યું છે. વહેમથી શરૂઆત કરી છેવટે પત્નીહત્યા સુધીના સર્વ પ્રસંગોનું ક્રમિક ચિત્રણ જે રીતે કરવામાં આવ્યું છે તે માનવસ્વભાવને એના પૂર્ણ સ્વરૂપમાં ખુલ્લો કરે છે. કાવસનું મનોમંથન કેવા યોગ્ય શબ્દોમાં રજુ થયું છે—માનવસ્વભાવને એ કેવી યથાર્થતાથી વ્યક્ત કરે છે—તે નીચેના અવતરણથી બરાબર સમજાશેઃ—

'મને અદેખાઇ થવી શરૂ થઇ ગઈ હતી છતાં મે પ્યારે બક્ષના વખાણ માં ગુનને શી ખી લેવાનો આગ્રહ કરો પ્યારેબક્ષ ગુનના સામે જોતો ત્યારે તો મને એમ જ લાગતું કે આ સેતાન છે અને માત્ર પ્રસંગ ખોળી ગાઢ પરિચયમાં આવવા આતુર છે ગુન ઉપર–સ્ત્રીઓ ઉપર–તેમની સાથેના લાંબા પરિચય પછી પણ વિશ્વાસ હોત તો આ શંકા આવવી ન જોઇએ પરંતુ આપણે જ દોષિત છીએ રસ્તામાં, રેલ્વેમાં, પાર્ટીઓમાં અનેક યુવતીઓ–સુંદરીઓને આપણે જોઇએ છીએ એમને જોઇ અમારા જેવા ઘણાને તર્ક વિતર્ક થાય છે એનો મને અનુભવ હતો અને તેથી પ્યારેબક્ષ ગુન ટરફ જુએ તે મને રૂચિકર નહોતુ અધુરામાં પુરૂ હુ જાણતો હતો કે હુ ને ગુન બહુ મળતા નથી અમને એક બીજાના સહવાસમાં આનંદ પડવાને બદલે કંટાળો જણાય છે . મારો વહેમ મારી અદેખાઇ એ જ મારા દુ ખનુ કારણ હતુ મે ગુનને ના કહી હોત, પ્યારેબક્ષને આમંત્રણ ન આપ્યો હોત તો! ના પણ તેમ મનેય અસભ્યતા ન કહેવાય! જે પ્યારેબક્ષને મુંબઈના મહાન લોકો માન આપે, પાર્ટીઓ આપે તે પ્યારેબક્ષ નિઃસ્વાર્થ પાઈ પણ લીધા વિના મારે ત્યાં આવે—ગુનને સીતારની તાલીમ આપવા કબુલ કરે ને મે ગાયન સંભળાવ તેને ના કેમ કહેવાય? નકર હિંમત–મનોબળના અભાવે આવા અનેક દુ ખો સુધરેલા જમાનામાં ભોગવવા પડે છે' *

આમ કાવસના હૃદયમાં પ્રેમ ક્રોધ, વેર, ઇર્ષ્યા અને છેવટે પશ્ચાતાપની વૃત્તિઓ થાય છે તે તેણે રેન્ટ ટ્રેઈનમાં કરેલા આત્મકથન દ્વારા સુંદર રીતે દર્શાવવામાં આવી છે આ વૃત્તિઓનો વિકાસ એટલો કુદરતી રીતે ચિતરાયો છે કે વાર્તા વાચી રહ્યા પછીય તેના

* "સિતારનો શોખ , બીજી આવૃત્તિ પૃષ્ઠ ૧૦૦-૧૦૨

ભણકારા શમતા નથી ખરેખર ! વિવેચકે સાચું જ કહ્યું છે કે વાર્તા વાંચવા માંડ્યા પછી ' A heavy iron bell seems to be tolling ”

વાર્તાનો સૌથી કરૂણ પ્રસંગ તો અંધ અને શંકાશીલ પતિ સંગીતશિક્ષકને પુન પોતાની દેખાવડી પત્ની સાથે જોઇ તેનું (પત્નીનું) કમકમાટીભર્યું ખૂન કરે છે તે ગણી શકાય રૂપાન્તરકાર આ પ્રસંગને યોગ્ય શબ્દોમાં વ્યક્ત કરી મનમની આંતરવૃત્તિઓનું યોગ્ય વર્ણન કરે છે

'મે પ્યારેમક્ષને દૂર ફેંક્યો અને તેના ઉપર જ ધસ્યો તે ધોળી પૂણી જેવો થઈ ગયો, પાછો હઠ્યો સિતાર પડ્યો હતો તેના પર પગ મૂક્યો સિતારના તારનો ગણગણાટ થયો. મે તે તરફ જોયું, પાનેના ઓરડામાંથી નાસી જતો હતો એની પાછળ જઈને પૂરો કરું એમ મને થયું—ત્યાંતો મારા ખભા પર હાથ પડ્યો—ગુલનો હાથ જે ગુલનો હાથ અડકતા મને સ્વર્ગસુખ મળતું. હું કામ કરતા ને ગુલ પાછળથી આવી ખભે હાથ મૂકતી ત્યારે કલમ હાથમાંથી પડી જતી તે જ ગુલનો હાથ આજ ખભા ઉપર પડતા તરવારમાં વધુ બળ આવ્યું ને મારો હાથ મજબૂત થયો ક્રોધ વધ્યો, અગ્નિ સળગ્યો ગુલનો તરછોડી પણ ગુલ મને વળગી પડી હતી મજાગાડ થઈ હતી હું ગભરાયો આ વિઘ્નથી ઉલટું મને જોર આવ્યું ડાબા હાથથી એવી તો થપ્પડ લગાવી કે ગુલનું મો વાંકું થઇ ગયું ગુલે ચીસ પાડી અને હાથ છોડ્યો મારા હૃદયમાં વેર ઝેરરસ વ્યાપી રહ્યું હતું, મારી આંખોમાં અગ્નિ સળગી રહ્યો હતો ગુલને મો ઉપરની લપડાક સખ્ત વાગી હતી ને તે ઉંધે માથે પાસેના કોચ પર પડી ડૂસકા ભરતી હતી, ધ્રૂજતી હતી ગુલ નિર્દોષ ગુલ તે વખતે

ચૂપ જ રહી હોત તો હું ભયંકર કૃત્ય ન કરત, પણ ગુલ ઉઠી મારી પાસે આવી તરવારવાળો હાથ ઝાલી રોતી રોતી ડસકાં ખાતી બોલી

'કાવસ, કાવસ, આ શું ભૂત ભરાયું છે ? તું શું કરવા ધારે છે ? તને ખાલી વહેમ છે તમારા સમ ..હું પવિત્ર છું' મેં કાંઇ કર્યું ન હત પણ છેલ્લા શબ્દે મારૂં લોહી ઉકાળ્યું પવિત્ર ! ગુલ પવિત્ર !! મારી ગેરહાજરીમાં પ્યારેલાલ આવ્યો તેની સાથે સિતાર વગાડાય ને પવિત્ર ! જુઠું—તદ્દન જુઠું ! સ્ત્રી ચરિત્ર .પવિત્ર નહિ પણ અપવિત્ર

'ચુપ રહે ! ગ— હડહડતું જુઠાણું !'

ડાબા હાથે ગુલના બે હાથ પકડયા ને તે ઝડપ મારી છૂટી ગઇ પાછળ દોડયો, ગળામાંથી પકડી નીચી નાખી ગુંગળાવી મારવા વિચાર કર્યો ગુલે બન્ને હાથે મ્હારો હાથ વીંઝોટી નાખ્યો અને ગુલ ઉભી થઇ ગઇ હું વળી દોડ્યો તેને ધક્કો મારી ફગોટી, ગુલ બૂમ પાડતી પડી અને મેં તેના પાસળામાં સીધી તરવાર ખોસી દીધી'*

આ કરૂણ પર્યવસાન વાચકના સ્મૃતિપટ પર ભય, ધિક્કાર અને અનુકંપાની રેખાઓ દીર્ઘ સમય સુધી દોરી રહે છે મૂળ કૃતિની અમરતાનું આ જ કારણ રૂપાન્તરની સફળતાનું પણ આ જ કારણ

આ પુસ્તકમાંથી ધ્વનિત થતો ટૉલ્સ્ટૉયનો સંદેશ શો ? ભોગીન્દ્રરાવના શબ્દોમાં કહીએ તો

'મહાત્માઓ કહી ગયા છે કે કોઈ સ્ત્રી તરફ નજર ન કરવી આનો અર્થ એટલો જ છે કે સ્ત્રી પોતાના આનંદ અર્થે —ક્ષણિક સુખ અર્થે—છે એમ ન ધારવું તેમ જ સ્ત્રી એક

*"સિતારનો શોખ,' બીજી આવૃત્તિ પૃષ્ઠ ૧૩૪-૧૩૫

સાધારણ વસ્તુ નથી પરંતુ પરમાત્માની સુંદર મૂર્તિ છે એ ધ્યાનમાં રાખવું. આ ઉપરાંત આ વચન કેવળ પરસ્ત્રીને જ લાગુ નથી પડતુ. પોતાની સ્વપત્ની પણ પરમાત્માની મંગલ મૂર્તિ છે. આપણા જ ખાતર તેના આત્માનો વિનાશ ન કરવો એ વચન સમાયલુ છે."

*    *    *    *

"તરલા અથવા ઉર્મિનો આવેગ" ઈ૦ સ૦ ૧૯૧૪ માં "સ્ત્રીબોધ"માં ક્રમશઃ પ્રકટ થઈ હતી ત્યારે જ તેમાં ચર્ચાયેલાં નવા પ્રશ્નોને લીધે તેણે વાચકવર્ગનું ધ્યાન ખેંચ્યુ હતું. ઈ૦ સ૦ ૧૯૩૦મા "સ્ત્રીબોધ" માસિકની ભેટ તરીકે એ પુસ્તકરૂપે પ્રકટ થઇ ત્યારે "તરલા" અને ટૉલ્સ્ટૉયના ગ્રંથમણિ "એના કેરેનીના" વચ્ચે શો સંબંધ છે એ પ્રશ્ન પર વિવેચકોનું ધ્યાન ખેંચાયુ.

"તરલા" ભોગીન્દ્રરાવની સામાજીક નવલકથાઓમાં પ્રધાન સ્થાન પ્રાપ્ત કરે તો તેનું કારણ એની રસમય વસ્તુગુંથણી છે. શરૂઆતથી તે અંત સુધી વાર્તાપ્રવાહ અસ્ખલિત રીતે વહે છે અને વાંચકોનું સમગ્ર ધ્યાન માંગી લે છે. એમાં ચર્ચાયેલાં પ્રશ્નો પર—નવીન કેળવણીના ફાયદાઓ તથા ગેરફાયદાઓ, સ્ત્રી તથા પુરૂષનો સંબંધ અને નવીન લગ્નપ્રથા—ભોગીન્દ્રરાવ જેવા સમાજશાસ્ત્રનાં અભ્યાસીની કલમથી સુંદર રીતે પ્રકાશ નાખવામાં આવ્યો છે. "તરલા" ના સ્ત્રીપાત્રો એમની અન્ય નવલકથાઓનાં સ્ત્રીપાત્રો કરતાં કંઇ ઓછા જીવંત નથી—તેમાં ખાસ કરીને વીણાના પાત્રનું નિરૂપણ એટલા આકર્ષકતાથી થયું છે કે તે નવી ગુજરાતણની તેજસ્વીતા, શૌર્ય અને બુદ્ધિમત્તાની સુંદર ઝાંખી કરાવે છે.

પરંતુ "તરલા" ની વિશિષ્ટતાઓનું નિરીક્ષણ કરીએ તે પહેલાં તેના વસ્તુની કંઇક ઝાંખી આપણને કરવી પડશે કે જેથી ટૉલ્સ્ટૉ-

યની "એના કેરેનીના" અને તેની વચ્ચે સત્યતઃ શો સંબંધ છે તે પ્રશ્ન પર યોગ્ય રીતે વિચાર કરી શકાશે.

કથાનાયિકા તરલા અઢારેક વર્ષની, ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરેલી, સંસ્કારી યુવતી છે. વાર્તાની શરૂઆતમાં તેના વિવાહ સુમનલાલ નામે એક શિક્ષિત અને સારા કુટુંબના યુવક સાથે થયા હોય છે. સુમનલાલને તેના માસરીયાએ પોતાને ત્યાં જ રાખ્યા છે—કંઈક અંશે ઘરજમાઇ ગણીને જ. આ રીતે તરલા ન્હાનપણથી જ સુમનલાલના સાન્નિધ્યમાં હોવાથી તેનામાં પોતાના ભાવિ પતિ પ્રત્યે જે માન હોવું જોઇએ તે દેખાતું નથી. તરલામાં લાગણીનો અતિરેક એટલો છે કે તે વારંવાર લાગણીઓથી જ દોરાઇ જઈ કર્તવ્યો કરે છે—આનો અર્થ એમ નથી કે તે બુદ્ધિશાળી યુવતી નથી : પરંતુ બુદ્ધિ અને ઉર્મિનાં યુદ્ધમાં ઘણેખરે ભાગે ઉર્મિનો જ વિજય નિવડતો અને તેથી જ વાર્તાનું અન્ય નામ કર્તાએ "ઉર્મિનો આવેગ" પાડ્યું છે તે યથાર્થ નિવડે છે.

વસંતલાલ અને ચંદા તરલાના ભાઇ ભાભી થાય. નાની નણંદ તરલા ભાભીની લાડકી છે. વસંતલાલ પાડોશમાં રહેતી એક શિક્ષિકા સાથે મારો સંબંધ રાખતો થાય છે અને, અનાદિ કાળથી બનતું આવ્યું છે તેમ, ચંદાને પોતાના પતિના ચારિત્ર્ય પર વહેમ આવે છે. આથી પતિપત્નીની વચ્ચે તીવ્ર મતભેદ ઉત્પન્ન થાય છે અને તરલા સુરતથી આવી ભાઇ ભાભી વચ્ચેનો કલહ દૂર કરાવે છે ચંદાની નાની બ્હેન લીલા પણ એક સૌંદર્યવતી યુવતી છે અને અરવિન્દ નામક એક આદર્શઘેલો યુવક એનો હાથ મેળવવા આતુર હોય છે. પરંતુ સમગ્ર વાર્તામાં પ્રધાનપણે નિરંકુશ રીતે ઘૂમતા એક આકર્ષક છેલબટાઉ યુવકનો આ પ્રસંગે પ્રવેશ થાય છે. આ યુવક તે ભુજંગલાલ. તેણે કૉલેજની કેળવણી પ્રાપ્ત કરેલી છે, તેનો ચહેરો અને હાવભાવ કોઈ પણ યુવતીને આકર્ષી શકવા સમર્થ છે પરંતુ તેનામાં

મોટામાં મોટો દોષ એ છે કે તેની નીતિ પરત્વેની ભાવના તદ્દન શિથિલ છે નીતિ અને અનીતિના બંધનોમાં તે માનતો નથી : લગ્ન તેને બંધન જેવા લાગે છે. તેને મન જીવન એટલે એક મતન વિશ્રામ ભોગવવાનું ક્ષેત્ર. નિર્દોષ કન્યાઓને તેના હાવભાવથી અને બહુ આડંબરથી આકર્ષવાનો ધંધો લઇ તે સારા સારા કુટુંબોમાં ફર્યા કરે છે. ટુંકમ. ભુજંગલાલ એટલે એક સ્ત્રીચુમક નવયુવાન. લીલા આ ભુજંગલાલનો આડંબર જોઇ તેના પાશમાં ફસાય છે અને તેની સાથે લગ્ન કરવાના કોડ સેવી પોતાને ખરા અંતઃકરણથી ચાહતા અરવિન્દને નાસીપાસ બનાવી પાછો ઠેલે છે. આમ ભુજંગલાલનો પહેલો શિકાર લીલા બને છે.

ભાઇ-ભાભીના પરિણિત જીવનનો કલહ દૂર કરાવવા આવેલી તરના અયોગવશાત્ સ્ટેશન પર જ ભુજંગલાલને મળે છે અને ભુજંગલાલ લીલા કરતાંય વધુ જાજ્વલ્યમાન આ નવયૌવનાને જોઈ તેને આજી નાખવા પ્રયત્ન કરે છે અને તેમાં શરૂઆતથી સફળતા પ્રાપ્ત કરે છે. સ્ટેશન પર ગાડી નીચે ચગદાઇ અકસ્માતથી એક મનુષ્ય મરણ પામે છે : તેની વિધવા તથા બાળકોને 'સહાય' કરવા ભુજંગલાલ બસો રૂપીયા જેવી મોટી રકમ આપી દે છે. આ 'કૃત્ય' પેલી વિધવા પ્રત્યે દયા બતાવવા કરતાં તરલાને પોતાને માટે સારો અભિપ્રાય બેસે અને પરિણામે પોતા તરફ 'આકર્ષાય' એ માટે જ કરવામાં આવ્યું છે : આનું પરિણામ ભુજંગલાલે 'ધાર્યું' હતું તે પ્રમાણે જ આવે છે. આ પ્રથમ પરિચયે તરલાના હૃદયમાં ભુજંગલાલ માટે સુકોમળ લાગણીઓ ઉત્પન્ન થાય છે—અને આ લાગણીઓના પ્રવાહમાં તે ઠેઠ સુધી ખેંચાય છે. 'તરલાના' મનમાં કોઇ વખત ન ઉપસ્થિત થયેલી પ્રશ્નપરંપરા શરૂ થાય છે—કોણ સારું ? 'ભુજંગલાલ કે 'સુમનલાલ ? તેના' મનમાં તુમુલ યુદ્ધ જામે છે પરંતુ ભુજંગલાલની મોહિની પાસે 'સુમનલાલનું' મૂલ્ય' જણાતું નથી. આમ

ભાઇ-ભાભીનાં પરિણિત જીવનમાંથી કલહ દૂર કરાવવા આવેલી તરલા પોતાના વિવાહિત જીવનમાં કલહનાં અંકુર રોપે છે! તરલાને જોતાં ભુજંગલાલ લીલાને પડતી મૂકે છે. લીલાનું હૃદય વિદીર્ણ થાય છે પરંતુ ભુજંગલાલને તે માટે જરાયે લાગતું નથી! અને ભુજંગલાલને લાગે પણ શા માટે? ક્યાં તે લીલા સાથે પરણવાનો હતો? એ તો ઘડી બે ઘડીનો આનંદ હતો! લેખક ભુજંગલાલ માટે જે શબ્દો વાપરે છે તે યોગ્ય છેઃ—

"લીલાની સાથે લગ્નથી બંધાવું એ એનો જરાય વિચાર નહોતો. એક બાલક એક રમકડા સાથે રમતું હોય ને ત્યાં બીજું રમકડું જુએ; પહેલું નાખી દે ને બીજું લે, ત્રીજું આવતાં બીજું નાખી દે અને પહેલાં કે બીજા માટે જરાયે દીલગીર ન થાય તેમ ભુજંગલાલનું હતું. ઘડીભર મોજ, વાનોવિનોદ કરવાનું સાધન સ્ત્રી શિવાય અન્ય શું હોય? એટલુંજ માની તે યુવતીઓ સાથે ફરતો."

તરલા સુરત પાછી ફરે છે પરંતુ હવે તેને સુમનલાલ તરફ અણગમો આવવા લાગ્યો. એ ક્યાં એનો પરિણિત પતિ છે—માત્ર વિવાહિત જ પતિ છે ને? એવા એવા વિચારો તેને આવે છે. અધુરામાં પૂરું "નાનપણથી જ સુમનલાલ સાસરામાં રહેતો હોવાથી પતિ તરફ પૂજ્યભાવ આવવો જોઇએ, સમાનભાવ આવવો જોઇએ તે તરલાને આવ્યો નહોતો". "તરલાની કેળવણી જ એવી હતી: એનું મગજ કેળવાવવું હતું, હૃદય કેળવાયું નહોતું." ભુજંગલાલ, તરલા સુરત જવા નીકળે છે તે જ ગાડીમાં, પોતે પણ સુરત જાય છે. સમય જતાં સારાય સુરત શહેરમાં તરલા અને ભુજંગલાલના સંબંધ વિષે જાતજાતના ગપાટા ચાલે છે. લોકો ઉચ્ચ કેળવણીને વગોવે છે; તરલાને આટલી છૂટ આપી ત્યારે એમ બન્યું ને? સુમનલાલને કાને આ વાત આવે છે; પ્રથમ તો તે માનતો નથી પરંતુ અનેકવાર

તરના અને ભુજગનાનને સાથે જોતા તેને ખાત્રી થાય છે કે તરલા તેને ચહાતી નથી પણ ભુજગનાથને ચહાય છે તરલાને ન્યાય આપવા ખાતર આ સ્થળે કહેવુ આવશ્યક છે કે તેના ભુજગનાન સાથેના વર્તનમા હજી સુધી જરાયે અપવિત્રતા પ્રવેશી નહોતી તેના સસ્કારો દૃઢ હતા પરતુ લાગણીઓના અવિરત વહેતા આવેગમા તણાઈ તે ભુજગના આત્માર્પણ અને તેની વાકપટુતાથી તેના તરફ ખેચાઇ હતી તેના હૃદયને ચુમન કરતા ભુજગ ચઢીયાતો સાગ્નો—માફી તેનુ ચારિત્ર્ય અણિશુદ્ધ હતુ ભુજગ તો એની રીત પ્રમાણે તરનાની સાથે છૂટ લે છે પણ તરલા તેને વશ થતી નથી તે તો લગ્નની માગણી કરે છે ! ભુજગ આ માગણીથી ગભરાય છે તે લગ્ન રવાની ઇચ્છાયે રાખતો નથી તરલાને તે લગ્ન વિના પતિ-પત્ની તરીકેનુ જીવન ગાળવા સૂચવે છે પરતુ સસ્કારી તરલા વિધિસર કાયદેસર લગ્ન ર્ાં વિના તેની સાથે જીવન ગાળવા સાફ ના પાડે છે ભુજગ શા માટે લગ્ન કરવા ના કહે છે તે તરલા સમજી શકતી નથી એટલે તેનુ હૃદય ધવાય છે સુમનનાર પોતાની ભાવી પત્નીના નિરકુશ વર્તનથી કટાળે છે અને તરલાને સમજાવી લાવવામા નિષ્ફળ નિવડવાથી તે સુરતનો ત્યાગ કરી વિવાદ ફેલાવવા ગવવા માટે રશિયાની સનાદ લેના મુબઈ જાય છે

ભુજગની નીતિભાવના તદ્દન નવી જ છે લગ્નની શી જરૂર છે ? સ્ત્રી પુરૂષ લગ્નની ધુસરીમા જોડાયા વિના સાથે રહે તેમા સમાજને શુ નુકસાન થવાનુ છે ? બે ખાનગી વ્યકિતઓની ખાનગી બાબતમા સમાજને વચ્ચે પડવાનો હક્ક જ શો છે ? પશુઓ કયા લગ્ન કરે છે ? કુદરતે લગ્ન સસ્થા નથી ઘડી પણ મનુષ્યોએ ઘડી છે લગ્નમા પડી રૂપેરી બેડીઓના બધન શા માટે સહન કરવા ? પતિ પત્ની એક અથવા બન્નેને જ્યા સુધી મને ફાવે ત્યા સુધી સાથે રહે પછી જુદા થાય તો શુ ?" પરિણિત જીવન વિષે તેના વિચારો

આવા હતા. તરલાને તે પોતાની સોનેરી જાળમાં ફસાવી શકતો નથી તે માટે તેને ખેદ થાય છે. તે શણગારભાબી નામક સ્ત્રીને પોતાના વિચારો જણાવે છે. આ વિચારોમાંથી નીચેની પંક્તિઓ તરલાના ઉચ્ચ ચારિત્ર્ય તેમ જ ભુજંગના અંતિમ આશય પર યોગ્ય પ્રકાશ નાખે છેઃ—

> "શણગાર ભાબી, તરલા કેળવાયેલી તે કેળવાયેલી જ રહી. અત્યાર સુધી હું એમ માનતો હતો કે જે ઘરમાં છોકરીઓ મોટા કરવામાં આવે ત્યાં નીતિ હોય જ નહિ. પણ એમાં મારી ભૂલ હતી. તરલા ખાનદાન તે ખાનદાન જ નીકળી. હાં, એ મારી સાથે બેધડક ઘેર તેમ જ બહાર વાતો કરતી; સુમન સાથેનો વિવાહ તોડી મારી સાથે પરણવા તેની ઇચ્છા ઉત્પન્ન થઇ હતીઃ પરંતુ મારી અનેક લાલચો અને અનેક ધમકીઓથી તે જરા પણ ડગી નથી. પવિત્ર જ રહી છે. એટલા જ માટે હજી પણ મારૂં મન એના તરફ આકર્ષાય છે. ગમે તેમ કરી એનો નાદ ઉતારવા મન થાય છે. પણ અમારી લડાઇ એક જ છે—લગ્નક્રિયા. આપણે લગ્નક્રિયા કરવી નથી અને એને લગ્નક્રિયા જોઇએ છીએ. આજ નહિ તો ચારે દહાડે પણ તરલાને જોઈ લઈશ. તરલાની ફજેતી, લોકનિંદાનો લાભ લઈશ."

શણગારભાબીને મળવા આવેલી તરલાને અકસ્માત રીતે ભુજંગના આ ઉદ્ગારો સંભળાય છે. ન ભુજંગના સંપૂર્ણ સ્વરૂપને હવે બરાબર પિછાણી તેનાથી દૂર રહેવા નિશ્ચય કરે છે અને પોતાના પ્રિય સુમનને—તરછોડેલા સુમનને—શોધતી મુંબઇ જાય છે. આમ માનસિક અને હાર્દિક યુદ્ધમાં બુદ્ધિનો વિજય થાય છે. લાગણીના આવેગમાં એ પ્રબળ રીતે ઘસડાઇ પણ એના સંસ્કારે એને વિનિપાતમાંથી બચાવી લે છેઃ

તરલાને મેળવવામાં લગ્નનું વિઘ્ન આવવાથી ભુજંગ હવે નવા પતંગીયાને શોધે છે. તેને માટે શેરને માથે સવા શેર એવી એક મગજ મનોવૃત્તિની યુવતી વાર્તાની રંગભૂમિ પર પ્રવેશ કરે છે. આ યુવતી તે વીણા. સૌંદર્યમાં તે લીલા અને તરલાનેય બાજુએ બેસાડે તેવી છે પરંતુ તેનું મનોબળ દૃઢ છે. પ્રતિકૂળ સંજોગો સામે થવામાં તેને અનહદ આનંદ આવે છે. ભુજંગ તેને જોતાં પોતાની જાળ પાથરે છે. પણ વીણા તેમાં ફસાતી નથી. તે સમજે છે કે ભુજંગને વશ થવાથી પોતાનું ઉચ્ચ શિક્ષણ લજવાશે. તે તો નવા યુગની સ્ત્રી છે. લીલા અને તરલા એમ ભુજંગના સપાટામાં આવે—વીણા નહિ એવી એની દૃઢ માન્યતા છે. તે ભુજંગના પરિચયમાં આવે છે અને જુએ છે કે ભુજંગને સુધારવાથી તે યોગ્ય પતિ નિવડી શકશે. શા માટે તેને સુધારી યોગ્ય માર્ગે ન ચઢાવવો! તે તો ભુજંગલાલને સ્પષ્ટ કહે છે કે સ્ત્રીઓ જ પુરુષોને સુમાર્ગે લઈ જવા સમર્થ છે. લગ્ન કરવા કે નહિ તે પ્રશ્ન પર તે તેની સાથે વિદ્વત્તાભરી ચર્ચા કરે છે. સ્ત્રીઓ રમકડાં જેવી નિર્જીવ વસ્તુઓ નથી માટે ભુજંગલાલ જેવો માણસ તેમની સાથે સ્વચ્છંદે વર્તી તેમને ફસાવી નહિ શકે એવી સ્પષ્ટ ચેતવણી આપે છે. બધી સ્ત્રીઓ કંઈ લીલા અને તરલા જેવી વરણાગી નથી હોતી: વીણા તો ભુજંગલાલને સ્પષ્ટ પડકાર કરે છે:—

એ તો લીલા-તરલા એવી કે આટલી છૂટ આપ્યા પછી
આમ થવા દે! હજારવાર ગરજ હોય તો પરણે. હા! અમે
પુરુષોને સાહવા સંધાયેલાં પણ એ અમને ચઢાવ
અમે કંઈ રમકડાં નથી કે એક નાખી

વીણાને સપડાવવા આવેલો ભુજંગ વી
મહાત થાય છે. જીવનનાં અંતિમ સૂત્ર શું છે,
તેને આવે છે. તે વીણાના હાથની યાચના કરે

એનાનો પતિ પોતાની આડે રસ્તે ગયેલી પત્નીને સુખી કરવા યત્નો કરે છે પરંતુ નિરર્થક. એના તો દિવસાનુદિવસ અનીતિની ગર્તામાં ઉંડી ઉતરતી જાય છે. તે વ્રોન્સકીને હૃદયવલ્લભ કરી સ્થાપવા મથે છે. અકસ્માત સંજોગોમાં એના અને વ્રૉન્સ્કી વચ્ચે તકરાર થાય છે અને વ્રોન્સકી એનાને છોડી બહારગામ જાય છે વ્રૉન્સ્કીની બેદરકારીથી કંટાળેલી એના આત્મહત્યા કરી દેહત્યાગ કરે છે. વ્રૉન્સ્કી નિરાશ થઇ પુનઃ યુદ્ધમાં જોડાય છે.

બીજી બાજુએ લેવિન નામના એક શ્રીમંત જાગીરદારને કીટી નામે એક સારા કુટુંબની યુવતી સાથે પરિચય થાય છે. તે કીટીને પોતાની કરી શકે તે પહેલા તો વ્રૉન્સ્કીની જાળમા કીટી ફસાઇ ગઇ હોય છે અને તેથી તે નિરાશ થઈ પોતાની જાગીરે પાછો ફરે છે. પરંતુ સ્ત્રીઓના શોખીન વ્રૉન્સ્કીને હવે એના સાથે સબંધ બંધાયો હોવાથી તે કીટીને માટે દરકાર કરતો નથી લેવિન ધર્મમા માનતો નથી પરતુ ગામડામા રહેવાથી અનેક શુદ્ધ બુદ્ધિનાં ગામડીયાઓના પરિચયથી તે ધર્મનું સ્વરૂપ પિછાણતો થાય છે કીટી—વ્રૉન્સ્કીના મોહમાં બાપડા લેવિનને ત્યજનાર કીટી—પશ્ચાતાપ કરે છે અંતે લેવિન તેનો સ્વીકાર કરે છે અને ત્યારપછી તેમનુ જીવન પોતાની જાગીરમાં સુખપૂર્વક વીતે છે.

આમ આ બે કાર્યપ્રવાહો દ્વારા ટૉલસ્ટૉય અનીતિનો અંતિમ પરાજય અને નીતિનો વિજય બતાવે છે. એનાને તેની અનીતિનું ફળ આત્મહત્યા કરી ભોગવવું પડે છે જ્યારે લેવિન કીટી નીતિને માર્ગે ચાલવાથી અંતમાં પાર્થિવ સુખ પ્રાપ્ત કરે છે એટલુ જ નહિ પરંતુ આધ્યાત્મિક સુખ પણ પ્રાપ્ત કરે છે.

ત્યારે ભોગીન્દ્રરાવે ટૉલ્સ્ટૉયમાંથી શું લીધું ? "તરલા" "એના કેરેનીના" નું રૂપાન્તર ગણી શકાય ? આ પ્રશ્નોના ઉત્તર માટે આપણે ભોગીન્દ્રરાવનો સાહિત્યક વિકાસ તપાસવો પડશે—

ખાસ કરીને તેમનો ટૉલ્સ્ટૉયના પુસ્તકોનો અભ્યાસ ક્રમ આગળ વધ્યો તે જોવું પડશે.

આ ગ્રંથિકાના પ્રથમ ખંડમાં આપણે જોયું તેમ પશ્ચિમના કોઇ પણ સાહિત્યકારે ભોગીન્દ્રરાવના જીવન પર પ્રબળ અસર કરી હોય તો તે ટૉલ્સ્ટૉય. તેમની શરૂઆતની સાહિત્યકૃતિઓમાં ટૉલ્સ્ટૉયની અનુકૃતિઓ અગત્યનું સ્થાન ભોગવે છે. ઇ. સ. ૧૯૦૮ થી તેમણે ટૉલ્સ્ટૉયનો અભ્યાસ કરવા માંડયો હતો, તે આપણે યાદ રાખવું જરૂરનું છે. "સિતારનો શોખ", "ચમેલી", 'ટૉલ્સ્ટૉયની વાતો" ૧૯૧૦ થી ૧૯૧૨ના ગાળામાં પ્રકટ થઇ. આ બાદ તેઓ "એના કેરેનીના "નો અભ્યાસ કરી રહ્યા હતા અને આ મહાન્ ગ્રંથે તેમની ત્યારપછીની કૃતિ 'તરલા" પર પ્રબળ છાયા પાડી પરંતુ ભોગીન્દ્રરાવે "તરલા" લખી તે ટૉલ્સ્ટૉય કરતા તદ્દન ભિન્ન ઉદ્દેશની સિદ્ધિ અર્થે એ વિસ્મરણ ન થવું જોઇએ. તેમણે આપણી લગ્ન સંસ્થાનો કેવો ગાઢ અભ્યાસ કર્યો હતો તે તો આપણે આગળના પાનાઓમાં જોયું. હિંદુ લગ્ન કેવી રીતે સુખી બને એ તેમના જીવનનો એક મુખ્ય પ્રશ્ન હતો. "લગ્નબંધન" મા તો તેમણે લગ્ન સિવાય અન્ય કોઇ પણ પ્રશ્ન ચર્ચ્યો નથી એ પણ આપણે અગાઉ નિહાળ્યું. પરિણામે ટૉલ્સ્ટૉયની અમર કૃતિનો તેઓએ તદ્દન નવો જ ઉપયોગ કરવાની—પોતાને પ્રિય લગ્નસંસ્થાને લગતા પ્રશ્નનો નિકાલ કરવાની—તૈયારી કરી. પરિણામે 'એના કેરેનીના"ના વાચનના સંસ્કારો "તરલા" પર પ્રબળ રીતે પડ્યા.

એના એક તદ્દન અનીતિમાન અને વ્યભીચારી સ્ત્રી છે જ્યારે "તરલા" ઉર્મિલ પણ સંસ્કારી યુવતી છે. એનાનું પતન થાય છે જ્યારે તરલા પોતાનો વિનિપાત પોતાના સંસ્કારોના શસ્ત્ર વડે દૂર રાખી શકે છે. તરલાનું ચારિત્ર્ય અણિશુદ્ધ પવિત્ર છે એ તો ભુજંગલાલ જેવો પણ કબુલ કર્યા વિના રહેતો નથી. તે સ્પષ્ટ કબુલ

કરે છે. "મારી અનેક લાલચો અને અનેક ધમકીઓથી તે જરા પણ ડગી નથી તે પવિત્ર જ રહી છે." ત્યારે લેખકનો તરલા-ભુજંગલાલનો સંબંધ આટલા વખાણથી ચિતરવાનો શો ઉદ્દેશ? આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં જ "તરલા"ના સર્જનનું કારણ મળશે નવીન લગ્નપ્રથામાં ડગલે ને પગલે રહેલા ભયસ્થાનો બતાવવા માટે જ લીલા અને તરલાનો ભુજંગલાલ સાથેનો સંબંધ આવી રીતે દર્શાવવામાં આવ્યો છે આમ આ પુસ્તકનો પ્રધાન ઉદ્દેશ આપણા સમાજમાં પ્રવેશ કરી રહેલા લગ્નના નવા પ્રકારો તરફ લક્ષ્ય ખેંચી તેમાં રહેલા દોષો બતાવવાનો છે આ ઉદ્દેશની સિદ્ધિ અર્થે જ 'તરલા" લખાઈ છે આમ ભોગીન્દ્રરાવનો ઉદ્દેશ ટૉલ્સ્ટૉયના ઉદ્દેશ કરતા તદ્દન જુદા જ પ્રકારનો છે આ કારણસર 'તરલા' 'એના કેરેનીના''નું નર્યું રૂપાન્તર છે એ માન્યતા સ્વીકારી શકાય એમ નથી

ભુજંગ એટલે નવીન કેળવણી પામેલો એક અપ્તરંગી અને છકેલો યુવક આ પાત્રના ક્રમિક વિકાસ દ્વારા નવીન લગ્નપ્રથામાં રહેલા ભયસ્થાનો લેખક બતાવે છે આપણા સમાજમાં અપરિણિત અને વિવાહિત યુવતીઓ ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કર્યા બાદ અનેક યુવકોના પરિચયમાં આવે છે લગ્નની ગંભીરતા, લગ્નની પવિત્રતા ન સમજનાર આ યુવક-યુવતીઓ સ્વચ્છંદે વર્તે છે અને પરિણામ આવે છે? નૈતિક અધઃપતન પશ્ચિમની લગ્ન સંસ્થા આપણા કરતા તદ્દન ભિન્ન છે ત્યાં લગ્ન એક કરાર છે—આપણે ત્યાં લગ્ન એક સંસ્કાર છે આમ ભિન્ન ભિન્ન લગ્નપ્રથાઓના સંઘર્ષણમાં આપણા શિક્ષિત યુવક-યુવતીઓએ કયો માર્ગ ગ્રહણ કરવો? ભુજંગ, તરલા લીના અને વીણાના પાત્રો દ્વારા આ પ્રશ્નોનો યોગ્ય નિકાલ કરાયો છે નવીન લગ્નપ્રથામાં કયા કયા ભયસ્થાનો લેખકને લાગે છે અને લેખક તે કેવી રીતે દર્શાવે છે તે આપણે હવે સવિસ્તર જોઈશું

વસંતલાલ પોતાની પાડોશમાં રહેતી શિક્ષિકા પ્રત્યે આકર્ષાય છે--ચંદા જેવી સુજ્ઞ પત્ની હોવા છતાંય. અરવિન્દ વસંતને તેના વર્તન માટે ઠપકો આપે છે. વસંત એને પૂછે છે કે કોઈ યુવતીમાં પોતાની પત્ની કરતાં વિશેષતા માલમ પડે તો તે તરફ આકર્ષાવામાં શું પાપ? અરવિન્દ આ પ્રશ્નનો શો પ્રત્યુત્તર આપે છે?—

"સંસારમાં એમ તો અનેક સ્ત્રી પુરૂષો સંબંધમા આવે ને આવવાના. જેનાથી આજ સંતોષ તેનાથી કાલ અસંતોષ: એનો છેડો ન આવે ને સમાજનું બંધારણ તૂટી જાય. એવું વ્યક્તિસ્વાતંત્ર્ય લાભને બદલે નુકશાન કરે. પછી પશુતા અને અને માણસાઈમાં ફેર શો ?......વૃત્તિઓને કબજે ન રાખવાની ટેવથી જ પશ્ચિમના દેશોમાં સ્નેહલગ્ન, સ્વાતંત્ર્ય લગ્ન, છતા આટલા છેડાછૂટકા થાય છે...એક વસ્તુને તમે અત્યંત ચાહતા હો તો પછી બીજીને ચહાવાય જ શી રીતે? એ તો મોહ"

ભુજંગ તો નથી માનતો લગ્નમા કે નથી માનતો પશ્ચિમના છુટાછેડાની પ્રથામાં તે તો પૂછે છે કે લગ્નની જરૂર જ શી છે?—

"દુનીયા આગળ વધતી જાય છે. સુધરેલા મુલકમા છેડાછૂટકા વધતા જાય છે. નજીવા લાગતાં કારણથી પતિ–પત્નીનો સંબધ તૂટે છે. કેવળ અજ્ઞાનમા ઝુમતા દેશોમા લગ્ન એ મરણ પર્યંતનું બધન છે. જો એ બધન રાખવું હોત તો પશુ પ્રાણીમા એ બંધન પરમેશ્વરે કેમ ઉત્પન્ન કર્યું નથી? તો પછી મનુષ્યને એ બધન શા માટે જોઇએ? જેમ માણસો સુધરતા જશે, એમની સ્વતંત્ર બુદ્ધિ ખીલશે તેમ લગ્નબધન ઓછાં થશે અને થવા જ જોઇએ"

લગ્ન એ એક ખપપૂરતી સગવડ છે કે જીવનપર્યંતનું બધન? હાલ અમેરિકામાં Trial marriage અને Companionate marriage નો પ્રશ્ન ઘણો ચર્ચાય છે. આવા લગ્નો આપણા

સમાજમાં મોડાં કે વહેલાં ઘર ઘાલશે, એ આગાહી ભોગીન્દ્રરાવ ભુજંગના નીચેના આલેખન દ્વારા કરે છે:—

"તે લગ્ન એક જાતની ભગવડ કે એટલુંજ માનતો. ધર્મક્રિયા કે અમુક સમાજની લગ્નક્રિયામાં પતિ-પત્નીને સોગન લેવા પડે છે. આ શા માટે? એક અથવા બન્નેને જ્યાં સુધી ફાવે, ભગવડ પડે ત્યાં સુધી સાથે રહે પછી છુટા થાય તો શું? એમાં જ સ્વતંત્રતા છે. એમાં જ સુધરેલા જમાનાની મહત્તા છે એમ (ભુજંગ) માનતો."

સામાન્ય જનતા નવીન શિક્ષણ મેળવેલા યુવક-યુવતીનાં નિરંકુશ વર્તનને માટે શું ધારે છે? તરલાને ભુજંગલાલ સાથે અણઘટતી છુટ લેતી જોઇ લોકો આ પ્રમાણે વિચાર કરતાઃ—

"છોકરીઓને મોટી કરવામાં આવા ભવાડા થાય." સ્ત્રીઓ સ્વતંત્રતાને લાયક નથી તે કાંઇ શાસ્ત્ર ખોટું કહે છે? લાયડાઓ સાથે ફરે ફરે, બોલે, શેકહેન્ડ કરે, એમાંથી સારા પરિણામ આવે જ નહિ. છોકરીઓ અંગ્રેજી ભણે કે બગડે જ. આ તરલા! કેવાં ભાષણ કરતી? કેવા લેખો લખતી! તેને જોયું ને! માબાપે જેની સાથે વિવાહ કરેલો, આટલાં વર્ષ જેની સાથે રહી, તેને છોડી દેવા તૈયાર થઈ છે! પરણી હશે? ના, રે ના."

તરલા અને ભુજંગનો વાદવિવાદ દાખલ કરી લેખક નવીન લગ્નપ્રથાને લગતાં બન્ને દૃષ્ટિબિન્દુઓ રજુ કરે છે. ભુજંગલાલ તરલાની લગ્નની સતત માંગણીઓના પ્રત્યુત્તરમાં શું કહે છે?

"લગ્નની ક્રિયા? જગતને દેખાડવાનું શું કામ છે? સ્વર્ગીય સ્નેહને બીજા ઢોંગની શી જરૂર છે?"

તરલા પોતાના વિચારો મક્કમપણે દર્શાવે છેઃ—

"ભુજંગલાલ, લગ્ન એ મનુષ્યની ઉત્તમ સંસ્થા છે: જનસમાજનું બંધારણ છે, નીતિનો પાયો છે, સ્નેહની પરાકાષ્ટા છે. સ્વર્ગીય સ્નેહ હોય તો પણ જનસમાજના કેટલાક નિયમો, જનસમાજનાં બંધારણ પાળવાં જોઇએ. નહિ તો આપણા દાખલા લઇ અનેક ખોટે રસ્તે દોરવાવાના......પ્રભુની નજરમા આપણે પવિત્ર છીએ પણ જનસમાજની નજરે છીએ એની ખાત્રીતી નથી......મારું સુખ ચાહતા હો અને સાથે જગતમાં સારો દાખલો બેસાડવા માગતા હો તો લગ્નની પવિત્ર ગાંઠ બાંધવા તૈયાર થાઓ નહિ તો આજથી મળવાનું બંધ રાખો"

ભુજંગ તરલાની હૃદયવ્યથા ક્યાંથી સમજે? એ તો "અમેરિકામાં કેટલાક યુવાનો લગ્નની ધોંસરી નથી માગતા: આ બેડી, આ જવાબદારી શા માટે જોઇએ?" એવા વિચાર કરી રહ્યો હતો. એ તરલાને જવાબ આપે છે —

"તરલા! એ (લગ્નક્રિયા) નો થઇ રહેશે. આપણે બન્ને જુદા સાથે રહીશું એટલે બસ"

તરલા આ નફ્ફટાઇભર્યા પ્રત્યુત્તરથી અકળાય છે પરંતુ પોતાનું દૃષ્ટિબિન્દુ ભુજંગ બરાબર સમજે તે માટે કહે છે —

"ના, એ કદી નહિ બને......ન્યાતની પણ દરકાર ન કરીયે પણ લગ્નનું શું? જ્યાં સુધી માબાપ, સગાવ્હાલા, લોક, આપણું કાયદેસર લગ્ન થયું છે એમ ન જાણે ત્યાં સુધી આપણે માટે શો મત બાંધવાના? આપણને વિવાહિત પતિ-પત્ની માનશે? મને કાયદેસરની પત્ની ગણશે? મારા છોકરા કાયદાસર ગણાશે?"

આગળ ચાલતાં તે કહે છેઃ—

"લગ્ન પહેલા તમારી સાથે કદી રહેવાની નથી. લગ્ન

થયા તેની સાબીતી કોઇ માગે તો મારે ક્યાંથી આપવી ? અને એ સાબીતી ન અપાય ત્યાં સુધી હું તમને કાયદેસર પરણી છું એમ કોણ કહે ? મને સધા પાપીણી માને ..ભવિષ્યની પ્રજા ઉપર—જનસમાજ ઉપર—શી અસર થાય ?"

પશ્ચિમની આ લગ્નરીતિ આપણા આર્ય સમાજમાં દાખલ થતાં સમાજ છિન્ન ભિન્ન થઇ જશે એટલું જ નહિ પરંતુ પરણ્યા વિના સાથે મહજીવન ગાળતાં સ્ત્રી–પુરૂષની વચ્ચે કોઈ સ્થાયી સંબંધ નહિ રહે એ ભય તરફ લેખક તરલાના મનોમંથન દ્વારા આપણું ધ્યાન ખેંચે છે—

'હિંદુ વિધિ પારસી વિધિ, બ્રાહ્મવિધિ કે ગમે તે વિધિથી પણ જાહેર લગ્ન થવું જોઇએ જે વિધિથી જાહેર લગ્ન ન થાય તે વિધિને હું વ્યભિચાર માનું છું સ્વર્ગીય પ્રેમ હશે પણ જનસમાજ પર શી અસર થાય ? સુમનલાલ તરફ મારો પ્રેમ કેવો હતો ? તે વખતે હું એમને સર્વસ્વ, દેવ, પ્રેમમૂર્તિ માનતી ભુજગલાલના આવ્યા પછી એ ભાવના કાંક ગઈ ત્યારે ક્યો સ્વર્ગીય પ્રેમ ? ભુજગલાલ સાથેના સંબંધ પછી કોઈ ત્રીજો પુરૂષ આવ્યો ને એની તરફ આકર્ષણ થયું તો એ વ્યભિચાર નહિ તો બીજું શું ?.. ........ભુજગલાલ કહે છે તેમ હું, લગ્નવિધિ બીનજરૂરની છે માની, એમની સાથે રહું તો જગતમાં શું થાય ? કેળવણીને માથે સટ્ટો આવે છોકરીઓના નાનપણથી લગ્ન થઇ જવાના, છોકરીઓને હરવા ફરવા, ભણવાની છૂટ છે તે બંધ થવાની. ને પછી મારે પોતાને માટે, કાલ્પનિક સુખ માટે, સુખી થઇશ એ આશાએ, ભવિષ્યની બ્હેનોનું, હિંદુ સમાજનું, બગાડવું ?.....લગ્નક્રિયા ન કરી હોય તો આપણે પરણવાના નથી."

લગ્નના નવી પ્રણાલિકામાં રહેલા ભયના આ દૃષ્ટાંતો ઓછાં

હોય તેમ લેખક ભુજંગ પાસે—એક વખત લગ્નને ધીક્કારનાર ભુજંગ પાસે—તેના હૃદયપરિવર્તન પછી આ શબ્દો બોલાવે છે—

> 'વીણા! વીણા' જુના ભુજંગ અને નવા ભુજંગમાં ફેર છે હો.. વીણા! લીના-તરલા જેવી અનેક આત્માઓને મે હેરાન કરી—અરે નિર્દોષ બાળાઓને ટીકાપાત્ર બનાવી સ્નેહલગ્નને નામે ભોગી બધે મળી વિગ્રહ કરવાના વિચારો ઉત્તમ હશે પણ તે જેમના મન અને નીતિબળ ઉંચા છે તેમને માટે, હા અમારા જેવા તો માત્ર બાહ્ય સુંદરતાથી જ કે પૈસાથી મોહીયે છીએ એક ન ગમી કે બીજીને લલચાવીએ, પણ આત્મા—હૃદયની કોમળ લાગણીનો વિચાર જ કરતા નથી વીણા! એક તુ મળી ત્યા મારૂં ન ચાલ્યુ!'

આ અવિસ્તર અવતરણોથી સ્પષ્ટ થશે કે "તરલા"નો પ્રધાન ઉદ્દેશ આપણી સામાજીક સમસ્યાઓ ચર્ચવાનો છે—અને તેમાય ખાસ કરીને લગ્નના સ્થાનો પ્રશ્ન વીણા તરલા ભુજંગ અરવિન્દ આદિ પાત્રો દ્વારા લેખક ડગને ને પગને નવીન લગ્નપ્રથા સામે—કહેવાતા સ્નેહલગ્ન સામે—ભયસૂચક વાવટો ફરકાવે છે

નીતિનો અંતિમ વિજય અને અનીતિનો ક્રમશ વિનિપાત અને અંતિમ પરાજય એ કલાત્મક રીતે દર્શાવવા માટે જ ટૉલ્સ્ટૉયે 'એના કેરેનીના'નું સર્જન કર્યું એના અને વ્રૉન્સકી વ્યભિચારી જીવન ગાળી કેવો ક્રમશ વિધ્વંસ મેળવે છે તે એનાના આત્મઘાત દ્વારા દર્શાવવામાં આવ્યુ છે વ્રૉન્સકી પણ ભગ્નહૃદ બની યુદ્ધમા ચાલ્યો જાય છે બીજી બાજુએ લેવિન અને કીટી નીતિને માર્ગે જ ચાલે છે, શરૂઆતમા તેમને દુખ પડે છે પરંતુ આખરે તો તેઓ સુખી થાય છે

"તરલા"મા આપણે શી પરિસ્થિતિ નીહાળીએ છીએ? તરલા એનાની માફક એક શૉખીન નિરંકુશ અને આકર્ષક યુવક તરફ

દેવાય છે પરંતુ તે તો પવિત્ર જ જીવન ગાળે છે.' એના જ્યારે વૉન્સકીના મોહમાં સહેલાઈથી વશ થઈ તેની બાળકીની માતા બને છે ત્યારે અહીં ભુજંગલાલની અનેક લાલચો, અનેક ધમકીઓ, છતાં તરલા પોતાનો દેહ ભુજંગને સ્વાધીન કરવા સાફ ના પાડે છે. ઉશ્કેરાયેલી એના આત્મઘાત કરી પોતાના દુઃખી જીવનનો અંત આણે છે જ્યારે તરલા ખરા હૃદયના પશ્ચાત્તાપ દ્વારા પોતાના સુપ્ત રહેલા સસ્કારોને જગાડી અંતે પોતાના પ્રિયતમ સાથે સુખી થાય છે. "એના કેરેનીના"મા કાઉન્ટ વૉન્સકી એનાનાં અપમાન બાદ વિદીર્ણ હૈયે યુદ્ધમાં પુનઃ જોડાય છે. આમ એનાની માફક તે પણ દુઃખી જ થાય છે. જ્યારે "તરલા"મા Companionate લગ્નની હિમાયત કરનાર ભુજંગ—અનેક નિર્દોષ યુવતીઓનાં જીવનને કલંકિત કરનાર ભુજંગ—જરાય દુઃખ પામતા નથી. હા, હૃદયપરિવર્તન થવાથી તેને પોતાના પૂર્વ કૃત્યો માટે પસ્તાવો થાય છે, તે આપઘાત કરવા પણ જાય છે પરંતુ અંતે તો તે વીણા જેવી તેજસ્વી અને સ્વરૂપવાન યુવતીને પોતાની પત્ની બનાવવા સમર્થ નિવડે છે. આ શું દુઃખ કહેવાય? ભોગીન્દ્રરાવે ટૉલ્સ્ટૉયની અનુકૃતિ કરી હોત તો ભુજંગને આપઘાત જ કરાવત; વીણા જેવી પત્ની એને કદીય ન મળત. પરંતુ ભોગીન્દ્રરાવે તો આખીય વાર્તાનું મધ્યબિન્દુ બદલી નાખ્યું છે એટલે તરલા કે ભુજંગને પોતાના અનીતિમય કર્મોનો બદલો આપવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. જેવી રીતે લીલા અને અરવિન્દ સુખી થાય છે તેવી જ રીતે ભુજંગ-વીણા અને સુમન-તરલા પણ સુખી થાય છે. આ ઉપરાંત "તરલા"માં કથાનાયિકા તરલાને ય રૂપગુણમાં વિસરાવે એવી વીણાનું લેખકે સર્જન કર્યું છે તે વાતની ખાસ નોંધ લેવી જોઈએ. વીણાના પ્રવેશ સાથે જ વાર્તાપ્રવાહમાં નવીન આકર્ષણ દાખલ થાય છે એ વિસરવું ન જોઈએ. વીણાનું પાત્રાલેખન જે ચોટતાથી કરવામાં આવ્યું છે, તેના વ્યક્તિત્વમાં જે અપૂર્વ નિડરતા અને સંભક નજરે પડે છે, તેને

લીધે તે એક છિન્ન સુંદરી બની રહે છે. જે ભુજંગલાલ નવયૌવનાઓનો શિકાર કરતા તે જ ભુજંગલાલ વીણાનો શિકાર બને છે!

આમ "તરલા"નો કેન્દ્રસ્થ વિષય "એના કેરેનીના"ના કેન્દ્રસ્થ વિષય કરતાં તદ્દન ભિન્ન પ્રકારનો છે; તેનો પાત્રવિકાસ પણ ભિન્ન રીતે કરવામાં આવ્યો છે. હવે "તરલા" માં "એના કેરેનીના" નું રૂપાન્તર જ કરવાનો ભોગીન્દ્રરાવનો આશય હોત તો મધ્યવર્તી વિષયને બદલવાની જરાયે આવશ્યકતા નહોતી. ભોગીન્દ્રરાવનું રૂપાન્તરિત સાહિત્ય જોતાં માલૂમ પડશે કે એમણે પોતાના રૂપાન્તરોમાં મૂળ પુસ્તકોનાં કેન્દ્રસ્થ વિષયોને જ કાયમ રાખ્યા છે અને ગુજરાતી સમાજને અનુરૂપ થવા માત્ર ખપપૂરતો નજીવો ફેરફાર કર્યો છે. આનાં નિદર્શન તરીકે "સિતારનો શોખ" અને "અજામિલ" આપી શકાય. "તરલા" માં આ પ્રથા એમણે સ્વીકારી નથી. એમાં તો કહેવાતા મૂળ પુસ્તકનાં સંસ્કારો ઝીલી તદ્દન નવો જ કેન્દ્રસ્થ વિષય સર્જ્યો છે. આ દૃષ્ટિબિંદુ સ્વીકારવાથી સ્પષ્ટ થશે કે "તરલા" ટૉલ્સ્ટૉયની "એના કેરેનીના" નું રૂપાન્તર નથી: એ તો "એના કેરેનીના"માંથી પ્રેરણા પ્રાપ્ત કરી તદ્દન ભિન્ન પ્રશ્નને ચર્ચવા માટે સર્જાયેલું નવું પુસ્તક છે.

---

## પ્રકરણ છઠ્ઠું

—:○:—

### ભોગીન્દ્રરાવનાં સ્ત્રીપાત્રો

આગલા પ્રકરણોમાં આપણે ભોગીન્દ્રરાવની અગ્રગણ્ય નવલકથાઓનું જે સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું તે દ્વારા એક વાત સ્પષ્ટ થાય છે અને તે એ કે ભોગીન્દ્રરાવને ગુજરાતી ગૃહજીવનનો વિષય ઠીક અનુકૂળ નિવડ્યો છે. કૌમાર્ય, લગ્ન અને દાંપત્ય એ ગુર્જર ગૃહસંસારના પ્રધાન પ્રશ્નો છે. ભોગીન્દ્રરાવની સર્વ સામાજીક નવલકથાઓમાં આ ત્રણ સાંસારિક ભૂમિકાઓનાં સુંદર અને મનોરમ ચિત્રો દોરવામાં આવ્યા છે. પરિણામે તેમની સ્ત્રીત્વની સુંદર ભાવના તેમના અનેક સ્ત્રીપાત્રો દ્વારા મૂર્ત સ્વરૂપ પામે છે

અર્વાચીન ગુજરાતી નવલકથાકારો અને કવિઓ—સદ્ગત ગોવર્ધનરામ ત્રિપાઠી, શ્રી. ન્હાનાલાલ કવિ, શ્રી. કનૈયાલાલ મુનશી અને શ્રી. રમણલાલ દેસાઈ આદિ સર્વે—પ્રણયજીવન તેમ જ પરિણીત જીવનનાં અનેક રમ્ય દસ્યો પોતાની કૃતિઓમાં પ્રકટાવે છે. સ્ત્રીજીવનનાં નાના નાના પ્રશ્નોથી માંડી લગ્ન જેવા મહાન પ્રશ્નો પર આ કૃતિઓ અનેરો પ્રકાશ નાખે છે. પરિણામે છેલ્લા પચાસ વર્ષમાં ગુર્જર સ્ત્રીત્વની નવી ભાવના આપણા સાહિત્યમાં દાખલ થઈ છે. જીવનનાં ઉલ્લાસ તેમજ જીવનનાં દર્દ આ સ્ત્રીત્વની ભાવના સાથે એવી રીતે સંકળાયેલા હોય છે કે જેથી આ ભાવના રજુ કરનારા

પાત્રો જીવન્ત વ્યક્તિઓ બની રહે છે. સ્વ. ગોવર્ધનરામની કુસુદ અને કુસુમ તથા અલકકિશોરી અને ગુણસુંદરીએ આ પરંપરા શરૂ કરી, શ્રી ન્હાનાલાલ કવિની જયા અને ઉષાએ તેમા નવીન ભાવના પ્રકટાવી, રા. કનૈયાલાલ મુનશીની પ્રસન્ન અને મંજરીએ આ ભાવનાને લાક્ષણિક ઓપ આપ્યો અને છેવટે રા. રમણલાલ દેસાઇએ રાજેશ્વરી, વન્દા અને રંજન આદિ જ્વલંત અને લાક્ષણિક સ્ત્રી-પાત્રોથી ગુર્જર સ્ત્રીત્વને એને સુયોગ્ય અંજલી અર્પી.

ભોગીન્દ્રરાવ દીવટીઆનો ફાળો આ ક્ષેત્રમા જેવો તેવો નથી. ગોવર્ધનરામના અવસાન બાદ ગુર્જર સ્ત્રીત્વને સાહિત્ય દ્વારા મૂર્ત સ્વરૂપ આપનારા લેખકોમા તેમનું સ્થાન અવશ્ય માનવંતું છે. તેમાય ખાસ કરીને જ્યારે શ્રી. ન્હાનાલાલે દિવ્ય અને અપાર્થિવ કલ્પના-સુંદરીઓ સર્જી ત્યારે ભોગીન્દ્રરાવે માત્ર કલ્પનાવિહારમાં જ ન રાચતા, જીવનનો સૂક્ષ્મ અભ્યાસ કરી, જીવનસંગ્રામમા ઝૂઝતી સુંદરીઓને તેમની વાર્તાઓમાં ઉતારી. પ્રધાનતઃ સમાજસુધારક—અને તેય સ્ત્રીઓની સર્વદેશીય ઉન્નતિ દ્વારા આ સુધારો કરવાની ધગશ રાખનાર—વ્યક્તિ જ્યારે વાર્તાકાર બને છે ત્યારે તેની વાર્તાઓમા આ ભાવના પ્રધાન સ્થાન પ્રાપ્ત કર્યા સિવાય રહેતી નથી. ભોગી-ન્દ્રરાવે સ્ત્રીઓની અનેક સંસ્થાઓમાં ઉત્સાહથી ભાગ લઇ, અનેક ગૃહોમાં સૂક્ષ્મતાથી અવલોકન કરી, સ્ત્રીજીવનને અનેક દષ્ટિકોણથી નિરખ્યુ હતુ. આ નિરીક્ષણ તેમના સ્ત્રીપાત્રોમાં વ્યક્ત થયું. પરિણામે "સર-સ્વતીચન્દ્ર" અને 'દિવ્યચક્ષુ"ના સર્જનકાળ વચ્ચેના ગાળામા આપણા ગુર્જર સ્ત્રીત્વને સાહિત્યમા વ્યક્ત કરનાર કોઈ વ્યક્તિઓ હોય તો તે ભોગીન્દ્રરાવના મૃદુલા, વીણા, જ્યોત્સ્ના, સરોજ, ભદ્રા આદિ સ્ત્રીપાત્રો છે.

એક લેખક પોતાના સ્ત્રીપાત્રોનુ આલેખન કેમ કરે છે, તેમનો વિકાસ કેમ કરે છે, તેનો અભ્યાસ કરવાથી તેની સ્ત્રીત્વની ભાવનાનું

સુંદર દિગ્દર્શન થઇ શકે છે. થોડાક અપવાદ સિવાય ભોગીન્દ્રરાવના સ્ત્રીપાત્રોમાં વિશિષ્ટ વ્યક્તિત્વ માલમ પડતું નથી. પરંતુ વ્યક્તિત્વની ખોટ વૈવિધ્ય પૂરે છે. વીણા કે સરલા જેવી યુવતીઓમાં પોતાનું વ્યક્તિત્વ છે પરંતુ મૃદુલા, સરોજ આદિ યુવતીઓ તો types (નમુના) નાં પ્રતિનિધિઓ છે. પરંતુ આને લીધે આ સ્ત્રીઓનું મહત્વ જરાએ ઓછું થતું નથી. આ types (નમુનાઓ) ગુર્જર ગૃહજીવનનાં સૂક્ષ્મ નિરીક્ષણના પરિણામે સર્જાયા હોવાથી તત્સમયનાં સ્ત્રીત્વના યોગ્ય પ્રતિનિધિ બની શકે છે. આપણે એમની અગ્રગણ્ય નવલકથાઓના સવિસ્તર અવલોકન દ્વારા એમાં આવતા સ્ત્રીપાત્રોનો પરિચય લીધો છે એટલે અત્રે કંઇક પુનરૂક્તિ થવા સંભવ રહે છે; પરંતુ પુનરૂક્તિના દોષને વહોરીને પણ આપણે આ વિશિષ્ટ પ્રશ્નની સમીક્ષા કરીશું. હવે આપણે એ સુંદરીઓની કૈંક ઝાંખી કરીશું?

ભોગીન્દ્રરાવની સ્ત્રીઓ હંમેશાં એમના પુરૂષો કરતાં આગળ પડતાં વિચારની હોય છે. તેમના પુરૂષો સાધારણ હોય છે ત્યારે સ્ત્રીઓ તેજસ્વી હોય છે. પુરૂષો જે કાર્ય કરતા અનેક વખત લાંબા લાંબા વિચારો કરે તે કાર્ય સ્ત્રીઓ અજબ હિંમતથી કરે છે. તત્સમયના મહાપ્રશ્નોનું નિરાકરણ પણ આ ધગશભરી સ્ત્રીઓ દ્વારા કરાવવામાં આવ્યું છે. સ્ત્રીઓની ઉન્નતિ વિના દેશોન્નતિ શક્ય નથી એ માન્યતા ધરાવનાર લેખકના સ્ત્રીપાત્રો સદાય પ્રતાપી હોવાના લગ્ન જેવી ગંભીર બાબતમાં પુરૂષ જ્યારે દુનીયાદારીના વ્યવહારે ગુણાકાર ભાગાકાર કરી ગમે તેમ કરી પોતાની કન્યાને પરણાવી દેવા તૈયાર થાય છે, ત્યારે સ્ત્રી પોતાના જ પરિણીત જીવનનો વિચાર કરી, અન્યનાં જીવન નીરખી, પોતાના બાળકોનું ભવિષ્ય સર્વ પ્રકારે સુધારવા મથે છે. આ પ્રકારનાં ઉદાહરણો ભોગીન્દ્રરાવની વાર્તાઓમાંથી અનેક મળી આવે છે. "મૃદુલા"માં વિનોદરાય પોતાના કાકા, મામા આદિ વડીલોની સલાહ અનુસાર મૃદુલાનાં લગ્ન યોગ્ય સ્થાને

જોયા વિના કરવા તત્પર થાય છે—અને તે પણ પોતાની મોટી પુત્રી મુદ્દિતા પરણીને તરત વિધવા બની હતી તે છતાંય—પરંતુ વિનોદરાયની પત્ની શાન્તિદા બાળવિવાહની તદ્દન વિરૂદ્ધ છે. તે તો હિંમતથી પતિને કહે છે:–

"અત્યારથી વિવાહ કરી સાસરાનો લ્હાવો લેવડાવી છોકરીને શું બાયલી કરવી છે? પંદર પંદર સોળ સોળ વર્ષના છોકરાઓ જેઓ દૃઢ મનનાં અને સ્થિર વર્તનના થયા નથી, જેઓ સર્વ રીતે સારા નિવડશે કે કેમ તે કહી શકાય એમ નથી, તેવામાંથી મૃદુલા માટે વર શોધવો એ કંઇ સહેલું કામ છે? અત્યારથી વિવાહ કરવાથી ચિંતાનો અંત આવશે? વિવાહ થયા પછી—મૃદુલા સમજણી થયા પછી—વરમાં કંઈ કારણે જણાય વિવાહ તોડવો પડ્યો તો પછી આપણી અને એની માનસિક સ્થિતિ કેવી થશે તેનો વિચાર કર્યો '......મૃદુલાનો વિવાહ એના વરને દેશાન્તર જવામાં અથવા અન્ય સાહસ ઉપાડવામાં વિઘ્નરૂપ નહિ થઇ પડે એમ તમે ધારો છો?......પ્રથમ મૃદુલાને સંસ્કારી કરો અને પછી વિવાહની વાત કરો' *

બરાબર આવી જ પરિસ્થિતિ "લગ્નબંધન"માં રજુ થાય છે. "મૃદુલા"માં મૃદુલાના લગ્ન માટે શાન્તિ અને વિનોદરાયને જે ચિંતા થાય છે તેવી જ ચિંતા "લગ્નબંધન"મા ભદ્રાના માતપિતાને થાય છે. ભદ્રાને ઉચ્ચ શિક્ષણ આપવામાં આવ્યું છે તેના સંસ્કાર સુવિદ્યાને પ્રતાપે વિકસ્યા છે પરંતુ તેને યોગ્ય પતિ મળતો નથી. અને કંટાળીને ભદ્રાના પિતા પરશુરામ નામક એક બોથડ યુવક સાથે ભદ્રાના લગ્ન કરવાની ગોઠવણ કરે છે. ભદ્રાની માતા પ્રભાવતી અને મોટી બ્હેન ક્ષમા ભદ્રાના પિતા ચીમનલાલના આવા વિચારો સામે પ્રબળ વિરોધ પ્રદર્શિત કરે છે. ચીમનલાલે પરશુરામની કહેવાની

* "મૃદુલા", આવૃત્તિ ત્રીજી, પૃષ્ઠ ૪–૫.

કેળવણી તપાસી પરંતુ પોતાની સંસ્કારી પુત્રી માટે એ યોગ્ય છે કે નહિ તેનો જરાયે વિચાર ન કર્યો. પોતાની પત્ની પ્રભાવતીને સમજાવતા તે કહે છેઃ—

"પરણવામાં શો વાંક છે? ઉંમર વધારે નથી, પૈસો છે, બી. એ. છે, પછી શું જોઈએ?"

પરંતુ માતાનું હૃદય સત્વર યોગ્ય પ્રત્યુત્તર વાળે છે.—

"પછી શું જોઈએ? કાંઈ જ નહિ! ઠોઠ થયા નહોતા ત્યારે ગાર્ડ ચોપડીઓ વાંચતા અને અગાસીમાં ચાંદનીમાં બેસી પ્રણયગોષ્ઠી કરતા તે દિવસો ભૂલી ગયા કે? પતિપત્નીનો સંસાર આનંદમય બનાવવા માટે લક્ષ્મી, ડીગ્રી અને ઉંમર જ જરૂરનાં છે? ક્યાં મારી ભદ્રા અને ક્યાં પરણ- નાર! ભદ્રાને રમેશનો કંઈ ગમો નથી, સમ માણસની રમોઈ કરે એમ છે, પણ તે માટે ઉચ્ચ જીવનની પણ આશા હોય છે! હું એક દિવસ પીઅર રહેતી કે આપણાથી સાથે પુસ્તક ન વંચાતું તો તમને કેવું થતું? કેમ બીજે દીવસે તેડવા મોકલતા? તો આપણા કરતાં તો ભદ્રા વધારે કેળવાયેલી છે! *

પ્રભાવતી આટલેથી અટકતી નથી એ તો રોટીવ્યવહાર તથા બેટીવ્યવહારમાં માને છે. પોતાની જ્ઞાતિમાં ભદ્રાને યોગ્ય પતિ ન મળે તો અન્ય જ્ઞાતિમાં તપાસ કરવી પરંતુ પતિને બીજી જ્ઞાતિમાં શોધવા જવાની હિંમત નથી આ જાણતાં પત્ની રોષે ભરાય છે અને ટોણો મારતી કહે છે--

"બીજી જ્ઞાતમાં જવાની હિંમત નથી? તો પછી સાસુ સી વખતે ભાષણ કરવા શા માટે તૈયાર થયા હતા? હિંમત નહોતી તો એ છોકરીને મોઢે લગ્નના છૂટાપણા માટે—લગ્નમાં ઠોકરની ગનાદ લેવાનું શા માટે--કહ્યા કરતા હતા?" x

* "લગ્નબંધન", પૃષ્ઠ ૭૫ x "લગ્નબંધન", પૃષ્ઠ ૭૬.

આ તો પ્રૌઢાઓના વિચારો—પરંતુ યુવતીઓના વિચારો તો આનાથીય આગળ પડતા છે. પરણવું શા માટે ? યોગ્ય પતિ ન મળે—ગમે તેવાની સાથે જીવન નિભાવવું પડે—તેના કરતાં કુંવારા રહેવું શું ખોટું ? આ લગ્નના પ્રશ્ન પર જ ભદ્રા પોતાની મોટી બ્હેન ક્ષમા સાથે વિચારોની આપલે કરતી હોય છે. ક્ષમા પોતે પણ આ મુંઝવણમાંથી નાની બ્હેનને કંઇ માર્ગ બતાવી શકતી નથીઃ શું માર્ગ બતાવે—માર્ગ ન હોય ત્યાં ? આ પરિસ્થિતિ બિચારી ભદ્રા માટે અસહ્ય બને છે અને તે અકળાઇને બોલી ઉઠે છેઃ—

> " બ્હેન ! સ્ત્રીએ પરણવું જ જોઇએ ? કુંવારાં જીવન ન ગળાય ? 'પરણીને પસ્તાવું' એ કરતાં શાંત–પવિત્ર–બ્રહ્મચારિણીનું જીવન ગાળી જનસેવા ન થાય ? "*

"સરસ્વતીચન્દ્ર" માં કુસુમને કૌમાર્યભાવનાના જે વિચારો આવતા હતા તેવા જ વિચારો ભદ્રાને આવે છે. "પરણીને પસ્તાવું" અને "વળી પાછું રંડાવું" તેના કરતાં કૌમાર્યવ્રત શું ખોટું ?

"ઉષાકાન્ત" માં મંજુલા ન્હાની બ્હેન સરલાને પણ કંઇક આવા જ પ્રકારના વિચારો આવે છે. ઉષાકાન્ત તો સરોજને પરણશે અને પ્રભાકર તો લગ્ન કરવાની ના પાડે છે ત્યારે પોતાનું શું થશે એ પ્રશ્નથી સરલા મુંઝાય છે. તે વિચાર કરે છેઃ—

> " પછી મારું કોણ ? શું સ્ત્રીથી કુંવારા ન રહેવાય ? ગમે તેવાની સાથે પાનું પડે તેના કરતા કુંવારા રહી સેવાસદનમાં જીવન ગાળું તો કેમ ? હા ! એ જ ! હવે બીજો શો ઉપાય ? **

ભોગીન્દ્રરાવના સ્ત્રીપાત્રો ઉચ્ચ કેળવણી પામેલા હોઈ સંસાર-સુધારાના અને સ્વદેશસેવાના કાર્યોમાં પુરુષો જેટલો જ આગળ પડતો

* "લગ્ન બંધન", પૃષ્ઠ ૩૪. ** "ઉષાકાન્ત". ત્રીજી આવૃત્તિ, પૃષ્ઠ ૧૫૪

પરણ્યું છે: લક્ષ્મીના ખોળામાં ઉછરેલી લીલા અરવિંદના કુમાર્ગે ગયેલા સાવકા ભાઇ જુગલની તેની મૃત્યુની ઘડીએ જે સેવા કરે છે તે સેવા આ કથનનાં ઉદાહરણ રૂપે છે. સુખમાં ઉછરેલી એ યુવતી પોતાના મુફલીસ ભાઇની અધોગતિ ન જુએ તો સારૂ એમ અરવિંદ માને છે. પરંતુ લીલાની માન્યતા તો તદ્દન જુદી જ છે. અરવિંદ સાથે લગ્ન કરીને તે તેના આડે રસ્તે ગયેલા લફંગા ભાઇની છેલ્લી ઘડીઓ સુખમય ન બનાવે તો એ લગ્નનું પ્રયોજન શું ? લીલાને માટે જે શબ્દો લેખક કહે છે તે યોગ્ય જ છેઃ—

'લીલા દયાની દેવી હોય તેમ જુગલની પથારી પાસે આવી બેઠી અને તેનો હાડપિંજરવત્ હાથ ખોળામાં લઈ પંપાળવા લાગી. પોતાના ધગધગતા, ખડબચડા શરીર ઉપર નાજુક કમળ જેવો ઠંડો હાથ અડકતાં જુગને ઉંચું જોયું તો અરવિંદને બદલે એક નવયૌવના, પોતે જન્મભર ન જોયેલા એવા વસ્ત્રોમાં, પોતાની પથારીમાં બેઠેલી જોઇ અને તેને કુતુહલથી તાકીને જોઇ રહ્યો લીલા—મધુરી લીલા—પ્રેમથી હાથ પંપાળતી બોલીઃ 'ભાઇ, હું તમારી બ્હેન છું, હો ! તમે મને કદી જોઈ નથી એ વાત ખરી પણ એક દીવસ એવો નહિ ગયો હોય કે જે દિવસે અમે તમને નહિ સંભાર્યા હોય. હવે ફીકર ન રાખશો હાં. સારૂં થઇ જશે'...જુગલના મ્હોં ઉપર ક્ષણવાર સ્મિત છવાયું."*

આમ ભોગીન્દ્રરાવના સ્ત્રીપાત્રોમાના 'શ્રાવ ધરરખ્ખુ ગૃહિણીઓ અને આદર્શ સમાજસેવિકાઓ બની પોતાનાં જીવન વ્યતીત કરે છે ત્યારે અન્ય આગામી બંડની ઝાખી કરાવે છે આ બંડ તે સમાજની અનિષ્ઠ પ્રથાઓ સામે બંડ છે એટલુ જ નહિ પણ રૂઢ પ્રણાલિકા સામેનુંય બંડ છે આ કહેવાનો આશય એમ નથી કે ભોગીન્દ્રરાવની સ્ત્રીઓ જેને આપણે militant women કહીએ તે

* "તરલા", પૃ ૨૪૭.

પ્રકારની છે. ભલે, તેઓ militant પૂર્ણ સ્વરૂપમાં નહિ હોય પરંતુ ભાવિષ્યના સાહિત્યમાં સર્જાવા નિર્માયેલી militant સ્ત્રીઓની આગાહી કરાવે છે, વિદુલા. ઉષા અને વીણા આમાં મુખ્યતઃ ગણી શકાય. આ પ્રસંગે એક ઘટના ધ્યાનમાં રાખવાની અને તે એ કે ભોગીન્દ્રરાવની ગમે તેવી ઉગ્ર સ્ત્રીઓ પણ અંતે પરિવર્તન પામી આદર્શ આર્યાઓ બની રહે છે. આ અગત્યનો મુદ્દો ધ્યાનમાં રાખીશું તો આ પાત્રોનો વિકાસ સમજવો મુશ્કેલ નહિ પડે. "મૃદુલા"માં વાર્તાની શરૂઆતમાં વિદુલાનું ચિત્ર એટલી સ્પષ્ટ રેખાઓમાં દોરવામાં આવ્યુ છે કે તે વાંચકના મગજ પર દૃઢ સંસ્કાર પાડે છે. રાજકોટની સ્કુલમાં આંગ્લ બાળા સાથે મૈત્રી રાખનાર વિદુલા—રેસકોર્સ પર આખોય દિવસ સાઇકલ ફેરવનાર વિદુલા—મૃદુલા, તિલોત્તમા જેવી આદર્શ સુંદરીઓથી અનેક રીતે જુદી પડી રહે છે. વિદુલામાં બુદ્ધિમત્તા તો છે જ પરંતુ મૃદુલાને લીધે એના સ્વભાવમાં પરિવર્તન થાય છે.

"લગ્નબંધન"માં ઉષાનાં પાત્રમાં "નવી સ્ત્રી"ની ઝાંખી કરાવવાનો લેખકનો આશય અંતે એક સ્વચ્છંદી સ્ત્રીના ચિતારમાં પરિણમે છે—સ્વચ્છંદી એટલે નહિ કે અનીતિમાન. પરંતુ પતંગીયા જેવા અસ્થિર અને ફાવે તેમ વર્તનારી ઉષાએ ઉચ્ચ કેળવણી લીધી છે. સમાજમાં કંઈક કરી દેખાડવાની હોંશ છે પરંતુ આ સર્વને બાજુએ મૂકી દે એવો મોટો બાલ આડંબર અને કહેવાતી સ્વતંત્રતાનો શોખ છે. પરિણામે નથી તે ભલું કરતી પોતાનું કે નથી તે ભલું કરતી પોતાના પતિનુ ! કહેવાતી સુધરેલી અને ઉચ્ચ કેળવણી પામેલી સુંદરીનું આ ઉપહાસ ચિત્ર ભલે લેખકના આશયને સફળ કરતું હોય પરંતુ એકંદરે વાંચકને એમજ લાગે છે કે ઉષામાં આ ક્ષતિઓ બાદ કરતાં અનેક ઈષ્ટ ગુણો હતા. આ ગુણો સ્વાભાવિક વિકાસ ન પામ્યા; કારણ કે વિકાસ પામતે તો કર્તાનો આશય સિદ્ધ ન થતે.

"ઉષાકાન્ત" માં સરલાનું પાત્ર આછી આછી રેખાઓમા પણ સારી રીતે દોરાયેલું છે. તે સમાજની રૂઢિઓ સામે બંડ જગાવી શકે એવી છે પણ જોઇએ તેટલા પ્રમાણમાં પ્રતિકૂળ સંજોગો સામે તેને ઝુઝવાનો સમય આવતો નથી. આવો સમય પ્રાપ્ત થતાં ને વિચાર કરવા રહેતો નહિ. આપણે આગળ જોયું તે પ્રમાણે સરલા તો યોગ્ય પતિ ન મળતાં કુસુમની માફક કુમારી રહેવાની ભાવના સેવે છે; પરંતુ આટલું બસ ન હોય તે પ્રમાણે તે તો માતાપિતાની સામે ચવાનીય સૂચના કરે છે! સરોજનો પોતાનો વિચાર ઉષાકાન્ત સાથે લગ્ન કરવાનો છે પરંતુ અમુક કારણોસર તેના માતાપિતા તેને પ્રભાકર સાથે પરણાવવા ઇચ્છે છે એ સાંભળતાં સરલા જે શબ્દો બોલે છે તે તેની બંડખોર મનોવૃત્તિનો યોગ્ય ખ્યાલ આપે છે. પોતાનાં પાલક બ્હેન-મનોરીની હાજરીમાં સરલા કહે છે કે:—

"સરોજબ્હેન ત્યારે સામાં કેમ થતાં નથી? પરણવું મનોજ-બ્હેનને છે કે શિવલક્ષ્મી માસીને......"*

આ સર્વમાં સૌથી જ્વલંત પાત્ર તે વીણાનું. ઇશ્વરે એને અનુપમ સૌન્દર્ય બક્ષ્યું હતુ—પરંતુ વીણામાં સૌન્દર્યની ભાવના કરતાં સ્વત્વની ભાવના વિશેષ પ્રમાણમાં દેખાય છે. જે કામ અન્ય સ્ત્રીઓ ન કરી શકે તે વીણા ખુશીથી કરી શકે એવો એનો સ્વભાવ છે— અને તેમાંય પ્રતિકૂળ પરિસ્થિતિઓ સામે એકલે હાથે ઝઝુમતાં તેને ઘણો આનંદ આવે છે. "તરલા" ના વાર્તાપ્રવાહમાં તેનો પ્રવેશ ઘણો મોડો થાય છે પરંતુ આવતાં વાર તરત જ તે વાંચકનું ધ્યાન આકર્ષી રહે છે. જે કામ લીલા કે તરલાએ ન કર્યું તે કામ કરવા તે ઉદ્યુક્ત બને છે. ભુજંગ અનેક સુકુમાર સુંદરીઓને ફસાવી વીણાને મળવા આતુર બને છે. ચાલાક વીણા ભુજંગનું મન બરાબર સમજી જાય છે અને જરાયે મુંઝાતી નથી. વીણાને મળવાની તક પ્રાપ્ત

---

* "ઉષાકાન્ત", ત્રીજી આવૃત્તિ, પૃષ્ઠ ૧૪૬.

માત્ર પુરૂષોના આનંદનું સાધન છે એમ પુરૂષો માનતા હોય તો એમની ભૂલ છે. ભુજગનાથ સાથે લગ્ન થાય એ મને પસંદ છે, પણ સ્ત્રી ધરમા નાખી મૂકવાનુ ઢોર છે...એમ એ માનતા હોય તો તેમની ભૂલ છે '*

આવા નિશ્ચયવાળી તેજસ્વી યુવતી પોતાનું ધાર્યું સિદ્ધ કર્યા વિના કેમ રહે ? લીલાનું શરમાળપણું કે તરલાની અસ્થિરતા તેનામા નથી તે તો યાહોમ કરીને પડે છે અને અંતે ફતેહ પ્રાપ્ત કરે છે. લગ્નમા ન માનનાર ભુજગ પર તે વાક્પટુતામા વિજય મેળવે છે એટલુ જ નહિ પણ સમગ્ર સ્ત્રીજાતિને ભુજગે જે હડહડતો અન્યાય કર્યો હતો તે માટે ભુજગ પાસે લીના તેમ જ તરલાની ક્ષમા મગાવે છે ! અંતમા ભુજગનું જે હૃદયપરિવર્તન થાય છે તેનુ એક માત્ર કારણ વીણા જ. વીણા ન હોત તો ભુજગ નિરાતે પોતાના સ્વચ્છંદી માર્ગે ખુશખુશાલ ચડ્યો જતે ઇન્સેનના નોરા તો ઘર છોડીને ચાલી જાય છે પરતુ વીણા કંઈ એમ ભાગી જાય એવી નથી તે તો ભુજંગને ઠેકાણે લાવી તેની સાથે સસાર માંડી સુખી થાય છે

આમ વીણા સંસ્કારિતા, બુદ્ધિમત્તા અને તેજસ્વિતાની મૂર્તિ બની રહે છે.

*   *   *

ભોગીન્દ્રરાવ પોતાના સ્ત્રીપાત્રોના આલેખનમા અને વિકાસમા સંયોજનકલા (Technique)ના એક આવશ્યક અને વિશિષ્ટ અંગનો બહુ સફળતાપૂર્વક ઉપયોગ કરે છે. આ સયોજનકલા contrast (વિરોધ) ના સિદ્ધાત પર રચાયેલી છે. ભોગીન્દ્રરાવના સ્ત્રી-પાત્રોનો સૂક્ષ્મ અભ્યાસ કરવાથી સ્પષ્ટ રીતે માલૂમ પડશે કે લગભગ ઘણી ખરી નવલકથાઓમા એમણે સ્ત્રીપાત્રોના યુગ્મ રચ્યા છે આ યુગ્મ રચવાનો હેતુ એક સાધારણ પાત્રના વિકાસ દ્વારા પ્રધાનપાત્રનો

* "તરલા", પૃષ્ઠ ૧૫૮

—અથવા કોઈ અગત્યના પાત્રનો—વિકાસ કરવાનો છે અને તે દ્વારા મુખ્ય પાત્રનાં આલેખનને બળ આપવાનો છે. ટુંકમાં ગૌણ પાત્ર પ્રધાન પાત્રનું ઢાલ બની રહે છે અને તેના આલેખનને અજબ ઉઠાવ આપે છે.

"મૃદુલા"માં ડૉ૦ અવિનાશની મોટી પુત્રી તિલોત્તમા અને નાની પુત્રી વિદુલાનાં જીવન વચ્ચેનો માર્મિક તફાવત આ રીતે સફળતાથી બતાવવામાં આવે છે:—

"તિલોત્તમા અને વિદુલામાં બહુ તફાવત હતો. એક મર્યાદાશીલ, નમ્ર અને થોડાબોલી હતી તો બીજી જાહેર હિંમતવાળી, ભડાક અને તડાક જવાબ આપે એવી હતી. એક સુઘડ અને સાદી હતી ત્યારે અન્ય વધારે સુઘડ અને ઠાઠમાઠવાળી હતી. એક શાંતિની વેળાએ ઉત્તમ પુસ્તકો વાંચતી, મનન કરતી, સૃષ્ટિસૌંદર્ય જોતી અને ઈશ્વરની ગહનતાનો વિચાર કરતી, ત્યારે બીજી એ જ વેળાએ રસિક પુસ્તકો વાંચતી અને સૃષ્ટિસૌંદર્યમાં કઇ રીતે આનંદ મેળવવો એનો જ વિચાર કરતી. એક સારંગી અથવા હાર્મોનિયમ સાથે શાન્ત મૃદુલ ગાયન ગાઈ આત્માને આનંદ આપતી, ત્યારે અન્ય બીજી જ તરેહનાં ગાયન ગાતી."*

પરંતુ વિદુલાના પાત્રનું સર્જન તિલોત્તમાને ઓપ આપે છે તેના કરતાંયે મુખ્ય પાત્ર મૃદુલાને વધારે ઓપ આપે છે. મૃદુલામાં ઉચ્ચ કેળવણીની સાથે વિનીતતા અને ઈશ્વરપ્રીતિ છેઃ વિદુલાને ઉચ્ચ કેળવણીએ તરંગી અને ચંચળ બનાવી છે. આમ વાર્તાની શરૂઆતથી જ મૃદુલા અને વિદુલા વચ્ચે પ્રબળ વિરોધ માલમ પડે છે. આ સ્વભાવ વિરોધ બન્નેનાં લગ્ન વખતનાં વર્તનમાં અને

* "મૃદુલા", ત્રીજી આવૃત્તિ, પૃષ્ઠ ૧૩.

વિચારમાં સુંદર રીતે ઉઠાવ પામે છે. મૃદુલામાં સ્નેહનો વિકાસ સંપૂર્ણતઃ થયો છે. એના લગ્ન વખતે સોનાચાંદીની મહામૂલી ભેટો કરતા એના પ્રિયતમ પ્રદ્યોતની છબીવાળું લૉકેટ એને મળે છે એથી એને વિશેષ આનંદ થાય છે. વિદુલા આના કરતા સાવ વિપરીત પ્રકારની છે. એને મન લગ્ન એક બંધન છે—રૂઢિ છે, અને રૂઢિને ખાતર જ લગ્ન કરવાની આવશ્યકતા છે એમ તે માને છે. વિદુલાનાં હૃદયમાં સ્નેહબીજ હતુ, પણ પ્રેમવારિનું સિંચન થયુ ન હોવાથી એનો વિકાસ થયો નહોતો. ટેનીસનની રાજકુમારી માફક વિદુલાને સ્નેહ જાગૃત થયો નહોતો તો પછી એવી આતર્વૃત્તિ તો ક્યાથી થાય ?

'લગ્ન-બંધન" માં પણ આ સંયોજનકલાનો સારો ઉપયોગ કરવામાં આવ્યો છે. એમાં અશિક્ષિત ઇન્દુને—અને ઇન્દુ કરતાય વિશેષ શિક્ષિત ઉષાને—મુખ્ય પાત્ર ભદ્રાના foil તરીકે વાપરવામા આવે છે. ઉષા " મેટ્રીક સુધી પહોચી હતી. સંગીતમા એક્કો હતી. પિતા અને કુટુંબની બીજી સ્ત્રીઓ સાથે તે પાર્ટીઓમા જતી અને ફેશનેબલ કપડામા કૉંગ્રેસ અને કૉન્ફરંસમા ભાગ લેતી. ખરેખર, આ સર્વ ગુણો વખાણવા લાયક હતા પરંતુ તની સાથે જોઈતુ નિરભિમાન અને પ્રભુપ્રેમ ખીલ્યા નહોતા." આમ શરૂઆતથી જ ઉષાને ભદ્રાથી વિરોધી રગમા ચિતરવામા આવ્યા છે.

ભદ્રા અને ઉષા બન્નેએ અર્વાચીન ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી છે પરંતુ ભદ્રામા પશ્ચિમની વિદ્યા સાથે પૂર્વનાં સંસ્કારનો સમન્વય થયો હોવાથી તે ઠરેલ બની છે : આ જ કેળવણીથી ઉન્મત્ત થઈ ઉષા અર્વાચીન flapper જેવી બની છે : એને પતંગીયાની માફક સ્વતંત્રતા પસંદ છે અને લગ્નને તે બંધન માને છે. બન્ને સૌન્દર્યવતી છે પરતુ ભદ્રા પોતાનાં સૌન્દર્ય કરતાં સંસ્કારને વધુ મહત્તા આપે છે જ્યારે ઉષા પોતાના સૌન્દર્યનો ઉપયોગ પુરૂષોને આકર્ષ-

વામાં જ કરે છે! બટા પોતાના પતિ ચંપકલાલના સુખને માટે મરી ફીટે છે જ્યારે ઉષા મદનલાલના માતપિતા—પોતાનાં સાસુસસરા—મૃત્યુશય્યાએ પડ્યા હોય છે ત્યારે પ્રાન્તિક કૉન્ફરન્સમાં ભાગ લેવા જાય છે અને ભૂખ્યા પતિને માટે પોતાને પિએરથી એક નોકર સાથે પુરી અને મુઠીયાં મોકલાવે છે!

"જ્યોત્સના"માં છબીલી જેવી વિલાસી અને નિરંકુશ સ્ત્રીના સર્જનથી મુખ્ય પાત્ર જ્યોત્સનાને ઝગઉઠાવ મળે છે. છબીલી એક દારૂડીયા પતિને પનારે પડેલી દુઃખીની સ્ત્રી છે અને જીવનને કુમાર્ગે વેડફી દે છે જ્યારે જ્યોત્સના તો "Ministering angel thou" જેવા દયાની દેવી છે. 'સોલીસીટર'મા શંભુલાલ સોલીસીટરની પત્ની રમણી અને શિવલાલ સોલીસીટરની પત્ની શાંતિ વચ્ચેની ભિન્નતા સુંદર રીતે દર્શાવવામા આવી છે. "આસીસ્ટંટ કલેકટર"માં શાંતિ—જીવણલાલ આઈ. સી. એસ. ની અભણ અને વ્હેમીલી પત્ની શાન્તિ—અને વિલાયત જઇ શિક્ષણ મેળવી આવેલી કમળાનાં પાત્રો આવા આશયથી જ સર્જવામાં આવ્યા છે. શાંતિ લીલીને હડધૂત કરે છે જ્યારે કમળા લીલીના પરિચયમાં આવી પોતાનું જીવન ઉન્નત કરે છે. શાન્તિને લીધે જીવણલાલનો સંસાર વિષમય બને છે જ્યારે શાંતિના અવસાન બાદ કમળા જીવણલાલના વિષમય સંસારમાં અમૃત રેડે છે.

"તરલા"માં પણ આવી જ પરિસ્થિતિ દૃષ્ટિગોચર થાય છે. તરલા અને લીલા બન્ને કેળવાયેલી યુવતીઓ છે, બન્ને સારા કુટુંબની કન્યાઓ છે તે છતાંય એક લાગણીના આવેશમાં અને બીજી પોતાના બીનઅનુભવથી ભુજંગના શબ્દોમાં પૂરેપૂરો વિશ્વાસ મૂકી તેને ખાતર પોતાનાં જીવન વેડફી દેવા તૈયાર થાય છે. વીણા આ બન્ને યુવતીઓ કરતાં તદ્દન જુદા જ પ્રકારની છે. વીણાના હૃદયમાં પ્રેમ નથી એમ નહિ પરંતુ તે મનુષ્યસ્વભાવને સહેલાઈથી પારખી શકે છે. લેખક સાચું જ કહે છેઃ—

"વીણાનો સ્વભાવ જ એવો હતો કે દુર્ગુણોને—નબળાઇને—કાબુમાં આણી શકે. એ છૂપી શક્તિનો પ્રયોગ વીણાએ ભુજંગલાલ પર કર્યો અને તેમાં એને વિજય મળ્યો."*

આમ તરલા જે નથી કરી શકતી તે વીણા સહેલાઇથી અને સફળતાથી કરી શકે છે તરલા ઉર્મિઓનાં અસ્ખલિત પ્રવાહમા ઘસડાઇ જઈ પોતાનુ જીવન દુ:ખમય બનાવે છે ત્યારે વીણા ઉર્મિના આવેગમા તણાવાને બદલે એ જ આવેગનો પોતાના વિજયના સાધન તરીકે ઉપયોગ કરે છે.



* "તરલા', પૃ૪ ૨૮૦.

# પ્રકરણ સાતમું

—○—

## ઉપસંહાર

ઈ. સ. ૧૯૦૭ માં ભોગીન્દ્રરાવની પ્રથમ નવલકથા પ્રકટ થઈ. ઈ. સ. ૧૯૧૭ મા એમનુ અવસાન થયુ. આ દશ વર્ષના અલ્પ સમયમા એમણે પંદર નવલકથાઓ ઉપરાંત અનેક કાવ્યો, બાળસાહિત્યના પુસ્તકો, નવલિકાઓ, નિબંધો અને અન્ય પ્રસંગોચિત લેખો ગુજરાતને ચરણે ધર્યા. આ નવલકથાઓએ આપણા સાહિત્યનાં એ આવશ્યક અંગનો કેટલો વિકાસ સાધ્યો ? ભોગીન્દ્રરાવની નવલકથાઓનું ગુજરાતી સાહિત્યમાં સ્થાન શું ? આ અને એવા બીજા અનેક પ્રશ્નો અભ્યાસક સમક્ષ ઉપસ્થિત થાય છે. આગળનાં પ્રકરણોમાં આપણે એમની અગત્યની નવલકથાઓની સવિસ્તર સમીક્ષા કરી આ સમીક્ષા દ્વારા અભ્યાસકને ભોગીન્દ્રરાવની વાર્તા રચવાની કળા, પાત્રાલેખન, વસ્તુ, શૈલી વિગેરેનો બરાબર ખ્યાલ આવ્યો હશે આ પ્રકરણનો આશય એ બધા પ્રશ્નોને સમગ્ર દર્શન બાદ સમેટી લઈ કેટલીક લાક્ષણિકતાઓ દર્શાવવાનો છે.

[illegible]ી નવલકથાનો જન્મ અને વિકાસ કેવી રીતે થયો તે આપ[illegible] ખંડનાં પ્રથમ પ્રકરણમા જોયું. નવલકથામાં શુ હોવું જોઈએ અને શુ ન હોવું જોઈએ એ વિષય પરત્વે નિપુણો અને વિદ્વાનોમાં ભિન્ન ભિન્ન મતો પ્રચલિત હોવા છતાં એટલુ તો વિના-

સંકોચ કહી શકાય કે સામાજીક નવલકથાસર્જનનો અંતિમ ઉદ્દેશ સમકાલીન મહાપ્રશ્નોનાં નિરાકરણ દ્વારા પરોક્ષ રીતે માનવજીવનને ઉચ્ચ પંથે લઇ જવાનો છે—માનવસમસ્તના ઉચ્ચગ્રાહી વિકાસાર્થી તેને ઉન્નત જીવનના રાજમાર્ગે લઇ જવાનો છે. નવલકથામાં એ પ્રકારનાં સુખદુઃખ અને હાસ્યરૂદન તરંગિત થવાં જોઇએ કે જેને દરેકેદરેક વ્યક્તિ પોતાનાં ગણી શકેઃ પોતાનાં જ સુખ કિંવા દુઃખથી તેને જે લાગણીઓ થાય તે તેને થવી જોઇએઃ પાત્રોનાં પાપપુણ્યમાં તે પોતાનાં જ કર્તવ્યોનું પ્રતિબિંબ દેખી શકે. પરંતુ રખે કોઈ એમ માનવાની ઉતાવળ કરે કે નવલકથા ફક્ત જીવનનું પ્રતિબિંબ રજુ કરવા માટે જ મર્યાદિત છે. તે તો જીવનને ચારે બાજુએથી ખેંચી લઈ તેને એકત્રીત કરે છે. "જીવનની સર્વ પ્રવાહિતા, અસ્થિરતા અને ભાવનાના તરંગોને બરફ જેવા ગંભીર, સ્થિર અને મૂર્ત સ્વરૂપમાં તે આણી આપે છે." નવલકથામાં જીવનનું વિશ્લેષણ હોય છે એટલું જ નહિ પરંતુ સાથે સાથે સંયોગીકરણ પણ હોય છે. અન્ય શબ્દોમાં કહીએ તો નવલકથા "જીવનનાં સારભૂત તત્ત્વો અને માયાના મૃદ આવરણોમાં ઢંકાયેલા મૌલિક સત્તા અને શાશ્વતી સમૃદ્ધિ જ્યાં જ્યાં ગુપ્તપણે પડવાં રહે છે તે બધાને એકઠાં કરી, સંચિત કરી, પોતાનામાં સમાવી દે છે."

"સરસ્વતીચંદ્ર"ની પ્રબળ છાયામાં વીસમી સદીના પહેલા દસકાની—એ દસકાની કહીએ તોય ખોટું નહિ—નવલકથાઓ રચાઇ. ભોગીન્દ્રરાવની "મૃદુલા", "ઉષાકાન્ત", "જ્યોત્સ્ના" આદિ સર્વ નવલકથાઓમાં ગોવર્ધનરામના આ ગ્રંથમણિની પ્રબળ અસર દેખાયા વિના રહેતી નથી એ આપણે આગળ નિહાળ્યું. તે છતાંય ભોગીન્દ્રરાવની દરેકેદરેક નવલકથાઓમાં તત્સમયનાં શિક્ષિત યુવક–યુવતીઓનાં મનોમન્થન કરનારાં કંઇ ને કંઇ વિશિષ્ટ પ્રશ્નો લેવાયા હોય છે અને તેથી એ નવલકથાઓ આપણા સાહિત્યમાં અનેરૂ

સ્થાન પ્રાપ્ત કરી લે છે. પ્રજાકીય મહાપ્રશ્નોનાં—National Problemsના—જે નિરૂપણ "મૃદુલા"થી માંડી "અજામિલ" સુધીની સર્વ વાર્તાઓમાં દષ્ટિગોચર થાય છે તે ભોગીન્દ્રરાવની કળાની એક વિશિષ્ટતા છે. આ સર્વ મહાપ્રશ્નો વીસમી સદીની શરૂઆતમાં કેવી રીતે ઉપસ્થિત થયા તે આપણે જોયું. પાશ્ચાત્ય સાહિત્યના અભ્યાસે તત્સમયના વિચારકો પર મહાન્ અસર કરી. સ્વ૦ ગોવર્ધનરામ ત્રિપાઠીના શબ્દોમાં કહીયે તો તે સમયે "ત્રિવેણી સંગમ" થયો હતો. એક પક્ષે સંસ્કૃતના અભ્યાસથી પુનર્જીવન પામતી ભાવનાઓ, દ્વિતીય પક્ષે પાશ્ચાત્ય પ્રજાનાં આચારવિચારો અને તૃતીય પક્ષે આપણા સમાજની પ્રચલિત રૂઢિઓ—આ ત્રણ ભિન્ન ભિન્ન પ્રવાહો એકત્રીત થવાને લીધે અનેક મહાપ્રશ્નો ઉપસ્થિત થયાઃ અને આ સર્વ મહાપ્રશ્નોને સમકાલીન વિચારકોએ જુદી જુદી રીતે નિરખ્યાં. ભોગીન્દ્રરાવની સામાજીક નવલકથાઓનો ઉદ્દેશ આ મંથનકાલની સ્થિતિનાં તાદશ્ય ચિત્રો દર્શાવી, તત્કાલીન જ્વલંત પ્રશ્નોનાં નિરાકરણ દ્વારા, યોગ્ય માર્ગસૂચન કરવાનો છે.

બાળ કેળવણી, સ્ત્રીઓની ઉન્નતિ, ધાર્મિક શિક્ષણ, લગ્ન, વિધવાવિવાહ, પરદેશગમન, સ્વદેશપ્રીતિ, રાષ્ટ્રત્વની ભાવના, હિંદુ-મુસ્લીમ-પારસી-ક્રિશ્ચીયન ઐક્ય વિગેરે અનેક જ્વલંત પ્રશ્નો ભોગીન્દ્રરાવના નવલકથાઓમાં સવિસ્તર આલેખવામાં આવ્યા છે; અને એ સર્વનાં નિરાકરણ માટે યોગ્ય દિશાસૂચન પણ કરવામાં આવ્યું છે. પરંતુ આ સર્વમાં બે પ્રશ્નો તરફ લેખકે વિશેષ લક્ષ આપ્યું છે. આ બે પ્રશ્નો તે (૧) સ્ત્રીની પ્રતિષ્ઠા (Position of women) અને (૨) અર્વાચીનઔદ્યોગિક યુગમાં અનેક મુશ્કેલીઓને લીધે કચડાતાં પીડિતો અને ગરીબોનાં જીવન અને સ્થિતિનાં તાદસ્ય વર્ણન અને તેમની આ કરૂણ પરિસ્થિતિ સુધારવાના પ્રયત્નોનું સૂચન.

સ્ત્રીઓની—હિંદુ સ્ત્રીઓની—સાંસારિક સ્થિતિ આજથી ત્રીસ વર્ષ પૂર્વે કેવી વિષમ હતી (અને હજીય એ સ્થિતિ ગુજરાતના પછાત ગણાતા જીલ્લાઓમાં પ્રવર્તી રહી છે) તે આ સ્થળે સ્મરણમાં રાખી તેને અર્વાચીન સ્ત્રીની વર્તમાન સ્થિતિ સાથે સરખાવવાથી માલમ પડશે કે આ ત્રીસ વર્ષમા ગુર્જર સુંદરીઓએ સર્વદેશીય વિકાસને પથે અનેક પગલાં આગળ ભર્યાં છે. આ ઉન્નતિમાં ભોગીન્દ્રરાવનો ફાળો કંઈ જેવો તેવો નથી. ગુજરાતી બ્હેનોના જીવનનાં અનેક વિકટ કોયડાઓ તેમણે ઉકેલ્યા છે. લગ્ન અને પરિણીત જીવનનાં પ્રશ્નો સ્ત્રીજીવનના અગત્યનાં પ્રશ્નો છે. એક સંરક્ષક સુધારક તરીકે ભોગીન્દ્રરાવે હિંદુસંસારના સંક્રાન્તિકાળમા લગ્નનો પ્રશ્ન અનેક સ્થળોએ ચર્ચ્યો છે અને આદર્શ ગૃહમાં ગૃહદેવીનું સ્થાન શું હોવું જોઈએ તે વિષે પોતાના વિચારો અસંદિગ્ધપણે રજુ કર્યા છે. આ રીતે તેમણે ગુર્જર સ્ત્રીત્વની મુશ્કેલીઓની યોગ્ય કદર કરી, આ મુશ્કેલીઓના નિવારણ માટે પોતાના જીવનની સર્વ શકિતઓ—હાર્દિક અને બૌદ્ધિક—અર્પણ કરી.

અર્વાચીન યુગ યંત્રવાદનો યુગ છે શ્રીમંતો અને શ્રમજીવીઓના સતત સંઘર્ષણમાં શ્રમજીવીઓનો મરો છે. ગરીબો પ્રત્યે ભોગીન્દ્રરાવને જે અનુકંપા હતી, સમાજથી હીણાયેલાઓ માટે તેમને જે સહાનુભૂતિ હતી, તે તેમની અનેક નવલકથાઓમાં દૃશ્યમાન થાય છે. સામાજીક અસમાનતાઓ તેમને ઘણી સાલતી. ખાસ કરીને "ઉપાકાન્ત", "મોહિની", "તરલા" અને "અજામિલ"મા મજુરો અને કામદારોના કંગાળ જીવનનાં જે દૃશ્યો રજુ થયા છે તે હૃદયભેદક છે. મજુરી કરનારની એક માનવ તરીકે નહિ પણ યંત્ર તરીકે થતી ગણતરી, દારૂની જીવલેણ બદી, અજ્ઞાન, "કલકત્તાની કાળી કોટડી" જેવી અંધારી ઓરડીઓ વિગેરે ગરીબોના જીવન સાથે સંકળાયેલી અનેક અસમાનતાઓ તેમની લેખિનીને અજબ જોમ આપે છે અને

પરિણામે તેઓ આ કમકમાટીભરી કંગાળ સ્થિતિના તાદૃશ્ય વર્ણનો આપી મધ્યમ તેમ જ શ્રીમંત વર્ગને આ પીડિતોના ઉદ્ધાર માટે માર્ગ દાખવે છે

"મોહિની"માં કામાટીપુરા, ભાયખળા, પરેલ, આટરોડ, વિગેરે મુંબઈના કંગાળ લત્તાઓના—Slum lands ના—જે ચિત્રો આપવામાં આવ્યાં છે તે ઘણી જ મહત્વતાથી દોરાયાં છે આપણા સાહિત્યમાં અન્ય કોઇ નવલકથાકારે આ શ્રમજીવી વર્ગ તરફ આટલી સહાનુભૂતિ દર્શાવી નથી અંગ્રેજી સાહિત્યમાં જેમ ચાર્લ્સ ડીકન્સે લંડનના "ઇસ્ટ એન્ડ"ના તાદૃશ્ય ચિત્રો રજુ કરી "લોઅર મીડલ કલાસ"ના જીવન જે સફળતાથી રજુ કર્યા છે તેવી જ રીતે ભોગીન્દ્રરાવે આપણા કંગાળ લત્તાઓમાં રહેતા મજુરોના જીવન રજુ કર્યાં છે મોતીચંદ જેવો સામાન્ય મીલમજુર અને તેનો ચાલાક બાળક[1], રાધુ અને તેનો કાદાબટાટા વેચતો ભાઇ[2], જકુડો અને તેના નગરમજુરના મળતીયાઓ,[3] હિંદુ મજહબથી હડધૂત થઈ ખ્રીસ્તી થતો શુદ્ર[4], વિગેરેના ચિત્રો ધારી અસર નીપજાવી શક્યા છે

ભોગીન્દ્રરાવની નવલકથાઓ સંસારસુધારાના પ્રશ્ન સાથે સંકળાયેલી હોઈ સ્વાભાવિક ધ્યેયલક્ષી નવલ થાઓ—Novels with a purpose—અને એમાં જરાયે આશ્ચર્ય જેવું નથી તેમણે પોતાનું સારૂં જીવન જે કાર્યોને અર્પ્યું હતું તે કાર્યો તેમની નવલ કથાઓમાં પ્રધાનપણે અંકાય આવા સંજોગોમાં કલાકાર પ્રચારક બને છે ભોગીન્દ્રરાવ પણ એક પ્રબળ પ્રચારક બન્યા અને પરિણામે તેમની નવલકથાઓમાં શુદ્ધ કલાની દૃષ્ટિએ જોતા ક્ષતિઓ પ્રવેશવા પામી પરન્તુ ભોગીન્દ્રરાવે "કલાને ખાતર કલા"નો સિદ્ધાંત સ્વીકાર્યો ન હતો, કલાની વેદી પર પોતાના જીવનધ્યેયનો ભોગ

૧ 'ઉપાકાન્ત'માં ૩ "અજામિલ"માં

તેઓ ન જ આપે. આનું પરિણામ એ આવ્યું કે જાણ્યે અજાણ્યે પ્રચારની ધગશમા તણાઇ તેમની નવલકથાઓમાં અનેક સ્થળે ઉપદેશવૃત્તિ—didacticism—પ્રવેશ કરવા માંડી અને વાર્તાના કુદરતી કાર્યપ્રવાહમાં અંતરાય પડયો.

ઉદ્દેશલક્ષી નવલકથાઓનો વિચાર કરતાં સ્વાભાવિક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે કલામાં ઉદ્દેશ હોવો જોઇએ કે નહિ ? વર્તમાન ગુજરાતના અગ્રગણ્ય નવલકથાકાર રા० રમણલાલ વસંતલાલ દેસાઇ આ પ્રશ્ન પરત્વે લખે છે.—

> "કલા પ્રત્યક્ષ બોધ કરતી જ નથી. કલાનું આસ્વાદન કરતાં સમગ્ર રીતે કોઈ ઉચ્ચ ભૂમિકાનો સ્પર્શ અજાણતા થાય એટલું જ કલા માટે બસ છે. ઝડપથી બદલાતા જીવન–સિદ્ધાંતોનો અને નીતિસિદ્ધાંતોનો પક્ષ લેવા ખાતર કલાએ પ્રયત્ન કરવાનો જ નથી. તેવા માર્ગમાં જો કલા ઉતરી પડે તો તે સ્થાનિક (local), અશાશ્વત, ક્ષણિક જીવનવાળી અને પક્ષવાદી બની જાય છે. સાધન તરીકે એવા સિદ્ધાંતોનો કલા ભલે ઉપયોગ કરે; પરંતુ તેમનું સમર્થન કરવાનો ઉદ્દેશ કલાથી સ્વીકારી શકાય નહિ........કોઇ પણ મંતવ્યનો પક્ષ લેવા ખાતર કલાની પ્રવૃત્તિ થવી જોઇએ એમ કહેવુ એ કલાને સંકુચિત કરી નાખવા બરાબર છે."*

કલા અને ઉદ્દેશનો પરસ્પર સંબંધ દર્શાવતો આ મત યોગ્ય છે. કલાનો બોધ પ્રત્યક્ષ નહિ પણ પરોક્ષ જ હોય છે. પરંતુ કલા ઉદ્દેશરહિત તો ન જ બની શકે. જીવનમાં જેમ ઉદ્દેશ હોય છે તેમ કલામાં પણ હોવો જોઇએ. ઉદ્દેશવિહોણું જીવન શકય હોય તો જ ઉદ્દેશવિહોણી કલા શકય છે. રા० રમણલાલની ઉપરોક્ત માન્યતાઓ છતાય તેમની નવલકથાઓમાં didacticism ના તત્ત્વો છે એ

* "જયન્ત"ની પ્રસ્તાવનામાથી.

બતાવી આપે છે કે એ માન્યતાઓ વ્યવહારમાં ઉતારવી કેટલી મુશ્કેલ છે. કોઈ પણ સામાજીક નવલકથાકારમાં ઉપદેશવૃત્તિ આવવાની જ. સમર્થ કલાકાર તેને કલાના અંશોથી મઢી લઈ પરોક્ષ બનાવી શકે છે.

ભોગીન્દ્રરાવે પોતાની નવલકથાઓમાં "ઇચ્છા વા અનિચ્છાએ કેટલાક સિદ્ધાંતો દાખલ" કર્યા તે વિષે આગળના પાનાઓમાં+ વિવરણ કર્યું છે. રંજનપ્રધાન નવલકથાઓ કરતાં ઉદ્દેશપ્રધાન નવલકથાઓ આપણા સમાજને વધુ લાભદાયક છે એમ ભોગીન્દ્રરાવ માનતા. તેમના મિત્ર, "બંધુસમાજ"ના એક માનનીય સભ્ય, સ્વ. ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલના નીચે દર્શાવેલા વિચારો સાથે તેઓ સહમત હતાઃ—

"રંજન એ જ માત્ર વાર્તા લખવાનો ઉદ્દેશ હોવો ન જોઇએ. રંજન સાથે શિક્ષણની જરૂર છે. આથી ઉદ્દેશયુક્ત વાર્તાનું મહત્ત્વ વધ્યું છે. સુશિક્ષિત વર્ગ ઉદ્દેશયુક્ત વાર્તાઓને જ પસંદ કરે છે. ઉદ્દેશ વગરનું જેમ માનવજીવન નકામું થઇ પડે છે તેમ ઉદ્દેશ વગરની વાર્તાઓ કદાચ આનંદ આપે છે પણ નકામા જેવી થઇ પડે છે. આ કારણથી ફ્રાંસ અને અમેરિકામાં ઉદ્દેશયુક્ત વાર્તાના લેખન પ્રત્યે વિશિષ્ટ લેખકોનું લક્ષ વધારે છે."*

કલાઉદ્દેશહીન હોવી જોઇએ કે અન્યથા એ આખોય પ્રશ્ન એક છુટા નિબંધને માંગી લે છે. અંગ્રેજી વિવેચકો પણ આ પ્રશ્ન પર એકમત થયા નથી. મહાન્ અંગ્રેજી નાટ્યકાર અને નવલકથાકાર સ્વ૦ જ્હૉન ગાલ્સવર્ધીના મંતવ્ય પ્રમાણે "It is not the artist's business to preach but to portray."

+ ખંડ બીજો, પૃષ્ઠ ૧૧૮.

* "ટુંકી વાર્તા અને તેનું સ્વરૂપ" (ત્રીજી સાહિત્યપરિષદ સમક્ષ વંચાયલો નિબંધ).

ગાલ્સવર્ધી આ મંતવ્ય તેમના નાટકોમાં ઉતારી શકયા નથી: "Silver Box", "Strife" આદિ તેમની શ્રેષ્ઠ નાટ્યકૃતિઓમાં પાદરીવેડા આવ્યા વિના રહ્યા નથી. ગાલ્સવર્ધીના મંતવ્યથી તદ્દન ભિન્ન મંતવ્ય પ્રખ્યાત વિવેચિકા મીસ કેથેરીન જેરૉલ્ડનું છે:—

"The business of fiction, let us not forget, is to entertain; but fiction is not literature unless it also instructs. Literature that is to be worthy of the name must give you various experiences...........The business of fiction is to entertain, but in so far as fiction is literature, its duty is to instruct. Not in any pedagogical sense. It instructs by entertaining you plausibly."*

આ પ્રશ્ન જેટલો રસમય છે તેનાથીય વધુ વિવાદનીય છે અને તેની સવિસ્તર ચર્ચા કરવાનું આ યોગ્ય સ્થાન ન હોવાથી આપણે આપણા મૂળ વિષય પર આવીશું.

ભોગીન્દ્રરાવની નવલકથાઓની બીજી લાક્ષણિકતા એ કે તે સર્વેમાં પરસ્પર મળતાપણું વિશેષ કરીને આવે છે. આપણે જોયું તે પ્રમાણે આ જ કારણસર તેમના પાત્રો—ખાસ કરીને સ્ત્રીપાત્રો—types (નમુનાઓ)ના પ્રતિનિધિ બની રહે છે. પ્રસંગો, પાત્રો અને વસ્તુની સમાનતાઓ ભોગીન્દ્રરાવની નવલકથાઓના કોઇ પણ અભ્યાસકની દૃષ્ટિએ ચઢયા વિના નહિ રહે. "મૃદુલા" માં જે પ્રસંગો અને જે પાત્રાલેખન છે તે જ પ્રકારનાં પ્રસંગો અને પાત્રાલેખન "ઉષાકાન્ત", "જ્યોત્સ્ના" આદિમાં છે. ઘણીખરી નવલકથાઓના છેલ્લા પ્રકરણો એક સરખા છે. "મૃદુલા", "જ્યોત્સ્ના", "ઉષાકાન્ત",

* "The Morality of Fiction."

"તરલા" એ સર્વમાં વાર્તા કૌમુદી-મહોત્સવ અથવા એવા કોઇ અન્ય મહોત્સવ સાથે પર્યવસાન પામે છે. આવા સમાન અંગો ઘણાય મળી આવશે. આ સમાનતાના અંશો માટે ફક્ત નવલકથાકારને દોષિત ગણવા કરતાં આપણા સમાજની સંકુચિત સીમા જ વધુ દોષપાત્ર ગણી શકાય. આપણું સામાજીક જીવન અમુક મર્યાદામા જ રહે છે અને નવલકથાકાર આ એકધારા જીવનનાં ભિન્ન ભિન્ન પ્રતિબિંબો ઝીલે છે તે છતાય સમાનતાઓ આવ્યા વિના રહેતી નથી. ભોગીન્દ્રરાવ એકલાને આ મુશ્કેલી નડી નથી : કોઇ પણ સામાજીક નવલકથાકારને આ મુશ્કેલી નડે એમ છે. ભોગીન્દ્રરાવના સમયમા ગુજરાતી સમાજ અને જીવનમાં અસહકાર અને સવિનયભંગની લડત પછી જે મહાજાગ્રતિ આવી તે નહોતી. આપણા અન્ય સામાજીક નવલકથાકાર રા. રમણલાલ દેશાઇને અસહકાર અને ગાંધીયુગની સુંદર તથા વિવિધરંગી પશ્ચાદ્‌ભૂમિ પ્રાપ્ત થવા છતાંય વિવેચકોએ તેમની વાર્તાઓ પર સમાનતાઓનો દોષ મૂક્યો છે. પોતાની કલાની આ મર્યાદાના રા. રમણલાલ જે કારણો આપે છે તે નોંધવાલાયક છે.—

> "ગુજરાતમાં સામાજીક નવલકથાના લેખકને એક મુશ્કેલી નડે છે. યુરોપના અને ગુજરાતના સામાજીક જીવનમાં ઘણો ફેર છે. યુરોપના જીવનમાં જે સંભવિત છે તે આપણે ત્યા સંભવિત નથી. ધવલગિરિ એ હિમાલયનું જ એક શિખર છે, પરંતુ એક યુરોપીયન તેના પર ચઢવા મથે એ જેટલું સંભવિત લાગે છે તેટલુ જ ગુજરાતના એક મગનલાલ માટે તે સંભવિત નથી લાગતું......
>
> "આપણા સામાજીક બનાવો અમુક વર્તુલમા જ ફરે છે : આપણા સાહસોને મર્યાદા છે, આપણા જીવનની નિશ્ચિત હદરેખાઓ છે. એટલે આપણી નવલકથાઓ એકવિધ અને અના-

કર્ષક થઈ પડવાનો ભય રહે છે. આપણી ભારેમાં ભારે—Mystery—અદ્દભૂત રસ, ભગવાંની આસપાસ ફર્યા કરે છે. આપણું મોટામાં મોટું સાહસ બહારવટીયાને જ મધ્યબિંદુ બનાવ્યા કરે છે અને આપણું ચાતુર્ય ન્હાનાં મોટાં રજવાડાનું અવલંબન કર્યા કરે છે.

"...........મારી નવલકથાઓ એકવિધ બને એમાં પ્રથમ તો મારી જ મર્યાદા શક્તિને હું સ્વીકારી લઉં છું અને પછી જ પૂછું છું કે આપણા સમાજની પરિસ્થિતિ પણ કંઈક અંશે કારણરૂપ બની શકે ખરી ?"*

આપણે પણ રા. રમણલાલની સાથે પૂછી શકીએ કે ભોગીન્દ્રરાવની વાર્તાઓ એકવિધ બની તેમાં "આપણા સમાજની પરિસ્થિતિ પણ કંઈક અંશે કારણરૂપ" ખરી કે નહિ ?

આપણા નવલકથા સાહિત્યમાં ભોગીન્દ્રરાવનું યોગ્ય સ્થાન નક્કી કરવા માટે હજી પૂરતો સમય છે તે છતાંય એટલું અવશ્ય કહી શકાય કે તેમનું સ્થાન માનવંતું છે. તેમની અનેક સામાજીક નવલકથાઓ ગોવર્ધનયુગ અને મુનશીયુગને જોડનાર સાંકળની અગત્યની કડીઓ છે. ફક્ત દસ વર્ષનાં ટુંક સમયમાં તેમણે ગુજરાતી નવલકથાનો જે વિકાસ કર્યો તે ગુજરાતી સાહિત્યનો ઇતિહાસકાર વીસરી શકે એમ નથી. સ્ત્રીઓને માટે લખાયલી નવલકથાઓ આપણા સાહિત્યમાં જુજ છે : પિતાપુત્રી કે ભાઈબ્હેન સાથે બેસીને વાંચી શકે એવી નિર્દોષ નવલકથાઓ વિરલ છે. સ્ત્રીઓની વાંચવાની રસવૃત્તિને ભોગીન્દ્રરાવે પોતાની નવલકથાઓ દ્વારા પ્રોત્સાહન અર્પ્યું અને પરિણામે આપણા સાહિત્યમાં સ્ત્રીવર્ગ જેનો રસાનંદ માણી શકે તેવી નવલકથાઓ લખાઇ. ભોગીન્દ્રરાવની આ સેવા ન્હાનીસુની નથી. સ્ત્રીઓના માનસનો તેમણે સૂક્ષ્મ અભ્યાસ કર્યો, તેમની સમ-

* "હૃદયનાથ"; પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

અને "સાક્ષરો" આને દોષ ગણે એ સ્વાભાવિક છે. પરંતુ આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે તેમના સમયમાં જે વિદ્યુતવેગી ઝડપથી ગુર્જર જીવનમાં ફેરફાર થતાં જતા હતા તેને ઝીલવા માટે આ પ્રકારની વૃત્તિ જાણ્યે અજાણ્યે પ્રવેશવા પામી. આ journalistic tendency એ બદલાતા જતા જમાનાનું એક અનિવાર્ય પરિણામ છે. અંગ્રેજી સાહિત્યમાં મી૦ એચ. જી. વેલ્સના પુસ્તકો પણ આ પ્રકારની ભાષામાં રચાયલા છે. અંગ્રેજી સાહિત્યના સંપર્ક પછી આ વૃત્તિએ ગુજરાતમાં પગ મૂકયો. સ્વ. રણજીતરામ વાવાભાઈ અને રા. કનૈયાલાલ મુન્શીના અનેક લેખોમાં આ વૃત્તિ નજરે પડે છે. વર્તમાનપત્રોના વિપુલ ફેલાવાના આ યુગમાં—આ "ધાંધલીયા યુગમાં" —આવી journalistic tendency સ્વાભાવિક છે. આ બાદ કરતાં ભોગીન્દ્રરાવની ભાષામાં અનેક સ્થળોએ સુંદર કાવ્યમયતા અને પ્રવાહિતા છે : કલ્પનાના સુરેખ રંગો પણ છે. "*શુક્લ પક્ષમાં જન્મી શુક્લ પક્ષમાં અવસાન પામનાર જંતુઓને કૃષ્ણ પક્ષનો વિચાર પણ કયાંથી આવે"—એ "મૃદુલા"માંના વાકય પર વિવરણ કરતાં શ્રી. ન્હાનાલાલ કવિ જે લખે છે તે સત્ય જ છે:—

> " વિચાર, ઉચ્ચાર, લાઘવ, સત્યતા, કલા વિગેરે સર્વ કલાવિધાયકને આવશ્યક ગુણોથી નપામતાં એ સર્વોત્તમ વાકય છે............કવિતાના સર્વ ગુણો એમાં છે." ×

આવા તો અનેક દષ્ટાંતો આપી શકાય. વાર્તાલાપ કુદરતી છે અને સ્થળે સ્થળે કટાક્ષમિશ્રિત મર્માળા હાસ્યની છાંટ નજરે પડે છે. ટુંકમાં ભાષાનું શિષ્ટત્વ, વિચારોનું ગાંભીર્ય અને પ્રસંગોનું વૈવિધ્ય એ એમની કલાના મુખ્ય અંશો ગણી શકાય.

ગુજરાતી સાહિત્યમાં ત્રણ પ્રકારની નવલકથાઓ દષ્ટિએ પડે

---

*"મૃદુલા", બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૧૨૪

×શ્રી. ન્હાનાલાલ કવિનો તા. ૨૩–૯–૧૯૦૭ નો પત્ર.

